# કમનસિબ લીલા.

## પ્રથમ ભાગ.

(સામાજિક નવલકથા)

લેખક:—
સાકરલાલ મગનલાલ કાપડિયા.
મુ. મુંબઈ.

પ્રકાશક:—
મહાદેવ રામચન્દ્ર જાગુષ્ટે.
બુકસેલર અને પબ્લીશર ત્રણ દરવાજા—અમદાવાદ.



પ્રથમાવૃત્તિ.

પ્રત ૧૨૦૦ ઈ. સ. ૧૯૧૭

કિમ્મત રૂ ૧-૧૨-૦

# પ્રાસ્તાવિક બે બોલ.

"કમનસિબ લીલા" ના પ્રથમ ભાગ સંબંધી લેખકને બહુ થોડું કહેવાનું છે. કમનસીબ લીલાના વાંચનારાઓને બંગાલી ભાષાન્તરકારો જેવી ભાષાની મીઠાશ, આધુનિક સાક્ષરોના વિચારોનું પ્રૌઢત્વ, સેનસેશનલ પ્લોટ અને દીલ ધપકાવનારા બનાવો વાંચવામા તો ન મળે; છતાં જીવનના ન્હાના ન્હાના અને કડવા મીઠા પ્રસંગોમાં રસ લેનાર વાચક વર્ગ તદ્દન નિરાશ તો ન થાય એવી લેખકને આશા છે.

પ્રસ્તુત નવલકથા તદ્દન મનઃકલ્પિત હોવાનો પણ લેખક દાવો કરતો નથી તેમજ તે કોઈ અન્ય ભાષાની નવલ કથાનું ભાષાન્તર પણ નથી. સ્નેહ જીવનના અનેરા લ્હાવાઓ જેઓએ ચાખ્યા હશે તેઓ તો આ નવલકથા વાંચી કંઇક પણ આનન્દ મેળવી શકશે; છતાં નીડરપણે કહી શકાશે કે શૃંગાર, કરૂણાદિ વિધવિધ રસનો નિર્દોષ સ્વાદ પણ વાચક ચાખી શકશે.

હવે ઉપકાર માનવાનું કામ રહ્યું. પ્રકરણોને મથાળે જે જે અનુભવી કવિઓના હૃદયોદ્‌ગારો ટાંકવામાં આવ્યા છે તે સર્વનો લેખક આ તકે અંતઃકરણપૂર્વક આભાર માને છે.

"મુંબઇ ગુજરાતી" પત્રના અધિપતિ અને મ્હારા પરમ મિત્ર શ્રીયુત્ ભાનુપ્રસાદ મણિરાય વ્યાસની કિમતી સલાહો માટે હું મારા એ પરમ મિત્રનો આભાર ન માનું તો તે અક્ષમ્ય કૃતઘ્નતાજ ગણાય.

અંતમાં આ નવલકથાનો પ્રથમ ભાગ પ્રકટ કરવાનું આર્થીક જોખમ માથે વ્હોરી લેનાર સ્વર્ગસ્થ સાહિત્યાનુરાગી શ્રીયુત્ મહાદેવ રામચંદ્ર જાગુષ્ટે તથા એમના શોકજનક અવસાન પછી એવીજ લાગણી મ્હારા પ્રત્યે રાખનાર એમના ચિરંજીવી શ્રીયુત્ ગોવિંદરાવ મહાદેવ જાગુષ્ટેનો પણ આ તકે ખાસ આભાર માનવાની જરૂર છે.

બની શક્તી સંભાળ રાખવા છતાં પણ જોડણીમાં કેટલીક ભૂલો રહી જવા પામી છે. બીજા ભાગમાં તેવું ન બને એવું વચન આપવામાંજ લેખકે આ સમયની ભૂલોની ક્ષમા મળી ગયેલી માની લીધી છે.

કાર્તિકી પૂર્ણમા, ૧૯૭૩ } ગુર્જરેશ્વરીનો રંક બાલક,
**સાકરલાલ મગનલાલ કાપાડયા.**



# કમનસીબ લીલા.

## પ્રકરણ ૧ લું.

### કાંટામાં બે કુસુમ.

Full many a gem of purest ray serene;
The dark unfathomed caves of ocean bear.
Full many a flower is born to blush unseen:
And waste its sweetness on the desert air.

"GRAY"

ઘનઘોર વાદળાંઓથી આકાશનો નીલ રંગ નાશ પામ્યો; જ્યાં ત્યાં કાળાં વાદળાંઓ છવાઈ ગયાં; તેજસ્વી દિનકર પણ મેઘરાજાના ગડગડાટથી ગભરાઈ જઈ એક બાજુ લપાઇ ગયો. અપૂર્વ જ્યોતિથી દીપતી વીજળીના ચમકારાઓ થોડે થોડે વખતે ચમકવા લાગ્યા. ચારે તરફ ઘોર અંધકાર છવાઇ ગયો, અને આ મુશળધાર વરસાદથી ડરી જઈ, સર્વે જનો–પશુપંખીઓ શુદ્ધાં–આ અચાનક પડેલા વરસાદ માટે ચિંતા કરતાં પોતાનાં રહેઠાણમાં છૂપાઈ ગયાં. વાયુનું જોર પળેપળે વધતું ગયું અને વળી વરસાદ તો જાણે સાતે મેઘ વરસતા હોયની તેમ પૂર જોસમાં વરસતો હોવાથી કેટલાંક ન્હાના અને નાજુક ઘરોના પાયા ધ્રૂજી ગયા. કેટલાંક ઘરો તૂટી પડયાં. આવા અકસ્માતોથી અનેક કીમતી અને આશાભર્યાં જીવો કુદરતના મહાન્ દરબારમાં ચાલ્યા ગયા; જ્યારે કેટલાકો જખમી થઈ જખમની અસહ્ય વેદનાથી પીડાતા ટાઢ અને વરસાદમાં પા-

ણીથી ભીંજાતા-દુઃખી થતા-થરથરતા-પોતાના હતભાગ્યને શાપ દેતા-કુદરતની કાકલુદી કરતાં-કોઇની મદદ માટે અત્યાતુરતાથી રાહ જોતા હતા.

તોફાન પળેપળે વધતું ગયું. વીજળીના ચમકારા તથા તોપના ધડાકા જેવી ભયંકર મેઘ ગર્જનાએ કાયરોનાં હાડ કંપાવ્યાં. બાળકો અને કોમળ હૃદયની લલનાઓ રૂદન કરવા લાગી. અનેક સુંદર મકાનો તૂટી પડયાં અને તેની નીચે ચગદાઈ અનેક માણસો સદાના શાંત વાતાવરણમાં દુઃખી દીલે ચાલ્યાં ગયાં-જગતમાં હતાં-નહતાં-થઇ ગયાં. જેઓ ઘાયલ થયાં તેમની તથા તેમનાં સગાં વહાલાંઓની દુઃખભરી કીકીઆરીઓ, તેમનું છાતીફાડ રૂદન પથ્થરના હૃદયને પણ પીગળાવી નાખે તેવું દયાજનક હતું.

આવા ભયાનક વખતે પ્રભાકરનો દિવ્ય પ્રકાશ નજ હોય તેમાં વળી સૂર્યાસ્તનો સમય થઈ ગયો અને જે સહેજસાજ ઝાંખું ઝળકળું હતું તે પણ નાશ પામ્યું. સઘળે અંધકારનુંજ સામ્રાજ્ય વ્યાપી રહ્યું. અને વાયુએ તો જાણે મકાનો તોડી પાડવાનું "કોંટ્રેકટ" લીધું હોયની તેમ નિરંકુશ મહાલવા માંડયું.

એવા ભયંકર વખતે "કનકપુરી" શહેરના એક વેરાન ભાગમાં આવેલી એક ન્હાની ઝુંપડીમાં આજે આપણે પ્રવેશ કરવાના છીએ. મ્હોટા મ્હોટા ઝાડો અને સુંદર રૌનકદાર ગગન ચુમ્બિત હવેલીઓ પણ તૂટી પડી તો આ ન્હાની પર્ણકૂટિના શા ભાર ? ગમે તેમ હોય પણ અત્યાર સુધી તો તે પરમાત્માની કૃપાથી સલામત ટકી રહી હતી.

આ ઝુંપડીમાં એક સોળેક વર્ષની તરૂણ લલના પોતાના ન્હાનાં બાળક સાથે રહેતી હતી. યૌવનાનો બાંધો ભરાઉ, અંગ મરોડદાર અને વદનકમળ ગુલાબી હોવાથી તેનું રૂપ અત્યંત આકર્ષક લાગતું. તે જો કે હમણાં આ કંગાળ ઝુંપડીમાં વસતી હતી અને ત્યાંની સઘળી સામગ્રી કંગાળ્યતનીજ સાક્ષી પૂરતી હતી છતાં તેણે અગાઉ સારા દિવસ જોયા હોય એવી ખાત્રી તેનું તેજસ્વી વદન આપતું. તેનું સુંદર મુખચંદ્ર પૂર્ણેન્દુ સાથ સ્પર્ધા કરે તેવું સુંદર હતું. તેના મુખપરનાં ચપળ નયનો જાણે સુંદર સરોવરના પાણીની મોહક સપાટીપર મનોહર અરવિંદો નૃત્ય કરતાં હોયની તેવાં લાગતાં. સહેજ લંબ તથા ગૌર ગરદન તેને

જોનારને ઘડીભર હંસણીની નાજુક ડોકનો ખ્યાલ આપતી. ટૂંકામાં તે એવી સુંદર હતી, આ દુનિયાના પેદા કરનારે એવું અનુપમ સૌન્દર્ય અને લાવણ્ય પ્રથમ તેનામાં ભર્યું હતું કે દૃષ્ટિએ જોતાંજ શું અમીર કે ફકીર સંસારી કે વૈરાગી સઘળાં તેની મિત્રતા ચાહે. મોટા મોટા ઋષીમુનિઓ પણ તેને જોતાં એકવાર ભાન ભૂલી જાય તો પછી આ મર્ત્યભૂમિના ચંચળ પુરૂષોના શા ભાર ?

તરૂણી પોતાના નાના પુત્રને રમાડતી, ટાઢથી થરથરતી, પોતાના હત્ ભાગ્યને શાપ દેતી, ઝુંપડીના આગળના ભાગમાં બેઠી હતી. તેની હરણી સરખી ચપળ આંખોમાંથી ટપ ટપ ટપકતાં અશ્રુ-બિન્દુઓ સુંદર ગાલ તરફનો માર્ગ લેતાં. વારંવાર આ દુઃખી સ્ત્રી પોતાના નાદાન ફૂલ જેવા કોમળ બાળક તરફ જોતી–એ પળ દયામણે મ્હોંએ જોઈ રહેતી; નાદાન બાળક પોતાની વ્હાલી માતાને જોઇ મલકાતું –હસતું–અને પુત્રવત્સલ માતા પુત્રની આ બાળલીલા જોઇ આનંદ પામતી; પણ બીજીજ પળે વરસાદની ભયંકર ઝડીઓ યાદ આવતાં કંપી ઉઠતી અને પોતાના સુન્દર ગાલો અશ્રુબિન્દુ-ઓથી સીંચતી.

" હાય............"

તે સુંદર સ્ત્રીના અંતરમાંથી ઉંડો નિઃશ્વાસ નીકળ્યો.

"વ્હાલા પુત્ર ! આ તારી કેવી દશા ? તું કોણ ? કોનો પુત્ર ? આજ કેવી સ્થીતિમાં ? હાય ! ઓ ઇશ્વર ! આ શું જૂલમ ? અરેરે ! મારા ઉમરાવ પતિના બાળકની આ કેવી દુઃખીઆરી દશા ?"

આંખમાંથી આંસુ ટપકતાં તે પોતાના પુત્રને જોઇ રહી. પૂર્વની સ્મૃતી તાજી થઇ. અને પોતાના વ્હાલા ભરથારનો મીઠો સહવાસ યાદ આવતાં–હૈયે ચઢી આવતાં તે છૂટે મ્હોડે રડી પડી.

" અરે ! ઓ ઘાતકી વિધાતા ! તું કેટલી નિર્દય છે ? મેં એવાં તે શાં પાપ કર્યાં કે તેં મને આવી કંગાળ દશામાં લાવી મૂકી ? મારૂં તો ગમે તે થશે–હું તો મરીશ–મારાં લોહીથી જો તું ધરાતી હોઇશ તો હું જરૂર મરીશ–પણ મારૂં આ દુધમલ બાળક બચાવ–એને સુખી કર.................

"અરેરે ! આ તોફાનમાં અમારી ઝુંપડી શી રીતે ટકશે ? ઓ પરમેશ્વર ! ઓ દયાળુ પિતા ! તું જો દયાળુ હોય તો દયા કર. ઓ દુનિયાના પેદા કરનાર પિતા ! તારી આ દુઃખી છોકરીપર જરા તો દયા કર. હાય ! વ્હાલા સુમન ! તારી આ કમનસીબ માતા પાસે તને પહેરાવવા પુરતાં વસ્ત્રો પણ નથી. હાય !......" કહી તે કંગાળ સ્ત્રી નવધાર આંસુ રેડવા લાગી. તેણેએ પોતાનાં કપડાંથી પોતાના કોમળ બચ્ચાંને ઢાંક્યું. પોતે ટાઢથી થરથરતી રહી—પોતે મરવા તૈયાર થઇ—પણ પોતાના બાળકને—પોતાના વ્હાલા પુત્રને—પોતાનાં કુળદિપકને ટાઢમાં દુઃખી થવા ન દીધો. જોકે પુત્રને ઢાંકવા માતાએ કાળજી કરી છતાં પણ માતાની હુંફાળી ગોદમાં તે નાદાન બાળક તો સ્વર્ગસુખજ ભોગવતું. માતાની નજીક હસતું રમતું—અને બાળક જીંદગીના મીઠા અનુભવ લેતું અને આપતું.

વ્હાલા વાંચનાર ! એક વ્હાલસોઇ માતાનો સર્વોતમ પ્રેમ, માતાની હુંફાળી ગોદની અજબ સુખી લાગણી, 'વ્હાલી બા'ની અંતરની દાઝ હિંદુઓ જે ત્રણ દુનિયા માને છે તે સઘળીમાં ફરી વળતાં પણ મળી શકે એમ છે ખરૂં ? ભયંકર આફતના વખતમાં—વ્હાલાં સગાંના મરણ જેવા દુઃખો સમયમાં પણ—માતાનો હુંફાળો, માયાભર્યો, કંઇ અજબ શકિત અને અજબ લાગણીવાળો હાથ માથે ફરતાં જે સુખ અને જે શાંતિ મળે તે અમરોની દુનિયાના દેવા વૈભવોથી મળતાં સુખો કરતાં પણ ઉત્તમ છે.

"વ્હાલા પુત્ર ! મારા વ્હાલા સુમન ! મારી આંખોની કીકી !, મારા કુળના દીવા ! હું મરણ પામીશ તો તું 'મા' કહી કોને બોલાવશે ? અરે ! ઇશ્વર ! શું હું મારા સુમનના કાલા મીઠા બોલો પણ સાંભળી ન શકું ?" તે ભાગ્યહીન ભામિનિના દુઃખની હદ આવી. ધિરજ ખૂટી ગઇ. જીગર ભરાઇ આવ્યું. વધુ બોલાયું નહી. કંઠ રૂંધાઇ ગયો. દુઃખથી દિવાની બનેલી અબળાની આંખો ધોધમાર આંસુ રેડવા લાગી. દિવાની જેવીજ થઇ ગઇ. આખાં જગતમાં જાણે તદન અંધારૂં હોય તેવુંજ લાગ્યું. આખી દુનિયાની મોહકમાં મોહક ચીજપર પણ અભાવ પેદા થયો. આ શોકજનક ઝુંપડીમાં કરૂણાજનક સ્ત્રીવિલાપ વાતાવરણને કરૂણરસથી છલકાવવા લાગ્યો ! દુનિયાનું એક મધુર પુષ્પ ખીલ્યા છતાં પોતાની મીઠી સુગંધ આવા વેરાન જંગલમાં પ્રસરાવવા પામ્યું અને દુનિ-

નાનું એક બીજું કુસુમ જીંદગીની શરૂઆતમાંજ વેરાન વાતાવરણમાં આવી પડ્યું.

"સુમન !—" તે પાછી બબડી.

"હું મરી જઈશ તો તારૂં શું થશે ? અરેરે ! તારી કોણ સંભાળ લેશે ? અરે ! કવિઓ ! તમે કેવા ઘાતકી છો ?—ઓ 'કલાપી' ! તેં મારા જીગરના ચીરા કરવાજ લખ્યું હશે કે:—

"અરર ! બાપલાં ! બાલુડાં ! અહો !
" જનનિ આ હવે સ્વર્ગમાં જતી;
" સમજશો નહિ શું થઇ ગયું ?
" રમકડું કયું હાથથી ગયું ?
" વિસરિ શેં જશો છાતી આપડી ?
" ઉપર જે તમે કુદતાં સદા ?
" વિસરિ ના શકે બાળ માતને;
" રમત તો હવે રોઇને કરો;
" તમ પિતા સદા વ્હાલ રાખશે;–"

તરૂણી બોલતી બંધ પડી. પ્રિયતમની સ્મૃતિ તાજી થઈ અને આંખોમાંથી આંસુઓ ટપટપ ટપકવા લાગ્યાં.

"અભાગી સુમન ! સઘળાને તો માના મરણ પછી બાપ વ્હાલ રાખે પણ હાય ! તને તો તારા પિતા ઓળખતા પણ નથી ! ઓ નસીબ ! આ શું જૂલમ ?

"તમ પિતા સદા વ્હાલ રાખશે–" કવિતા પાછી શરૂ થઇ.

"પણ ન માતની ખોટ ભાગશે.
"નહિ, નહિ, મળે મા ગઇ ફરી;
"જગત્માં નકી મા બને નહીં.

આ કડીઓ બોલાઇ. મરેલી માતા યાદ આવી. આંસુઓનો પ્રવાહ વેગભર્યો થયો. દિલગીરીની સત્તા વધી પડી.

"દિવસ બે સહુ લાડ પૂરશે;
દિવસ બે દયા સર્વ રાખશે,
પણ ન છાતીએ કોઇની તમે,
રઝળતાં હવે એકલાં રહો.
બહુ કરી શકી વ્હાલ હું નથી,
કદિ રડાવતી હું ઘણું હતી,
તમ દિલો ક્ષમા આપશે મને,
પણ ન માતને ચેન કંઇ પડે.

અરર ! બાપલાં ! બાળુડાં ! અરે !
તમપરે હવે ઢાલ ના રહી.
રડતિ દૂર જે બે ઘડી થતાં,
અરર ! તે હવે દૂર સર્વદા.
ત્યજી દઉં નક્કી સ્વર્ગ બાપલાં;
ઘડિક તેથી જો હર્ષમાં રહો.
સહુ હવે સદા બોલશે રડી;
જનનિ છે જરા ગામ કો ગઇ.

"હાય ! સુમન ! તારી આવીજ દશા થવાની ? મારાં મરણ પછી તારૂં કોણ રક્ષણ કરશે ? ઓ વ્હાલા કાન્ત ! દયા કરો—દયા કરો—આ દુઃખી દારાપર અને સ્વીકારો તમારા આ નીર્દોષ બાળુડાંને.

વરસાદની ભયંકર ઝડીથી, પવનના તોફાનથી, નિરાધાર સ્થિતિથી અને દયાજનક કવિતથી લીલાને આ જગતમાં મરણના ડરામણા રાક્ષસનો અને તેની ક્રૂરતાનો અનુભવ થયો. તે દુઃખી અબળાના વિલાપથી ત્યાં ફાકારોળ થઇ રહ્યો પણ ધાંધલીયા જગત્‌ને તે સાંભળવા ફુરસદ ન્હોતી.

"હાય ! ઓ વિશ્વચાલક ! દયા કર—દયા કર—" ટાઢથી થરથરતી તેણી રૂંધાયલા અવાજે બોલી.

જમાનાની ગીરદેશીથી કંગાળયતને શરણ થયેલી તે દુઃખી સ્ત્રી પોતાના બાળકને સંભાળતી હતી. પોતાના કપડાંથી ઢાંકતી હતી—કંગાળ જીંદગીની કંગાયતને શરણ થતી હતી; તેવામાં તેણીની કર્ણેન્દ્રિયે કાંઇક અવાજ સંભળાયો અને આ અવાજ સાંભળતાંજ તે ભયથી કંપી ઉઠી; ઝુંપડીમાં તુરતજ ઉભી થઇ આમ તેમ જોવા લાગી અને તુરતજ તેણે "હાય !" કરીને એક કારમી ચીસ પાડી. આ વખતની તેની દયાજનક દશાનું વર્ણન કરવું લગભગ અશકય જેવુંજ છે. તે જાણે જીવતી મરી ગઇ હોય એવું કાતીલ દુઃખ તેને થયું. જેમ તેમ કરી લથડીઆ ખાતી, ભયથી કંપતી, ટાઢથી થરથરતી, પોતાના નાના સુમનને લઇ એક ઉંડો નીઃસાસો નાંખી તે કમનસીબ કોમળાંગી ઝુંપડીમાંથી ઝડપથી બહાર નીકળી પડી. એક નાની ઝુંપડીનો તેણીને આશરો હતો તે પણ ગયો. ઝુંપડું કડકડ થવા લાગ્યું.

"ઓ ઇશ્વર ! હવે તો હદ થઇ." વરસાદથી તરબોળ થતાં લીલા વિલાપ કરવા લાગી અને તેજ પળે ઝુંપડી તુટી પડી.

મનુષ્ય જીંદગીની આવી અસાધારણ કંગાળ્યત અને અસહ્ય આફતથી મનુષ્યની બુદ્ધી ચીમળાઇ જાય, સારા વિચારો ફેરવાઇ જાય, કુદરત તરફ અભાવ ઉત્પન્ન થાય અને નાસ્તીક જીંદગીના નહિ ઇચ્છવાજોગ વિચારો મનુષ્યહૃદયમાં પ્રવેશ થવા પામે અને તેમ થતાં નાદાન મગજના માણસો ઘણા નીચ રસ્તા તરફ વળી જાય ત્યારે કોનો વાંક કાઢવો ? વિધાતાની આ વિચિત્ર ચલણ, કુદરતનો આ અનહદ જૂલમ, અને વિશ્વ ચાલકની આવી અસાધારણ નિષ્ઠૂરતા કયા નિયમને આધારે અમલમાં મૂકાતી હશે તે સમજવું મુશ્કેલ છે. લીલા અને સુમન જેવાં અનેક કોમળ અને મધુર પુષ્પો પોતાનું સૌગંધ્ય—પોતાની મીઠાશ—જગતને જણાવ્યા વિના તજાયલા વાતાવરણમાં ચીમળાઇ જાય, તથા દુઃખદાવાનળથી બળી જાય તેથી દુનિયાને અને કુદરતને શો લાભ ? મહાસાગરને તળિયે અનેક હિરાઓ પડેલા છે તે સઘળાં અજવાળામાં આવે તો જગતને કેટલો બધો લાભ થાય ? પણ અફસોસ ! આવો લાભ દુનિયાના ધાંધલીયા વાતાવરણમાં વસનારા માણસોના બજેટમાં જગ્યા પામતો નથી અને તેથી હિરાઓ અંધારામાં રહેવાના અને કુસુમો તડકામાં કરમાવાનાંજ.

"હવે હું કયાં જાઉં ?" વરસાદના પાણીથી ભીંજાતી લીલા દિવાની જેવી પોતાના અંતઃકરણને પૂછવા લાગી.

આવા મનુષ્યને આવા દુઃખી સમયે કાંઇ સૂઝતું નથી. અખંડ શૌર્ય—ધૈર્યથી ભરપૂર પુરૂષહૃદય પણ આવા દુઃખમાં હિમ્મત હારી જાય, ધિરજ ખોઈ દે તો લીલા જેવી જીવનવસન્તકાળમાં ડોલતી નમ્ર અને પોચાં અંતઃકરણની સ્ત્રીની શી દશા થાય તેનો ખ્યાલ કરવાનું અમે અમારા વાંચનારાઓનેજ સોંપીએ છીએ.

લીલાએ વરસાદથી ભીંજાતાં ભીંજાતાં માર્ગ કાપ્યો. એકાદ ન્હાના મહોલ્લામાં આવી અને એક પડતર ઘરના ઓટલાપર જઇ બેઠી. સુમન તદ્દન ગભરાઇ ગયો હતો. સઘળાં કપડાં ભીંજાઇ ગયાં હતાં અને તેથી લીલાના દુઃખમાં વધારો થયો—"પડતાંપર પાટુ" પડયું ! એકાદ કપડું જે સહેજસાજ સૂકું હતું તેમાં સુમનને ઢાંકી દુઃખી લીલા તરબોળ સ્થીતિમાં વિધાતાની ક્રૂરતાને લાચારીએ શરણ થઇ, પોતાના નાના બાળક તરફ લીલા દયામણી આંખોએ બે પળ જોઇ રહી.

"વ્હાલા પુત્ર ! તારૂં શું થશે ?" આટલું બોલી લીલાએ

સુમનના ગાલો ચુંબનોથી ભીંજવી નાખ્યા. સુમનનું સુંદર મુખ વારંવાર ટીકીટીકીને નીહાળ્યું. ઘડીમાં સુમનને જોતી, ઘડીમાં પોતાની નિરાધાર સ્થીતિ માટે વિલાપ કરતી, ઘડીમાં ભવિષ્યનો ખ્યાલ કરતી તો ઘડીમાં પુર્વના સુખી દિવસો સંભારતી આ યુવતીની સ્થીતિ દિવાનાપણાને વધુ મળતી આવતી.

અફસોસ ! કુદરતના અણધાર્યા કોપથી બન્ને કોમળ કુસુમો સંકટના કંટકમાં પડયાં !



# પ્રકરણ ૨ જું.

## દિવાની માતા.

મુશળધાર વરસાદના મારાથી પોતાની એકની એક ઝુંપડી ખોઈ, નિરાધાર દશામાં આવી પડેલાં, અનાજ અને કપડાં વિના ટળવળતાં, ટાઢથી થરથરતાં કંગાળ મા–દિકરા લીલા અને સુમનનું ઉપર આકાશ અને નીચે ધરતી સિવાય આ દુનિયામાં કોઈ પણ સગું ન્હોતું. અભાગણી લીલા ટાઢથી થરથરતી હતી છતાં પોતાના વ્હાલા પુત્રનું રક્ષણ કરી એક વ્હાલસોઈ માતાની મીઠી પ્રેમભરી લાગણી દેખડાવતી. તેનાં બન્ને નયનો અશ્રુપૂર્ણ હતાં અને ન્હાનો સુમન પણ પોતાની માતાના દુઃખમાં ભાગ લઈ કરૂણ વિલાપ કરતો.

“ઓ ઈશ્વર ! દયા કર–દયા કર. ઓ ઘાતકી નસિબ દેવી! જો તારે મને મારી નાખવી હોય તો ઓ યમરાજા ? મોકલ–મોકલ–તારા દૂતોને જલદી મોકલ. ઓ ધરતી માતા ! તું ફાટ અને મને તારામાં શમાવી દે. ઓ અનન્ત આકાશ ! તું મારાપર તુટી પડી મારો નાશ કર–વ્હાલા સુમન ! તારાં બચપણમાંજ તારાપર દુઃખના ઝાડ ઉગ્યાં. મારા વ્હાલા બાળક ! તું કોનો પુત્ર? હાય !...” તે કંગાળ અબળા બાળક પેઠે રોઇ પડી.

ઈશ્વર કૃપાએ વરસાદ બંધ પડયો–વાદળાં વીખેરાયાં અને અપાર આકાશ સ્વચ્છ થતાં તારાઓ ચમકવા લાગ્યા. લીલા સુમનને લઈ ધીમે ધીમે માર્ગ કાપી, એક સારા–ઉંચી કોમથી વસાયલા મહોલ્લામાં આવી પહોંચી. એક દયાળુ પુરૂષે તેને જોતાં પોતાના ઘરમાંથી કપડાં આપી દિલાસો દીધો અને લીલા આથી કંઇક શાંત થઇ, એક ખાલી ઘરના ઓટલાપર તે કમનસિબ કોમળાંગી પોતાના કોમળ કુસુમ જેવાં બાળુંડાને લઇ પડી રહી !

લીલાએ સુમનને સંભાળથી સુવાડયો અને આવી અસહ્ય

આફતના વખતમાં પણ માતાની હુંફાળી–સ્વર્ગના સુખ જેવી શાંતિવાળી ગોદમાં–તે નિદ્રાવશ થઈ ગયો. અહા ! માતા ! માતા ! તારો પ્રેમ દેવોને પણ દુર્લભજ છે !

આકાશ તદ્દન સ્વચ્છ થઇ ગયું. નભોમંડળમાં અનેક ચાંદનીઓ ચમકવા લાગી અને ઝાંખા ચંદ્રની આસપાસ વીંટાયલી ચાંદનીઓ જાણે ચંદ્રથી શરમાતી હોય તેમ લજવાઇ લજવાઇને હસવા લાગી. આ તારલીયાઓ લીલાને તેના દુઃખી સમયમાં જાણે દિલાસો દેવા માગતા હોય તેમ, કોઇ ભેદી ભાષામાં કાંઇ જાણે બોલતા હોયની એવા લાગતા; પણ દુઃખમાં ડૂબેલી લીલાને આ નૈસર્ગિક સૌન્દર્યનું ભાન રહ્યું નહોતું. તેણી તો વારંવાર પોતાની સ્થીતિનોજ ખ્યાલ કર્યા કરતી.

“ ઓ વિધિ ! હવે હું કયાં જઇશ ? ” આટલાજ શબ્દો તેના મુખમાંથી વારંવાર બહાર પડતા.

થોડીક પળો મૌન પસાર થઈ અને લીલા જાણે કાંઇ પૂર્વની સ્મૃત્તિ હૃદયમાં તાજી થઇ હોય તેમ ચોંકી–રડી પડી–અને બબડવા લાગી.

“ મારા વ્હાલા રમાકાન્ત ! શું તમે મને નજ મળો ? શું તમારા હૃદયમાં હું પુનઃ સ્થાન નજ મેળવું ? મારી જીંદગીના આધાર ! મારા વ્હાલા પ્રિયતમ ! શું તમે મને એકવાર–હા–એકજવાર “ વ્હાલી ” ના મીઠા નામથી ન બોલાવો ? શું મારા સઘળાં સુખો સ્વપ્નાં જેવાંજ હતાં ? ઓ ઇશ્વર ! આ તેં શું કયું ? શું એમાં તારો કંઇ ન્યાય શમાયો છે ? ઓ વિશ્વચાલક ! સાવધ કે બેભાન–સુખી કે દુઃખી–સઘળી દશામાં મેં મારા વ્હાલા રમાકાન્ત સિવાય કોઇ પણ પુરૂષનો ખ્યાલ સુદ્ધાં નથી કર્યો–હું તદ્દન પવિત્ર છું–મારી પવિત્રતાના સૂર્ય અને ચંદ્ર–એક દિવસનો અને બીજો રાત્રીનો–સાક્ષી છે. તે છતાં મારા વ્હાલા પતિએ મને કુલટા ગણીહું તેમના મનમાં દોષિત કરી–મને એક પાપી સ્ત્રી ગણવામાં આવી–હાય ! અરેરે ! એમને મારા આ નાદાન બાળકની દયા ન આવી ! કયાંથી આવે ? વહેમથી ઘેરાયલા એમના મગજને મારા પવિત્ર બાળક માટે કયાંથી દયા આવે ? અરેરે ! વ્હાલા કાન્ત !

તમે તમારા બાળકને નજરે પણ ન જોયું ? હાય ! ઓ યમરાજ ! જો તારે મને મારી નાખવી હોય તો મારી નાખજે પણ તે પહેલાં મને મારા વ્હાલા ભરથાર આગળ એકવાર મારી પવિત્રતા પૂરવાર કરવાની તક આપજે—મને આ તેમનું બાળક તેને સોંપવા દેજે—મને મારા પ્રાણુની પરવાહ નથી—તને મારા લોહીની દરકાર હોય તો હું જરૂર તને મારૂં લોહી પાઇ શાંત કરીશ—પણ એકવાર-હા—એકજવાર મને મારા વ્હાલા પતિ સમક્ષ પવિત્ર પુરવાર કર—" આટલું બબડી લીલા પણ પોતાના પુત્રની પાસ જમીનપર પડી નિદ્રાદેવીની વિનવણી કરવા લાગી પણ જેને લોકો કંગાળ કહે, જેને કોઇ ન ચાહે, જે ગરિબ તરીકે લીણાતાં હોય, જેનાપર કુદરત પણ કોપાયમાન થઇ હોય તેને નિદ્રાદેવી પણ શરણે રાખે ખરી ? લીલાને ઉંઘ નજ આવી.

બેચેન દશામાં લીલાએ આખી રાત જેમ તેમ પસાર કરી. રાત્રિના શીહા અંધકારપર બાર કલાક વિસામો લઈ તેજસ્વી દિનકરના સુવર્ણરંગી કીર્ણોએ હુમલો કર્યો અને પ્રાતઃકાળના પ્રકાશ અને તિમિર વચ્ચેના આ ભયંકર યુદ્ધમાં પ્રભાકરની રોશનીને ફતેહ મળી. સુમન હજી નિદ્રાવશ હતો. લીલા જાગી. તેણેએ જે ઘરના ઓટલાપર આશરો લીધો હતો તેની થોડે દૂર એક કૂવો હતો. લીલા ત્યાં ગઇ અને એક પણીયારીને વિનવી પાણી પી શાંત થવા કોશેષ કરી પણ શાંત થઈ શકી નહિ. કંગાળ લીલાની દશા દિવાની જેવી થઇ ગઇ. તેને પોતાનું જરાપણ ભાન રહ્યું નહી. આફતના મહાસાગરમાં તણાતી કંઇ કંઇ લવતી, તે પાછી ફરી.

" સુમન ! સુમન !"

રસ્તામાંજ તે સુમનને બોલાવવા લાગી.

સુમન જણાયો નહિ. કાંઇ ઉત્તર પણ મળ્યો નહિ. દિવાની જેવી લીલા ગભરાઇ ગઇ અને રસ્તામાંજ બેબાકળી જેવી આમતેમ જોવા લાગી.

" હાય ! હાય ! ઓ મારા વહાલા સુમન ! તું કયાં ગયો? અરેરે ! નિર્દય કુદરત ! મારા એકના એક પુત્રને પણ તેં મારા હાથમાંથી ખૂંચવી લીધો. હાય !—"

તે રોઇ પડી. અસહ્ય આફતને લીધે દિવાની બનેલી અ-

બળા "સુમન–સુમન" એવી બૂમો મારતી, માર્ગમાં ભટકતી ઘણે દૂર નીકળી ગઇ. સુમનને આમતેમ જોતાં પોતાની જગ્યા ભૂલી ગઇ. તેના મગજપર કંગાળપતે ઘણી બૂરી અસર કરી. તે તદ્દન દિવાની થઈ ગઇ. તે બિચારી તો એમજ સમજી કે તેના વ્હાલા પુત્ર સુમનને કોઇ ચોરી ગયું.

રસ્તામાં જેઓ લીલાને જોતાં તેઓ સઘળાને લીલાની દયા આવતી. દરેક જણ તેણીને દિલાસો દેવા ચાહત. વળી કેટલાક અક્કડો તેની મશ્કરી પણ કરતા પણ દિવાની લીલાને તેથી કાંઇ પણ અસર થતી નહિ દરેક જણને તે પૂછી જોતી:

"મારો સુમન–મારો સુમન–તમે જોયો છે ?" આટલું બોલતાંજ તે રડી પડતી. કોઇ બાળકને લઇ જતી સ્ત્રીને જોઇ લીલા બોલતી.

"કેમ રે ! મારા સુમનને ક્યાં લઇ જાય છે ? લાવ–અરે ! કોઈ આવો રે ! આ મારા સુમનને લઇ જાય છે–મને અપાવોની !–" કહી બાળકને લેવા પ્રયત્ન કરતી. રાહદારીઓ તેને સમજાવી પટાવી રસ્તે પાડતા અને એ પ્રમાણે દુઃખદરીયામાં હોમાયલી તરૂણી પોતાના એકના એક પુત્રથી વિખૂટી પડી.

"સુમન ! તું તારી માતાને તજી ક્યાં ગયો ? શું મારી સાથ રીસાવું યોગ્ય છે, ભાઇ ? ઓ ઇશ્વર ! શું આ યોગ્ય થાય છે ? ઓ જગતપિતા ! આમાં શું તારો ઇનસાફ શમાયો છે ?" લીલાએ એક પછી એક સવાલો પૂછ્યા પણ તેનો જવાબ આપનાર ત્યાં કોઇ નહોતું.

મોટા મોટા ઝાડોને જોઇને પણ દિવાની લીલા પોતાના સુમનની ખબર પૂછવા જતી.

"તું મારો સુમન ક્યાં ગયો તે કહેશે–ઓ આમ્રવૃક્ષ ? મારા સુમનની જો તું ભાળ આપીશ તો તને મારા પતિ પાસેથી ઈનામ અપાવીશ જો !–"

આવી રીતે દિવાનાપણાનાં સઘળાં ચીન્હો લીલામાં જણાવા લાગ્યાં. જે દશા દુઃખથી, આફતથી અને કંગાળપતથી ન થઇ તે પુત્રવિયોગે થઇ.

રસ્તે જતાં એક દયાળુ પુરૂષે લીલાને જોઇ. જોતાંજ જોનારાના જીગરમાં દયાનો ઝરો ખળખળ વહેવા લાગ્યો, અને એ દયાની સત્તાએ તેણે લીલાને પૂછ્યું.

"બહેન ! તમે ક્યાં જાઓ છો ?"

"સુમન ! સુમન !" લીલા બબડી.

લીલાની આવી કરૂણાજનક દશાથી પેલા દયાળુ પુરૂષના હૃદયમાં વધુ દયા ઉભરાઇ.

'બહેન ! સુમન કોણ ? તે ક્યાં છે ?"

'કેમ વળી ? તમેજ લઇ ગયાને ! શું તમારે મારો પુત્ર પચાવી પાડવો છે ? અરે ! ભગવાન ! હડહડતો કળીયુગ આવ્યો હાય !–" લીલા રડી પડી. પેલા પુરૂષની આંખો પણ આંસુથી ભીની થઈ.

"અરે ! ભાઇ ! દયા કરો–દયા કરો–છેકજ હરામ ઘાનત ના રાખો. મારો સુમન મને સોંપી દ્યો. જો વળી ! એમ ના કરો. મારા પુત્રને લઈ લેવાથી તમારૂં શું વળનાર છે : ભાઇ ! મારા સુમનને એકવાર મારી આ આંખોએ જોવા દ્યો–મને તેના કોમળ ગાલોપર ચુંબન કરવા દ્યો–ભાઈ !. એ કોમળ ફૂલને ના ચગદી નાખો. માતા વિના તે મરી જશે !–હાય ! દયા ! દયા !—"

લીલા નવધાર આંસુ રેડતી હતી. રસ્તાપર લોકો ભેગાં મળ્યાં. પેલા દયાળુ પુરૂષની સ્થીતિ કફોડી થઇ પડી. કેટલાકો એમજ સમજ્યા કે લીલાનો પુત્ર આજ પુરૂષે લીધો હશે તેથી તેને કહેવા લાગ્યા.

"અરે ! ભાઇ ! આ સ્ત્રીનો છોકરો આપી દ્યોને ! માતાથી બચ્ચાંને છૂટું પાડવાનું ઘોર પાપ તમે સમજતા નથી ?"

પેલા પુરૂષ–વસંતલાલે કાંઇ પણ ઉત્તર આપ્યો નહી.

લીલા હવે ઉશ્કેરાઇ ગઇ.

તે ગુસ્સાથી–જુસ્સાથી–ક્રોધથી નેત્ર રક્ત કરી બોલીઃ

"કેમ ! મારો છોકરો આપો છો કે નહિ ?–"

લીલાની આંખ લાલ થઇ.

"અરે ! બ્હેન ! જરા શાંત થાવ. તમારો સુમન તમને મળશે. હું તેને શોધી કાઢીશ." વસંતલાલ લથડતા અવાજે બોલ્યો.

" તમે લીધો છે ને શોધી કાઢીશ એમ કેમ કહો છો ! જો-જો-હું ! મને છેડવામાં કંઇ સાર નથી. મારા પુત્રને છીનવી લેવાથી પરમેશ્વર તમારૂં ભલું કરવાનો નથી. ચાલો, જલદી કરો, મારો સુમન લાવો—મારો સુમન કયાં છે ? "

લીલા ઉશ્કેરાઇ. વસંતલાલ ગભરાઇ ગયો. તેણે હવે સમય સૂચકતાથી આ દીવાની માતાને સમજાવવાનો વિચાર કર્યો પણ લીલા તેને સાંભળે એટલી શાણી ન્હોતી. તેને તો તેના વ્હાલા સુમનનુંજ તાન લાગ્યું હતું.

" ચાલો, જલદી કરો-નહિ તો કંઇ નવનું તેર થઇ જશે. મારો સુમન કયાં છે ? શરમ નથી આવતી મારા વ્હાલા પુત્રને ખૂંચવી લેતાં ? " લીલાએ ઝનુનથી બરાડ મારી. રાહદારીઓ વ-સંતલાલને ધીક્કારવા લાગ્યા. કેટલાકો તો તે બિચારાને પજવવા અને ગાળ દેવા લાગ્યા. લીલાની સઘળાને દયા આવી. હવે શું કરવું ? " સાપે છછુંદર ધર્યું—ગળી જાય તો મરી જાય ને છોડી દે તો આંધળો થાય, " એવી વસંતલાલની દશા થઇ. "

" બ્હેન ! તમારો સુમન-"

" મારો સુમન છે કયાં ? " લીલા બરાડી.

" લાવો-જલદી કરો-"

" જો સુમન તમારોજ હશે તો તમને મળશે. "

" મારો નહિ તો કોનો ? અરે ! વાહરે ! ભાઇ ! મારા જેવી નિરાધાર-લાચાર અબળાનો ખજાનો લૂંટી લેવાથી તમને શું મ-ળશે ? મારી આંધળીની લાકડી લઇ લીધાથી પરમાત્મા તમારાપર ગુસ્સે થશે."

વસંતલાલ વિચારમાં પડયો. તેની સ્થીતિ કફોડી થઇ પડી. લોકો તેને પજવતા હતા, છતાં તે દયાળુ હતો. તેના દિલઘાટપર દયાનો અખંડ ઝરો વહેતો હતો.

"ભાઇ ! હવે મને ના ટવળાવો. હવે હું મારા સુમન સીવાય એક પળ પણ જીવી શકીશ નહિ અને જો તમે મારો સુમન નહિ આપશો તો મારો જીવ પટકી નાખી તમને સ્ત્રીહત્યા આપીશ."

વસંત થરથર્યો–કંપી ગયો–કમકમ્યો.

"બહેન ! ચાલો, તમને તમારો સુમન આપું." વસંતલાલે સમયસૂચકતા વાપરી.

"મારો સુમન ! તમે આપશો ? ઇશ્વર તમારૂં ભલું કરો. ચાલો. ચાલો, જલદી બતાવો, મારાં એ વ્હાલાં ભુલકાંને મને ભેટવા દ્યો. મારૂં કોમળ બાળક ભૂખ્યું થયું હશે."

વસંતલાલે લીલાને એક ગાડીમાં બેસાડી અને ગાડી ચાલવા લાગી.



# પ્રકરણ ૩ જું.

## દુઃખમાં દિલાસો.

" Each word of kindness,
Come whence it may is welcome to the poor."
" Longfellow "

પુત્રવિયોગે દિવાની બનેલી લીલાને લઈ વસંતલાલ ઘેર આવ્યો. તેના દયાળુ હૃદયમાં લીલા માટે અસાધારણ દયા ઉભરાઈ હતી. તેનું કોમળ અંતઃકરણ લીલાનું દુઃખ જોઈ ચીરાઈ જતું—ફાટી જતું અને તેથીજ લીલાની દિવાની દશામાં બોલાયલા અપમાનભર્યા શબ્દોની દરકાર કર્યા વિના યા તેથી માઠું લગાડયા વિના તેણે આ દુઃખી સ્ત્રીને આશરો આપવાનું યોગ્ય ધાર્યું હતું; અને એજ દયાની સ્વર્ગિય ભાવના તથા તેના દૈવી હૃદયની ભીની લાગણીથી તદન નિઃસ્વાર્થી વૃત્તિથી અને પરોપકાર એજ જીંદગીનો મહા મંત્ર ગણીને તે લીલાને પોતાને ઘેર લાવ્યો.

જેમ વસંતલાલનું દિલ દયાથી ભરપૂર હતું, જેમ તેના હૃદયમાં ગરીબો તરફ દયા ઉભરાઈ જતી, જેમ તેનું દિલ કોઈ દુઃખીને જોઈ ચીરાઈ જતું તેમ તેની પવિત્ર અને પ્રેમાળ પત્ની પ્રમીલા પણ ખરેખરી દયાની દેવીજ હતી. વસંતલાલની આંખોની તે કીકી હતી—તેના સંસારની સુકાની હતી. પ્રમીલાની એક પળની જુદાઈ વસંતલાલને એક યુગ જેવી લાંબી અને સુડીની ભયંકર શીક્ષા જેટલી દુઃખકારી લાગતી. ટુંકામાં વસંતલાલ અને પ્રમીલાના અન્તરો તદ્દન મળી ગયાં હતાં.

વસંતલાલનું ઘર આવી પહોંચતાં લીલા અને વસંતલાલ ગાડીમાંથી ઉતર્યાં. પોતાના પ્યારા પતિને હસિત વદને, નેહભર્યાં નયનોએ, અમૃત જેવી મીઠી વાણીએ આવકાર આપવાને તથા પ્રેમનાં મીઠાં—મધુરાં પુષ્પોથી વધાવવાને અને પોતાના પ્રેમની સાંકળ મજબૂત કરવાને પ્રેમાળ પ્રમીલા ઓટલા ઉપરજ એક આરામાસન નાખીને પડી હતી. પતિને નીહાળતાંજ તેની આંખોમાં કોઈ અજબ પ્રકારનું તેજ ચમકી રહ્યું. પતિ વિના, પતિના વિચારમાં પડેલી

પ્રમીલાની આંખો મસ્તીખોર બની. હૃદયસાગર પ્રેમના મોજાથી ઉ-મત બની ઉછળવા લાગ્યો અને એ દૈવી પ્રેમની અજબ શક્તિના જોરે તે વસંતલાલને સામી લેવા-આવકાર આપવા-પ્રેમથી વધાવ-વા-શાંતિ આપવા અને સુખી કરવા ગઇ.

પોતાના પતિની સાથે લીલાને ગાડીમાંથી ઉતરતાં જોઇ પ્રમીલા ચમકી. એક સુંદર રૂપસુંદરીને પોતાના વ્હાલા ભરથારની સાથે જોઇ તેણી કંઇક શંકાશીલ બની છતાં મનની વાત મનમાં શમાવી. પ્રિય વાંચનાર ! ગમે તેટલો અખૂટ પ્રેમ પ્રમીલાના હૃદયમાં વસંતલાલ માટે હતો છતાં તેણી "અદેખાઇ" ભરેલાં સ્ત્રીઓના વર્ગથી તદ્દન નિરાળી ન્હોતી ! વસંતલાલ લીલાને લઈ તેની પાસે આવ્યો. પ્રમીલા હસી-મીઠું-હસી-પણ આ હસવામાં જો વસંતલાલ બરાબર 'માર્ક' કરત તો દરરોજના જેવી મીઠાશ ન્હોતી એમ તેને લાગત !-પણ ભોળા વસંતલાલે તેવી કાળજી કરી નહિ. તેને તો સ્વપ્ને પણ ખ્યાલ ન્હોતો કે તેની પત્ની શંકાશીલ બની હશે ! તેણે પણ પોતાની વ્હાલી પ્રિયાનાં હાસ્યનો મીઠું હસી ઉત્તર વાળ્યો.

લીલા અત્યાર સુધી કંઇક શાંત રહી હતી. દુઃખથી દીવાની બનેલી એ દુઃખી સ્ત્રીને ગઇ રાત્રે મુદ્દલ ઉંઘ આવેલ ન હોવાથી નિદ્રાદેવીની મીઠી લહેરકીઓ તેણીની આંખોને મીચી દેવા મથતી. અર્ધજાગ્રત દશામાં એકાદ ચાવી આપેલી પૂતળીની પેઠે વસંતલાલના કહેવાથી એક ખુરશીપર પ્રમીલાની નજીકમાં તેણી બેઠી. સુશોભીત ફરનીચરથી શણગારાયલા ભવ્ય દિવાનખાનામાં લીલા આમતેમ નજર ફેંકવા લાગી. મનોહર નાજુક ખુરશીઓ, રમણિય કબાટો, સુંદર રાઉંડ ટેબલો વિગેરે અનેક નયનપ્રિય વસ્તુઓ જોઇ લીલા કંઇક બેચેન બની. આંખને ઉડી વળગે એવું ચીનાઇકામ, હાંડી, ઝુમ્મર, વિગેરે જોઇ ને વસ્તુઓ તરફ એકીટસે જોઇ રહી. તે શું કરે છે, ક્યાં છે, કેમ આવી છે, વિગેરે કોઇ પ્રકારનું તેણીને ભાન રહ્યું નહિ.

વસંતલાલે લીલાનું ટૂંક બ્યાન પ્રમીલાને કહ્યું અને તે જાણતાંજ પ્રમીલાના હૃદયમાં જે શંકા લીલાને જોતાં જન્મ પામી હતી અને જેને આપણે "અદેખાઈ" તરીકે ઓળખી હતી તે

નાશ પામી અને લીલા માટે દયા ઉત્પન્ન થતાં પતિની પારમાર્થીક વૃત્તિ માટે માન પેદા થયું.

"વ્હાલા !—" જાણે મનોહર ઉદ્યાનમાં કોયલડી યા બુલબુલ પક્ષી બોલતાં હોય તેવો મધુર રણકાર સંભળાયો અને વસંતલાલ જાણે કોઇ અજબ માધુર્યનું પાન કરતો હોય તેમ, જાણે મોરલીનો મધુર રણુકાર તેને કાને પડતો હોય તેમ, જેમ એક નાગ વાંસળીના સુંદર શરોદથી લીન થઇ મદારીની જાળમાં ફસાવાના ડરને બાજુ મુકી મૃત્યુનો ડર છોડી દઇ, ડોલે તેમ ડોલવા લાગ્યો.

પ્રમીલા બોલી.

"વ્હાલા ! એ બિચારી સારી નહી થાય ?"

"ઇશ્વર જે કરે તે ખરૂં !" વસંતલાલ બોલ્યો.

આ બાજુ લીલા તે વિશાળ દીવાનખાનામાંનાં ચિત્રો જોતાં જોતાં એક સુંદર ચિત્ર નજીક આવી. તે ચિત્રમાં એક પચીસેક વર્ષની પ્રૌઢા પોતાના નાના બાળકને રમાડતી ચીતરવામાં આવી હતી. ચીતારાએ પોતાની સઘળી શકિત આ ચિત્ર ચીતરવામાં વાપરી હતી. લીલા સુમનને કંઇક ભૂલી ગઇ હતી તે પાછો સાંભરી આવ્યો અને તે વસંતલાલની પાસે આવી તેને કહેવા લાગી.

"અરે ! ભાઈ ! મારો સુમન ! મને આપોને ! જો વળી ! મને ના ટવળાવો, ભાઇ !–ભાઈ ! મને ટવળાવવાથી તમારૂં શું ભલું થનાર છે ?" કહી તે વસંતલાલ તરફ દયામણી આંખોએ જાણે કાંઇ ભિક્ષા માગતી હોય તેમ જોઇ રહી. વસંતલાલ બીચારો શું જવાબ આપે ? પ્રમીલાનું હૃદય તો આ દયામણા શબ્દો સાંભળીને ચીરાઇજ ગયું. તેના "કમળ"ના પુષ્પ જેવાં સુંદર નયનોમાંથી અશ્રુનાં મોતી જેવાં સુન્દર બિંદુઓ તેના ગુલાબી ગાલને સીંચવા માટે સરી પડયાં.

"બહેન !" પ્રમીલા જેમતેમ બોલી.

"જરા શાંત થાવ–તમારો સુમન—"

આ વાકય પૂર્ણ થાય તે પહેલા તો લીલા ક્રોધાયમાન થઈ અને ગુસ્સાથી આંખ લાલ કરી બોલી.

"મને મારો સુમન જોઇએ છે. તમારી મીઠી મીઠી વાતોથી હું ભોળવાવાની નથી. તમે મારો પુત્ર છીનવી લેવા માગો છો પણ મારા પ્રાણુને ભોગે પણ તેમ થવા દેવાની નથી."

આ વાકય બોલતાં લીલા તદ્દનજ ઉશ્કેરાઇ ગઈ. તેના નયનમાં ઉન્માદનાં ચિન્હો ચોખ્ખાં જણાવા લાગ્યાં વસંતલાલ ગભરાયો. પ્રમીલા રડી પડી.

"મકન" વસંતલાલે બુમ પાડી.

"જી—સાહેબ !—"

મકન આવી બોલ્યો.

"હમણાં ને હમણાં વૈદ્યરાજને બોલાવી લાવ."

"જેવો હુકમ"

મકન પૂર જોસથી દોડયો.

"ભાઇ!" લીલાએ પાછું શરૂ કર્યું.

"જો તમારે મને મારી નાખવી હોય તો ભલે, મારૂં લોહી પી તૃપ્ત થાવ અને તમારી રાક્ષસી ઇચ્છા પાર પાડો પણ એક વાર—ફક્ત એકજવાર—મને મારા વ્હાલા સુમનને મળવા દો— જોવા દો—"

લીલા રડી પડી.

પ્રમીલા પણ રડવામાં તેની સાથી બની. વસંતલાલ ગળગળો થઈ ગયો. સર્વત્ર શોક છવાઈ રહ્યો. તે મનોહર દીવાનખાનામાંનું સુંદર ફરનીચર પણ વિલાપ કરતું હોય એવું થઇ ગયું.

થોડીકવારમાંજ વૈદ્યરાજ આવી પહોંચ્યા. વસંતલાલે લીલાની સઘળી સ્થીતિ તેમને જણાવી, ગમે તે ભોગે. તે બિચારીને સારી કરવા વિનંતી કરી. વૈદ્ય ઘણોજ દયાળુ હતો. તેણે લીલાની નાડી ધ્યાનથી તપાસી અને મૅડનેસ'ની શરૂઆત જણાવી—જલદી સારા થવાની આશા પણ બતાવી અને વસંતલાલ તથા પ્રમીલાની આંખો ઝાંખા આનંદથી ચમકી.

"આ અંજન હું હમણાં એની આંખમાં આંજું છું અને તે તમે દર કલાકે કલાકે આંજજો; અને આ ગોળીઓ ત્રણ ત્રણ

ક્લાકે આપજો અને જ્યાં સૂધી એની મેળે જાગે નહી ત્યાં સુધી જગાડશો નહિ–" કહી વૈદ્યરાજ પોતાની ફરજમાંથી મુક્ત થયા અને કેટલીક અગત્યની સૂચના કરી વિદાય થયા. લીલાને ઉંઘની દવા આપતાં તેણી નિદ્રાદેવીને તાબે થઇ.

પ્રમીલાની અમૂલ્ય માયા, દિલસોજી અને ખ્યાલથી તથા વૈદ્યરાજની ઉત્તમ દવાથી લીલાની સ્થીતિ કંઈક સુધરી. વળી તેના હાથમાં સુમનને બદલે પ્રમીલાની નાની છોકરી મૂકવામાં આવતાં તેને સુમન જાણી તે દિવાની માતા હર્ષ પામી અને તેને હરખાતાં જોઇ તે દયાળુ દંપતિ આનંદ પામતાં. તેમની દિલગીરી એટલીજ રહી કે લીલાના નાના બાળકનું શું થયું હશે? પણ તે વિષે તેઓ તદ્દન અજ્ઞાત હતાં અને તેથી કાંઇ કરી શકે તેમ ન્હોતું.

બીજે દિવસે સવારે લીલાને વધુ શુદ્ધી આવી અને વૈદ્યરાજની આંખો આનંદથી ચમકી. લીલાને શાણી કરવા તેમણે તનતોડ મહેનત કરી હતી અને તેમાં તેમને વિજય મળ્યો.

બીજો એક દિવસ પસાર થતાં લીલા તદ્દન સારી થઇ અને પોતાને એક રાજ મહેલ જેવા ભવ્ય બંગલામાં જોઇ ગભરાઇ—અજબ થઇ ને પ્રમીલા સામું ટીકીટીકીને જોઇ રહી.

"બહેન! સહેજ પણ મૂઝાશો નહી. મને તમારી બહેનજ જાણી લેજો." પ્રમીલા અત્યંત માયાથી બોલી.

"તમે કોણ છો બહેન? આ મહેલ કોનો? મને અહિં કોણ લાવ્યું? મારો સુમન કયાં?—હાય!" લીલા રડી પડી. પ્રમીલાએ તેણીને મીઠો દિલાસો દીધો અને સઘળી બીના ધીમે રહી કહી. લીલા સઘળું સમજી અને પ્રમીલાનો ઘણોજ આભાર માનવા બાદ પોતાના વ્હાલા સુમન માટે અત્યંત બળાપો કરી રૂદન કરવા લાગી.

આ વેળા ત્યાં વસંતલાલ આવી પહોંચ્યો. લીલાને તદ્દન શાંત તથા શાણી થયેલી જોઇ તે હરખાયો. હવે તે લીલાના છોકરાને શોધી કાઢી પુત્રવિયોગે તરફડતી માતાને સુખી કરી શકશે એ ખ્યાલે મલકાયો. તે દિલસોજીભર્યા અવાજે બોલ્યો.

"બહેન! સહેજ પણ શરમાશો નહિ" હું તમારો ધર્મનો ભાઇજ છું એમજ માનજો."

" ભાઈ ? તમારો કેટલો આભાર ?" લીલા બોલી.

વસંત મૌનજ રહ્યો

"ભાઇ ! મારૂં કોમળ બાળક બબ્બે દીવસ થયાં ભૂખે મરતું હશે—અરે ! ઓ ક્રૂર નસીબ ! ઓ ઘાતકી દિવાનાપણા ! તને મારા ગરીબડા પુત્રની પણ દયા ન આવી ?"

" બહેન ! આપણે તેને શોધી કાઢશું. નાહક શોક કરવાથી કાંઇ વળનાર છે ? " પ્રમીલા ગદ્‌ગદ્‌ થઈ બોલી.

" અરે ! બહેન ! મારૂં કોમળ બાળ બબ્બે દિવસ સુધી માતા વિના, દૂધ વિના અને પાણી વિના તદ્દન નિરાધાર હાલતમાં શી રીતે જીવ્યું હશે ! ભાઇ ! મેં તમને દિવાનાપણામાં ઘણા કડવા શબ્દો કહ્યા હશે—મુઇ હું અભાગણી—મને માફ કરશો ભાઇ !" લીલા વસંતલાલ તરફ ઉપકારભરી આંખોએ જોઇ રહી.

" બહેન ! તમે શાંત થાવ. મનુષ્યમાત્રની ફરજ છે કે પોતાના આફતમાં ફસેલા દુઃખી ભાઈબહેનોને પોતાનાથી બનતી મદદ કરી, દિલાસો દેવો. "

" ભાઇ ! તમે મારાપર અનહદ ઉપકારો કર્યા છે, પણ હવે એક વધુ કૃપા કરી મારા સુમનને મેળવી આપો—"

" બહેન ! જ્યારે મેં તમને જોયાં ત્યારે તમારો સુમન તમારી પાસે—"

" ન્હોતો–" લીલાએ વાકય પૂરૂં કર્યું.

" હું અભાગણી તે કોમળ ફુલને નાગર ફળીઆમાં ભૂલી આવી હતી—"

" ચાલો, આપણે ત્યાં જઇએ. "

" વસંતલાલ અને લીલા ગાડી જોડાવી, પૂર વેગથી જે ઓટલાપર લીલાએ આશરો લીધો હતો ત્યાં ગયાં. લીલા તદ્દન ગાંડા જેવીજ ગાડીમાંથી ઉતરી પડી અને પોતાના વ્હાલા સુમનને લેવા ગઇ, પણ હાય ! તેની છાતીના ચીરેચીરા થઇ જાય, તેનું જીગર બળીને ખાખ થઇ જાય, અને તેની સઘળી જીવંત લાગણીઓ તદ્દન મરી જાય એવો દેખાવ તેણીની નજરે પડયો. સુમન ત્યાં ન્હોતો !

"હાય ! હાય ! મારી આંધળીની લાકડી ગઇ—દુઃખીનો દિલાસો ગયો—ગરીબની દોલત ગઈ—ઓ ઇશ્વર ! હવે તો હદ થઇ. ઓ પ્રભુ ! હવે દયા કર—દયા કર. આ અનહદ જુલમ હવે નથી સહેવાતો. આ અસાધારણ કંગાળયત હવે નથી ખમાતી. ઓ સુમન ! ઓ વ્હાલા બાળુડાં ! તું કયાં ગયો ? હાય !—" લીલા મુક્ત કંઠે બાળક પેઠે રડી પડી અને વસંતલાલની સ્થિતિ પણ ઘણી દયામણી થઈ.

"ભાઇ ! મારૂં નસીબજ ફુટેલું છે. જ્યાં ગઈ ત્યાં દુઃખીજ થઈ છું, ? જન્મીને મેં સુખ જોયુંજ નથી. ઇશ્વર તમારૂં ભલું કરશે. તમે તમારે ઘેર જાવ—સુખી થાવ—હું અહિંયા મરીશ—મારા સુમનની યાદ કરતાં ઈશ્વરના મહાન્ દરબારમાં ઈનસાફ માગવા જઈશ—અને ત્યારેજ મારા દુઃખનો—મારી આફતનો અને આ કંગાળયતનો અંત આવશે—"

લીલાના આ લાગણી ભર્યા વાકયો દયાળુ વસંતલાલથી ન સંભળાયા. તેનાપર જાણે કાતીલ છૂરીનો ઘા થયો હોય એવું તેના કોમળ જીગરને લાગ્યું. બન્ને એ પળ તદ્દન ચૂપ રહ્યાં. વાતાવરણમાં સઘળે દીલગીરીની છાયા છવાઈ ગઇ પણ આ શું ? કોઈ સ્ત્રી સુમનને લઇ આ બાજુ આવતી લીલાની નજરે પડી. લીલા દોડતી દોડતી તેની પાસે ગઇ અને સુમનને તે સ્ત્રી પાસેથી લઇ ગઈ, અનેક ચુંબનોથી તે નાનાં ભુલકાનાં ગાલો ભીના કરી નાખ્યા.

"બહેન ! તમે આ બાળકને મૂકી કયાં ગયાં હતાં ? હું ન લઇ જાત તો એની શી દશા થાત ?" પેલી સ્ત્રીએ ઠપકાભર્યા અવાજે કહ્યું.

"અરે ! મુઇ હું અભાગણી ! બહેન ! મારાં દુઃખોની વાતજ ન કરવી. હશે ! ઇશ્વરને એમાંજ મઝા પડતી હશે."

લીલાએ સુમનને સ્તનપાન કરાવ્યું અને વળી પાછી તે કોમળ બાળકને તેની વ્હાલી માતા હેતના ઉમળકાથી અનેક ચુંબનો કરવા લાગી.

થોડીકવાર રહી લીલા દુઃખથી બબડવા લાગી.

"ઓ પરમેશ્વર ! ઓ નિરાધારના આધાર ! ઓ દયાસા-

ગર! આ કેવો ગેરઇન્સાફ? ઓ પ્રભુ! આ મારા કયા જન્મના પાપ? અરે! વિભુ! આ શું જૂલમ? આ કેવી નિર્દયતા? અરેરે! તને મારી નહિ તો મારા આ નાના બાળકની પણ દયા નથી આવતી? બરફ જેવા સ્વચ્છ અંતઃકરણના આ કોમળ કુસુમે તારો શો અપરાધ કર્યો? હાય! મુઇ હું! વ્હાલા સુમન! તેં મારે પેટે જન્મ લઇ જરા પણ સુખ ન જોયું—અરેરે! તારા પિતાએ તારૂં મ્હોં શુદ્ધાં ન જોયું—હાય! ઓ ઘાતકી ગરીબાઇ? ઓ નીચ કંગાળયત! તારે લીધે મારી આ દશા થઇ, તારે લીધેજ હું દિવાની થઇ. મારા વ્હાલા સુમનને ભૂલી ગઇ—અરે ઓ! નીચ ગરિબાઇ! તારા અસાધારણ તાપથી, તારા જૂલમથી અને તારા ઘાતકીપણાથી અનેક આશાભરી જીંદગીઓ જીવનં વસન્તકાળમાં જગતને કાંઇ પણ લાભ કર્યા વિના, જગતના કાંઇપણ મીઠાં સુખો અનુભવ્યા વગર, અનીતનિા અંધારા ગારમાં ગબડી પડતી હશે; અનેક જીવો કુમાર્ગે ભૂલાં પડતાં હશે અને અનેક કુમળી કળીઓ અકાળે કરમાઈ જાલમ જણુડાના ઘાતકી દુતોને શરણે જતી હશે! ઓ ક્રૂર વિધાતા! મેં તારૂં શું બગાડયું કે તે મારાં નસીબમાં આવાં અસહ્ય દુઃખો ચિતર્યાં! અરે! મારૂં નસીબ નક્કી કરતી વેળા તું મરી શા માટે ન ગઇ? તને કાળો નાગ કેમ ન ડંખ્યો? હાય!—" આટલું બોલી લીલાએ એવું રૂદન કર્યું કે જે જોઇ રાક્ષસ પણ દયાથી પીગળી જાય! અને જ્યારે પત્થરની છાતી પીગળે તો વસંતલાલ જેવા દયાળુ નરની છાતી તો ચીરાઈ જાય તે સ્વાભાવિકની છે.

"બહેન? ઇશ્વરનો આભાર માનો કે તમારો સુમન તમને સહીસલામત મળ્યો."

"ઇશ્વર દયાળુ છે. શું મારી આંધળીની આ એકની એક લાકડી પણ તે મારા હાથમાંથી ઝુંટાવી લે? ના, ના, તે એટલો બધો ઘાતકી અને કઠણ જીગરનો નથી; ભાઇ!—"

"બહેન! તમે એકલાંજ છો?"

"હા.—"

"તમારૂં કોઈ સગું નથી?"

"ના—હું અને મારો સુમન! બીજું કોઇ નહીં. આ દુનિયાની બહોળી સપાટી ઉપર મારૂં મારા વ્હાલા સુમન સિવાય

કોઈ પણ સગું નથી. જેઓ કંગાળ છે, જેમની પાસે કંઇ નથી, ભવિષ્યમાં મળવાની આશાનું ઝાંખું કિરણ પણ મારા જીવનની દ્રષ્ટી મર્યાદામાં જણાતું નથી, જે ગરિબ અને તદ્દન કંગાળ છે તેનું કોણ સગું થાય?" લીલા લાગણી ભર્યા અવાજે બોલી.

"હું આઉં!!" વસંતલાલ બોલી ઉઠ્યો.

"તમારૂં આ જગતની સપાટી ઉપર કોઇ સગું ન હશે તો હું થઇશ."

"અમે કંગાળ છીએ."

"તેથી શું થયું? પરમાત્માએ મને અખૂટ દોલત આપી છે તે શા કામની? બહેન! મુઝાશો નહી—શરમાંશો નહી—મને તમારો ધર્મનો ભાઈ ગણજો. કદિ સૂર્ય પશ્ચિમમાં ઉગશે, ચંદ્રમામાંથી અગ્નિના ગોળા નીકળશે, ગંભીર મહાસાગર પોતાની મર્યાદા ઓળંગી જશે અને નદીઓનાં પાણી વ્હેનથી અવળી દિશામાં વહેશે તોપણ મારા વર્તનમાં કોઈ જાતનું પરિવર્તન થશે નહિં. ઇશ્વર સાક્ષી છે કે મારૂં જીગર પવિત્ર અને વિચારો સ્વચ્છ છે. હું તમને મારી સગી બહેન તરિકેજ પાળીશ."

"ભાઈ! તમારૂં પવિત્રતાના તેજથી ઝળકતું મુખ કમળ સાક્ષી પુરે છે કે તમે ધર્મના અવતાર છો—પણ—"

"બહેન! હવે પણબણ છોડી દો—મારે ત્યાં ચાલો—અને આજ સુધી મેં ન ચાખેલું એક બહેનનું મીઠું સુખ મને ચખાડો."

"ભાઇ! તમારો મોટો ઉપકાર! પણ ઘણીજ દિલગીર છું."

"બહેન! મને ના ટવળાવો. દિલગીર થવા જેવુ કશું છેજ નહિ. મારૂં ઘર તમારૂંજ માનજો. ઇશ્વર ચાહશે તો થોડા સમયમાં તમારૂં સઘળું દુઃખ નાશ પામશે."

"તમારા મ્હોંમાં સાકર ભાઇ! પણ—"

"બહેન! આનાકાનીની ના કરો. તમે ભૂખ્યાં હશો. વળી આ કોમળ બાળક પણ આવી જગ્યાએ કદિ રહી શકશે નહી. બહેન! હજુ તમે યુવાન છો અને યુવાન જીંદગીના જોખમો તમને સમજાવવાની જરૂર નથી. હવે તમેજ કહો કે તદ્દન નિરાધાર હાલતમાં, આ ઓટલા ઉપર, વેરાન વાતાવરણમાં, આ કોમળ બાળક સાથે વસવું શું સલામત છે? ખચિતજ નહિ, વળી હું તમં-

ગર છું. મને તમે અને તમારૂં બાળક ભારી પડનાર નથી. મારૂં અને તમારૂં એ ભેદ છોડી દ્યો. એવા ભેદો જગતના સ્વાર્થીઓ માટે રહેવા દ્યો. મારા ઘરને તમારૂં માનો. મને ધર્મનો ભાઈ ગણો અને એક ભાઇને ત્યાં જેમ બહેન વિના સંકોચે રહે તેમ રહો. બહેન! તમે સમજુ છો એટલે વધુ શું કહું? હું જાતે નાગર છું; અને તમે?"

"તમારીજ જ્ઞાતિ ભાઈ!"

"સોના કરતાં પીળું! અહો! હું કેવો ભાગ્યશાળી કે મારી જ્ઞાતિની એક નિરાધાર બહેનને સહાય કરવા શક્તિવાન થયો. બહેન લીલાવતી! આજથી તમે મારાં સગાં બહેન થયાં. મારી વ્હાલી બહેન! હવે મને ના ટવળાવ—મારાપર વિશ્વાસ રાખ."

"ભાઈ! તમારાપર મને સંપૂર્ણ વિશ્વાસ છે."

"ત્યારે દયા કરી આ ગરિબની—"

"ભાઇ! મને ના શરમાવો. તમારો આટલા બધો આગ્રહ છે તો ચાલો—"

લીલાના મુખાંબુજમાંથી "ચાલો" શબ્દ નીકળતાં તો વસંતલાલ આનંદની લહરીથી ડોલવા લાગ્યો. લીલા અને સુમનને લઇ તે પોતાને ઘેર આવ્યો—પ્રમીલાએ પોતાના અમૃત જેવાં મીઠા બોલોથી લીલાને દિલાસો દીધો અને તે દિવસ એક માંગલિક દિવસ તરીકે ઉજવાયો.

વ્હાલા વાંચનાર! હાલ તુરત તો લીલા વસંતલાલના માયાળુ છાંયડામાં કંઇક સુખી થઈ છે. સુમન તો જાણે સ્વર્ગોદ્યાનમાં સુંદર પુષ્પોની શય્યામાં લેટતો હોય તેવો સુખી થઇ ગયો છે. પ્રમીલાની નાની છોકરી કુસુમ તેની બાળસખી થઇ છે અને આ બંને ભુલકાંઓને બાળલીલા કરતાં જોઇ તેમની માતાઓના હર્ષનો પાર રહેતો નથી. લીલા અત્યારે કંઈક સુખી થઈ તેને દુઃખમાં દિલાસો મળ્યો પણ એ લીલા કોણ? કનકપુરી નગરીના વેરાન જંગલનાં ઝુંપડામાં તેણી શી રીતે આવી? તેના કોમળ દેહ ઉપર દુઃખનો ડુંગર કોણે ફેંક્યો? વિગેરે જાણવા માટે આપણે હવે થોડાક વર્ષ અગાઉ બનેલા બનાવો તરફ ધ્યાન આપીએ.

---

# પ્રકરણ ૪ થું.

---

## સદ્દગુણી સુન્દરી.

Yes, a world of comfort,
Lies in that one world wife!
After a bickering day,
To come with jaded spirit home at night,
and find the cheerful fire sweet repast,
Love sits and smiling lightens all the board.

[ J. S. KNOWLES. ]

પ્રિય વાંચનાર ! લીલાને વસંતલાલની માયાળુ છાયામાં છોડી આપણે થોડાક વખત માટે કનકપુરી નગરીને પ્રણામ કરી જઈશું. ચાલ ત્યારે; બેસ મારી પીઠ ઉપર યા મારી કલ્પનાના તરંગી ઘોડા ઉપર અને ચાલ મારી સાથ ! હું તને નવાં નવાં સ્થળો બતાવીશ, અજબ વાતાવરણમાં ફેરવીશ, અનેક મીઠા અને કડવા અનુભવોનો સ્વાદ ચખાડીશ, જગતના અનેક સારાં નઠારાં ચિત્રો બતાવીશ તથા દુનિયાના—સંસારના અનેક વિચિત્ર નાટકો બતાવીશ કે જે તને તારી જીંદગીની મુસાફરીમાં સહેજ પણ ઉપયોગી થઇ પડયા વિના રહેશે નહિ.

સુરત, જમાનાની ગીરદેશીથી, કુદરતના કોપથી, વખતનાં ચકકરની ભયંકર ઝપટથી દોરદમામ અને જાહોજલાલીને પ્રણામ કરી પરવારેલું સુરત, શુર ધર્મતારક શીવાજીની ભયંકર લુંટથી તારાજ થયલું સુરત, આગ અને રેલથી નાશ પામેલું સુરત, એક વેળાનું ગુજરાતની રાજધાની જેવું ગણાતું રમણિય નગર સુરત, અંગ્રેજોનું પહેલું વેપારી મથક સુરત, આજે હાલહવાલ થઇ ગયું છે. તાપી નદીના કિનારાપર આવેલું એ રમણિય પણ કમનસીબ શહેર લીલાનું મુળ વતન હતું. લીલાનો પીતા ગીરધરલાલ જ્ઞાતે નાગર હતો. પોતે નાનો હતો ત્યારથીજ ગરીબાઇ જોઇ હતી એટલે તેનામાં રંકદશાના કેટલાક ઉંચા સંસ્કારો પહેલાંથીજ પડયા

હતા. તેના પિતાની કાપડની દુકાન હતી. પાસે થોડો પૈસો હતો. પણ તે નામનોજ. તેર ચૌદ વર્ષનો થયો એટલામાંજ ગીરધરલાલે પિતાનું છત્ર ગુમાવ્યું. તેને આ પ્રથમ ફટકો પડયો. નાની વયમાં ઘરનો સઘળો બોજો તેને માથે પડયો—પિતાના મરણથી તેની છાતીના ચીરા થઇ ગયા—પણ પરમેશ્વરની સત્તા આગળ કોનું ચાલી શકે ?

અરેરે ! હિંદુ સંસાર ! તારા વિચિત્ર રીત રીવાજોથી કોણ ખેદ નહિ પામે ? ગીરધરલાલે પિતાનું માયાળુ છત્ર ખોયું—ઘરનું છત્ર ઉડી ગયું—માથાપરનો મુગટજ ઉડી ગયો—બાપ જેવો બાપ ગયો—ને માટે તેને દિલાસો દેવા તો કોઇ નહિ આવ્યું; પણ—

ભાઇ ! તારા બાપની આબરૂ પ્રમાણે તો વાહવાહ કહેવરાવવી જોઇએ. આમ કરવું જોઇએ. ને તેમ કરવું જોઇએ. લ્હાણાં કરો અને બ્રાહ્મણ જમાડો—" આવાં આવાં અનેક વાક્યોથી તેનું મન ભમી ગયું. " બાપની પાછળ જમણ નહિ કરશે તો કયારે કરશે ? બાપનું બારમું અને વહુનું સીમંત કાંઇ વારેવારે આ છે ? " એવા શબ્દો જ્ઞાતિમાં બોલાવા લાગ્યા. ગીરધરલાલની માતાએ પણ એ વિષયમાં તેનાપર દબાણ કર્યું અને લાચારીથી, પિતાના મરણથી નીપજેલા અનિવાર્ય શોક છતાં જ્ઞાતિના લાડુ ભટોને રીઝવવાની તેને ફરજ પડી. અને તેમ કરતાં તેને લગભગ સાતસો આઠસો રૂપિયા નો ખરચ થયો. ગરીબ ઘરની પુંજી ખલાસ થઇ—ગીરધરલાલની તીજોરીનું તળિયું જણાયુ.—"ભવિષ્યમાં શું થશે" એ વિચાર આવતાંજ આંખોમાં ઝળઝળીયાં આવતાં, તે ઘણો મુઝાયો. જમણવાર કરાવવા માટે જેઓ તેને સાતમે આસમાને ચઢાવતા તેમાંનો એક પણ આ વખતે દિલાસો દેવા ન આવ્યો. તેની માતાને પણ હવે આ ખર્ચ માટે પસ્તાવો થયો પણ હવ તે રાંડયા પછીનું જ્ઞાન હતું !

જેમ તેમ જીવ વાળી ગીરધરલાલ પાછો ધંધામાં પડયો. કંઇક નસિબ ચઢેલું—ભાગ્યરેખા કંઇક ઉંચે આવેલી જણાઈ. દીવાળીપર સરવૈયું કાઢતાં જમણના ખર્ચ જેટલો નફો જણાયો. વળી એજ અરસામાં તેણે સોરટી ભરી—નસીબમાં લક્ષ્મી હતી એટલે તેની તરફેણમાં પરિણામ આવ્યું. રૂ. ૨૦૦૦ નું ઇનામ મળ્યું. કંઇક મલકાયો. ચડતી આથી પણ વધશે—લક્ષાધિપતી થશે-

એવાં એવાં સ્વપ્નાં આવ્યાં–આ વાત ન્યાતમાં ચરચાઇ. એકાદ બે ઘરથી માગાં આવ્યાં, અને ડોસી–ગીરધરલાલની મા–આનંદમાં ડોલવા લાગી. ગંગા નામની એક પંદર વર્ષની મુગ્ધા સાથ ગીરધરલાલ લગ્નની પવિત્ર ગાંઠથી જોડાયો અને હિંદુ માતાઓ ઇચ્છે છે તેમ ડોસી હવે પુત્રને પરણાવી "ગંગા નાહી"! પોતાની જીંદગીનો બાકીનો સમય ભકિતમાં ગાળવા લાગી. એક દિવસ ડોસી માળા ફેરવતાં–રામનું નામ જપતાં 'હાર્ટ' બંધ પડવાથી રામ શરણ થઇ ગઇ!

ગંગા વ્હાલસોઇ હતી, પ્રેમાળ હતી, ઘર રાખુ હતી એટલે ગીરધરલાલને માથે માના દહાડાનો ખરચ આવ્યા છતાં કાંઇ વધુ લાગ્યું નહિ; તોપણ તેની પાસે લગ્ન તથા માનો દહાડો કરતાં કાંઇ રહ્યું પણ નહિં, ચાલુ કમાણીપરજ આધાર હતો. એટલામાં વળી ગંગા ગર્ભવતી થઈ અને સીમંતનો ખર્ચ નજર સામે ડોળા ઘુરકતો ઉભો. માણસ ગરિબ શી રીતે થાય? આવી રીતે. પિતાનું મરણ, લગ્ન, માતાનું મરણ અને વહુંનું સીમંત! ચાર ચાર ખર્ચ કરવા પછી ગીરધરલાલને માથે થોડુંક દેવું થયું–સુખી કુટુંબ ચિંતાતુર થયું. હવે આનંદી અને હસમુખો ગીરધરલાલ ગંભીર થયો. ગંગાએ પૂરે મહીને એક છોકરીને જન્મ આપ્યો, સગાંવહાલાંમાં પુત્રીનો જન્મ પથરો મનાયો! હિંદુ સંસારની વિચિત્રતાનો નંબર બીજો! જાણે પુરૂષોથીજ આખાં જગતનો વહેવાર ચાલતો હોય અને સ્ત્રીઓની આવશ્યકતાજ ન હોય તેમ કન્યાનો જન્મ થતાં હિંદુઓનો અણસમજુ વર્ગ મ્હો મરડે એ પણ એક આ સુધરેલા જમાનાની "નવી શોધજ"

પ્રિય વાંચનાર! આ કન્યા તે આપણી લીલા–વસંતલાલને આશરે પોતાના બાળક સાથ પડેલી અભાગી લીલા?...પણ તે સુરત તજી, માતા પિતા તજી, કનકપુરીમાં શી રીતે આવી?......

લીલાના જન્મને બે મહિના તો નહિ થયા એટલામાં દુકાનમાં આગ લાગી. ગીરધરલાલની પડતીની આ પ્રથમ નિશાની હતી. આગથી દુકાનમાંનું એકે એક ઇંચ કાપડ બળી ગયું. વીમો ઉતરાવ્યો ન્હોતો એટલે સઘળી ખોટ તેને માથેજ પડી. પાસે બીજો પૈસો ન્હોતો એટલે નવી દુકાન મંડાય તેમ ન્હોતું. વળી સીમંતનો ખરચ હમણાંજ કર્યો હતો. તેના માગનારા હજુ ધક્કા ખાતા હતા.

"ભાઇ, ઘીના પઇસા આપશો કે ?" "હવે કેટલા દિવસ ?" છો-કરી પણ મોટી થવા આવી, વિગેરે શબ્દો સાંભળતાં ગીરધરલાલ કંટાળી ગયો. આખું જગત તેને શોકથી ભરેલું, અંધારા ગાર જેવું જણાયું. આનંદી મુખ ગંભીર થયું. ગંગા આ સઘળું જોતી. ભગની-ગીરધરલાલની મુશ્કેલી સમજતી અને દુઃખી થતી. ગીરધ-રલાલને વ્હાલથી દિલાસાનાં બે મધુર વચન કહી સંતોષતી અને પ્રેમાળ પત્નીના પ્રેમમાં ગીરધરલાલ પોતાનું દુઃખ બે પળ ભૂલી જતો પણ બીજીજ પળે માગનારાઓના કડવા શબ્દો યાદ આવતાં અને શોકની સત્તા વધી પડતી.

"હાય ! હવે હું શું કરૂં ? માગનારાઓને શું જવાબ આપું ! ક્યાં સુધી વાયદા કરૂં ?" ગીરધરલાલ કપાળે હાથ દઇ બબડ્યો. તેનું એક વેળાનું સુંદર ન્હાનું ઘર કે જ્યાં આવવાને બાળપણામાં તે સદા આતુર રહેતો, માતાની માયાળુ ગોદમાં દબાવા માટે જ્યાં તે નિશાળેથી ન્હાસી આવતો તેજ ઘર આજે હતું. પરિવર્તન એટલુંજ કે તે સમયે તે બાળક ગણાતો-આજે તે ગૃહસ્થ મનાય છે. તે સમય ચિંતા વિનાનો હતો-ચિંતા શું છે તે સમજતોજ નહિ-સમજવાની શક્તિ ન્હોતી અને સમજવાની જરૂર પણ ન્હોતી-સઘળે આનંદજ જણાતો-હાલમાં સુખ અને આનંદ એ શબ્દનોજ ગીર-ધરલાલની શબ્દાવલિમાંથી નાશ થયો. તે વખતે તેને માથે પીતાનું છત્ર હતું. હાલમાં તે પોતે પોતાની વ્હાલી પત્ની અને પુત્રીનો શિરછત્ર બન્યો હતો !

" કાંઇ સુઝ પડતું નથી. નાદારીનો આશરો તો પ્રાણ જતાં પણ ન લઉં ?" તે પાછો બબડ્યો. લીલા નજીકમાં એક ગોદડીપર સુતી હતી. ઉંચું જોઇ, પીતાના મુખને નીહાળી, કંઇક મલકાતી. તેને ગીરધરલાલે હાથમાં લઇ બે પળ રમાડી. તેના કોમળ ગાલો વ્હાલથી ચુમ્યા, અને લીલાનું મ્હોં પોતાની આંખ આગળ થોડી-વાર ધરી રહ્યો. આજ લીલા તેના કરજનું અને દુઃખનું મૂળ હતી. તેનો જન્મ ગીરધરલાલને આફતકારી થઇ પડ્યો હતો; તો પણ ગીરધરલાલ તેને ચાહતો. આમાંનું તેના મનમાં કાંઇ ન્હોતું. પોતાની પડતીને તે ઇશ્વરી સત્તાનો પ્રતાપ ગણતો-કુદરતની કસોટી માનતો-અને તેથી તે દયાળુ કિરતારની કૃપા મેળવવા શુદ્ધ અંતઃ-કરણથી પ્રાર્થના કરતો.

તેણે પોતાની દિલગીરી દૂર કરવા ઘણી મહેનત કરી—અનેક તરફડિયાં માર્યાં-લીલાને રમાડી, હસાવી, બોલાવી,-પણ નહિ. શોકનું વાદળ તેના મુખાકાશ ઉપર એવું છવાયું હતું કે કેમે કરી તે વીખેરાયું નહીં. જેમ જેમ વિચાર કરતો ગયો તેમ તેમ દિલગીરીની સત્તા ઘણીજ વધતી ગઈ—અશાંતિ વધી—ચિંતા આખા શરીરમાં પસરી ગઇ—શોકનું વાદળ ઘોર રીતે છવાયું અને થોડીવારમાં તેની ચળકતી પ્રભાવશાળી આંખો આંસુથી ભીની થઇ.

લીલા હાથમાં હતી—અંતઃકરણમાં શોક હતો—મગજમાં કરજ કેમ મટશે એ વિચાર હતો-ચિત્ત ચકડોળે ચઢયું હતું ભાનમાં ને ભાનમાં લીલાને ભૂલી ગયો-શોકની સત્તા વધી-હાથ ધ્રુજવા લાગ્યા—નસો નબળી પડી-રૂંવે રૂંવે શોક વ્યાપી ગયો શકિત મંદ થઇ-દિલ ભગ્ન થયું-આશા નાશ પામી-હૃદય દુઃખી થયું-અંતઃકરણ ચીરાઇ ગયું-દિલગીરીની હદ આવી અને લીલા હાથમાંથી પડી ગઇ. લીલા પડી જવાના અવાજથી નહિ પણ લીલાની કારમી ચીચીયારીથી કરજનો વિચાર કરનારો ચોંકયો-વિચારમાળા અધૂરી મૂકી અને લીલાને જમીનપરથી ઉંચકી લઇ છાની રાખવા પ્રયત્ન કરવા લાગ્યો પણ છાની રહી શકી નહિ. એટલામાં ગંગા દોડી આવી. પતિની આંખ ભીની હતી તે જોઇ દિલમાં દાઝી ગઇ-ઉભીને ઉભી સળગી ગઇ. લીલાના રોવા કરતાં પતિના રૂદનથી વધુ શોક પામી. લીલાને પોતાની પાસે લઈ પતિની નજીક જઇ, પતિનાં આંસુ પોતાના લુગડાંના છેડાથી લૂંછી નાખી મીઠા અવાજે બોલી.

"વ્હાલા ! આવી રીતે શોક કરવાથી કાંઇ વળનાર છે ! તમને મારા સમ છે, જો હવે એક પણ આંસુ પાડયું તો !" ગંગાના આ શબ્દો ઘણાજ લાગણીભર્યા અવાજે બોલાયા. ગીરધરલાલે જાણે અમૃત પીધું હોય તેવી શાંતિ અને ઠંડક અને આ શબ્દોથી મળી. પણ વળી પાછી સ્થીતિ યાદ આવતાં દિલગીરી વધી અને હતો તેવો થઈ ગયો.

ગંગા કંઇક વિચારમાં પડી-પતિના કરજનાજ. તેને પોતાના વ્હાલા ભરથારની કરૂણાજનક સ્થીતિ જોઇ કંઇ કંઇ થઇ જતું.

"હા—જો એ પ્રમાણે થાય તો સારૂં-એ કયારે ઉપયોગમાં આવવાનાં હતાં ?" ગંગા મનમાં બોલી-કંઇક હર્ષ પામી-સહેજ

શોક થયો-પણ તે નહિ જેવોજ ! પતિના દુઃખ આગળ પોતાનો શોક નજીવો જણાયો અને પતિ-પ્રેમ ઉભરાતાં અંતર આનંદથી ઉછળવા માંડયું.

" વ્હાલા ! મારૂં કહ્યું માનશો ? " ગંગા બોલી.

'મેં તને આજ સુધીમાં કોઇ દિવસ દુભી છે, વ્હાલી ? તારા એક શબ્દને મેં બ્રીટીશ સરકારના કાયદા જેવો ગણી માન આપ્યું છે. કહે, તારે શું કહેવું છે ?"

" પણ તમે માનશો, ?

'જરૂર—'

'જો—જો પછી ? ફરી ના જતા ?"

'શું મારાપર વિશ્વાસ નથી ?'

'છે......પણ......આપો વચન ?'

ગીરધરલાલ કંઇ સમજ્યો ન્હોતો-ભોળપણમાં વચન આપ્યું. ગંગાના આનંદનો અવધિ થયો-તે જીવતી સ્વર્ગમાં પહોંચી ગઇ— સ્વર્ગના સુંદર બગીચામાંના મધુર પુષ્પોની મીઠી પરાગથી ખુશી થઇ આનંદ હીંડોળે હીંચકા ખાતા બુલબુલોનું મીઠું ગાયન તેના કાને સંભળાયું-શિતળ મંદ મંદ પવનની મીઠી લહરો સાથ કાંઇ સુંદર સ્વર્ગીય સ્વરો વાતાવરણમાં ખેંચાઇ આવ્યા અને આ સ્વરો ગંગાના વિચારને ટેકો આપવા લાગ્યા-તેની પ્રશંસા કરવા લાગ્યા અને તેમ તેમ ગંગાનો આનંદ વધતો ગયો.

'વ્હાલા ! તમે મને વચન આપ્યું છે એટલે હવે મારૂં કહ્યું માનવુંજ પડશે.' ગંગા વ્હાલથી બોલી.

"વ્હાલી ! તારા પ્રેમ સાટે હું વેચાયલો છું-કહે તું શું માગે છે ?"

"શું માગું ?-હમણા માગવાનોજ વખત છે, વ્હાલા ? પણ તમે તે આપી શકશો ?"

ગીરધરલાલ ચૂપ રહ્યો.

" કેમ બોલતા નથી, વ્હાલા ? શું હું ઘરેણાં માગવાની છું ? શું હું આપણી સ્થીતિ જાણુતી નથી ? મારે તો કાંઇ જોઈતું નથી-પણ એક ચીજ'—

"અને તે!'

"તમારો નિર્મળ પ્રેમ"—

"તે તો તેં ક્યારનોય મેળવ્યો છે."

"બસ ત્યારે! હું જ ખરી સુખી છું આ જગત્માં!—પણ પેલું વચન!"

"પણ કહેની કે શું છે?"

ગંગાએ અત્રે આંખનો મસ્તીખોર ચાળો કર્યો અને ગીરધરલાલને આવા દુઃખી સમયમાં પણ હસ્યા વિના ન ચાલ્યું.

"હું આવું છું—હોં"—કહી ગંગા તે પળે ત્યાંથી ચાલી ગઇ. થોડીજવારમાં એક દાબડો લઇ પાછી આવી. પતિના પગ નજીક તે મૂકી ગંગા બોલી:

"વ્હાલા! જે કરજ છે તે આ વેચી પતાવો—ચિંતાનો નાશ કરો અને હમેશ જેવા સુખી થાવ—"

ગીરધરલાલ પોતાની પત્નીની આવી દિવ્ય વર્તણુકથી આનંદ પામ્યો. ગંગાનું સ્ત્રી-ધન જોઇ ગીરધરલાલ કરૂણાજનક અવાજે બોલ્યો:

"વ્હાલી! આ શું? તારૂં પલ્લું! તેને હું શું કરૂં!"

'વેચી નાખો—માગનારાને પતાવો—ચિંતાને ટાળો—સુખી થાવ ને સુખી કરો—" ગંગા હસતી હસતી ઉત્સાહથી બોલી. પોતાના ઘરેણાં વેચાઇ જતાં સખીઓમાં તે ભીખારી ગણાશે તેની તે સદ્દગુણી સુંદરીને લેશભાર પણ દરકાર ન્હોતી. તેને મન તેનો પતિ તે પરમેશ્વર! પતિનું સુખ તે તેનું! પતિની શાંતિ તે પત્નીની અને પતિનો વૈભવ તે પતિનો હાથ પકડનારીનો! અહા! એ માયાળુ સુંદરી! તારી માયા, તારો પ્રેમ, તારૂં હેત, તારી ઉદારતા, તારી લાગણી, તારી નમ્રતા, તારી મીઠાશ અને તારા એવા બીજા અનેક સદ્દગુણો હું શી રીતે વર્ણવું? ટૂંકમાં હું એટલુંજ કહીશ કે એક માયાળુ અને વફાદાર પત્ની આ દુનિયાને સ્વર્ગ બનાવનારી એક દેવી છે!

થોડીકવાર મૂગો રહી ગીરધરલાલ બોલ્યો.

"વ્હાલી! તારી ઉદારતા માટે તારો ઉપકાર માનું છું. મારૂં

હૈયું તારી આવી વર્તણુંકથી આનંદથી ઉભરાઇ જાય છે અને તારા જેવી સુશીલ પત્ની મેળવવા માટે હું મને ભાગ્યશાળી ગણું છું. પણ નહિં. હું તારાં ઘરેણાં કદિ પણ વેચીશ નહી."

આ શબ્દો સાંભળી ગંગા અત્યંત નિરાશ થઇ.

"વ્હાલા !–" તે લગભગ રડી પડતાં બોલી.

" તમે શું બોલો છો ? મારી મીલકત ? હું ક્યાં મેળવવા ગઇ હતી ? વ્હાલા ! આવી જુદાઇ રાખવી તમને શોભે ? મારૂં અને તમારૂં જુદું ! પતિપત્નીમાં આટલો બધો ભિન્નભાવ ? વ્હાલા ! હું તમારી પત્ની છું–તમારા સુખદુઃખની ભાગીદાર છું એ વાત જો તમે માનતા હોતો મારી માગણી સ્વીકારો. તમારૂં વચન યાદ કરો. તમારો એક મીઠો બોલ તે મારે મન મીઠા મેવા ! તમારો પવિત્ર પ્રેમ તે મારે મન રાજવૈભવ ! વ્હાલા ! મને ન ટવળાવો કૃપા કરી મારી અરજ સ્વીકારો અને દુઃખથી બળેલી તમારી દેહને સુખી કરો—"

ગીરધરલાલથી કાંઇ બોલાયું નહિ. તેણે પોતાની ઉદાર પ્રિયાની બક્ષીસનો મૂગો સ્વીકાર કર્યો અને અહા ! તે સમયનો ગંગાનો આનંદ ! ખચીત ! તે વખતનું તેનું હસતું ગુલાબી વદન કોઇ બાહોશ ચીતારાની પીંછીને સુંદર ખોરાક પૂરો પાડત ?

ગીરધરલાલ કરજમુક્ત થયો. ગંગાનાં ઘરેણાં વેચાયાં. સઘળે આનંદ વ્યાપી રહ્યો અને તેમનું સંસારી નાવ સરળતાથી માર્ગ કાપવા લાગ્યું. જે ફેરફાર થયો તે એજ કે ગીરધરલાલ અત્યારે સ્વતંત્ર નહિ પણ પરતંત્ર થયો. ઘરનો સ્વતંત્ર ધંધો જતાં પરતંત્રતા સ્વીકારવી પડી અને પંદર રૂપિયાના ન્હાના પગારમાં ગંગા જેવી શાણી પત્ની સાથ તે આનંદમાં દિવસ ગુજારતો.

---

# પ્રકરણ ૫ મું.

### દયા અને દયા યાચનારી બાળા.

She was a phantom of delight,
When first she fleamed upan my sight.
× × × × ×
Her eyes as stars of twi-light fair;
Like twi-lights's too, her dusky hair.

WORDSWORTH.

પ્રેમ, પવિત્રતા અને સુન્દરતાની પુતળી ગંગા અને ગીરધરલાલ હવે આનંદના મહાસાગરમાં મહાલવા લાગ્યાં. ગીરધરલાલની ટુંક કમાણીમાં પણ તેઓ સુખી હતાં. શ્રીમંતોની જાહોજલાલી અને દૌલતમંદોનો દૌરદમામ અહિંયા નહોતો. રાજમહેલમાંના ખૂની પ્રપંચો અને કાવાદાવાની અહિં બીલકૂલ હસ્તી નહોતી તેમજ ત્યાંનો અપાર વૈભવ પણ નહોતો. મોજમઝાના બનાવટી સાધનોનું નામ નિશાન નહોતું. અહિંયા તો પવિત્ર નિર્મળ પ્રેમનું સ્વચ્છ ઝરણુ હતું. અહિં સદાની મીઠી શાંતિ અને પ્રેમની મીઠાશનો અખંડ ખજાનો હતો.

વ્હાલા વાંચક ! પ્રેમમાં—ગંગા જેવી માયાળુ સુન્દરીના સહવાસમાં—યુગના યુગ વીતી જાય વા તે પણ માલૂમ ન પડે અને તેથી ગીરધરલાલની જીંદગી જલદી વહી જતી તેને જણાય તો તે સ્વાભાવિકજ છે. સમય પાણીના રેલા પ્રમાણે પસાર થવા લાગ્યો શાંતિમાં આનંદ અને સંતોષથી આ રંક યુગલ સ્વર્ગનું સુખ ભોગવતું. લીલા હવે વધુ સુખી થઇ. માતાપિતાનું તે રમણિય રમકડું થઇ પડી. ગીરધરલાલ ગંગાને દેવીજ ગણતો—અને તે પ્રમાણેજ તેણી સાથ વર્તતો. અને આવાં વર્તનથી અહિંયા,

" પ્રસન્ન રહે દેવતા જયાં પામે સન્માન સુંદરી—"

એ મહાન્ મનુવાકયનો સાક્ષાત્કાર થતો. ગીરધરલાલના ઘરમાં ગંગાની સત્તા ઘણી મજબૂત હતી. તેની ઇચ્છા અને એક બોલ તે ગીરધરલાલને મન સરકારી કાયદો ગણાતો !

સમય પસાર થયો. લીલા મોટી થઇ. વખત કદિપણ કોઇ માટે થોભે છે? સેકન્ડ પછી મિનિટ, ઘડી અને કલાક, પહોર અને દિવસ કુદરતના ક્રમ પ્રમાણે પોતાનું કામ સપાટાબંધ કર્યે જાયછે. વર્ષોના વર્ષો અને સદીઓની સદીઓ એ નિયમ પ્રમાણે પસાર થઇ ગઈ. શાહો સીકંદર અને સીઝર, જમશીદ અને જુહાક, કંસ અને રાવણ જેવા બળવાન શાહાનશાહો પણ વખતની મજબૂત ગતિને રોકી ન શકયા. તેઓના વખતમાં જે દિવસ "આજ" તરીકે ઓળખાયો હશે તેને આજે લોકો સદીઓ પહેલાનો દિવસ ગણે છે. એજ નિયમ પ્રમાણે લગભગ ચૌદ વરસ પસાર થયાં. ગીરધરલાલે લગભગ ધ્હોડ દાહેકો સુખ ભોગવ્યું. એ અરસામાં કાંઇ જાણવાજોગ બન્યું નહિ. લીલા નાદાન છોકરી મટી ચૌદ વરસની સુંદર બાળા બની એટલુંજ. લીલા ગંગાની પ્રત્યક્ષ છબીજ હતી. લીલાના વિચારો પણ ગંગા જેવાજ માયાળુ અને પ્રેમાળ હતા. ગંગાએ પોતાની સઘળી મીઠાશ લીલામાં ભરી. ગંગાના હાથ હેઠળ ઉછરેલી બાળકી ગંગા જેવીજ વ્હાલસોઇ બની. ગંગા કાંઇ ભણી નહોતી પણ કેળવણીના ફાયદા સમજતી અને તેથી લીલાને સંપૂર્ણ ગુજરાતી તથા થોડીક અંગ્રેજી કેળવણી મળી હતી.

સમય પાછો ફેરવાયો. કાળચક્રની એક ઝપટ ગીરધરલાલને પાછી લાગી. જે સૂર્ય મધ્યાન્હકાળે પુર્ણોન્નતિ પામી અતિ કઠોરતાથી તપે છે તે અસ્ત થવાનો વખત નજીક આવે છે તેથીજ. સરિતા પ્રિયાના સમાગમથી ભરતી વખતે જે મહાસાગર પ્રેમની મસ્તીથી દિવાનો બની ઉછાળા મારે છે તેજ સાગરદેવની ગતિ ઓટ વેળા ધીમી પડે છે. રેંટનું ઘડિયું ભરાય છે ને ઠલવાય છે. સુખ પછી દુઃખ અને દુઃખ પછી સુખ આવે છે. ઇશ્વરના આ મહાન નિયમ પ્રમાણે અનેક પરિવર્તનો થયાં છે, થાય છે અને થશે.

પડતી સઘળાને આવે છે અને મનુષ્ય જીંદગીરૂપી વાડીમાં સદ્દગુણરૂપી સુગંધી પુષ્પોની મીઠી પરાગ ફેલાવવા માટે તેની ખાસ આવશ્યકતા છે એમ અમારૂં માનવું છે. જે ડહાપણ વયથી નથી આવતું તે પડતી અને ગરિબાઇના જૂલમ સહેવાથી આવે છે. જે મનુષ્ય પડતીમાંથી પસાર થઇ તેમાં સુખ અને સંતોષ માની પોતાના અંતઃકરણની સ્થીરતા જાળવી રાખે, તેજ મનુષ્ય પોતાની જીંદગીના

મહાન્ મનોરથો સાધી શકે છે અને તેમ કરી પોતાની જીંદગીને વધુ ઝળકાવી શકે છે. દુનિયાની તવારીખ તરફ નજર કરતાં માલૂમ પડે છે કે જગત્માં પોતાની વિદ્વતા, શૂરવીરતા યા એવા અનેક સદ્‌ગુણો માટે પ્રખ્યાત થઇ ગયેલા ઘણા મહાન્ નરો ગરિબીમાંજ જનમ્યા હતા અને તેમની ઝળકતી જીંદગીના મહાન મંત્રો ગરિબીમાંજ પડાયા હતા.

પડતીની વેદના ઘણીજ કાતીલ હોય છે. પડતીના વખતમાં જે માણસને સંગિતકળા ઘણીજ વ્હાલી લાગતી હોય તેજ માણસને તેજ સંગિત એક કાગડાના કર્કશ અવાજ જેવું કઠોર લાગે છે. જે મનુષ્ય પોતાની જીંદગીની સફળતા સુન્દરીઓનાં મીઠાં સ્નેહનાં ઝરણાંની મીઠાશ ચાખવામાં માનતો હોય તેજ માણસને તેની પડતીના વખતમાં તેજ સુન્દરીઓ, તેમની સ્નેહભરી વાણી, તેમની આંખોની મસ્તી અને તેમનું મોહક રૂપ એ સઘળું તદ્દન અરૂચીકર થઇ પડે છે.

ગીરધરલાલની પડતી આવી. તેને માથે દુઃખનું વાદળ ઘેરાયું—તૂટી પડયું. સુરતમાં ત્રાસદાયક મરકી ફાટી નીકળી. આ નવા રોગથી સઘળાં કંપી ઉઠયાં. જરા જરા વારમાં ડરવા લાગ્યા. આખું સુરત લગભગ ખાલી થઇ ગયું. અનેક મનુષ્યો પ્લેગની ભયંકર માંદગીમાં સપડાયા. આ દુષ્ટ રોગે સઘળે પોતાની સત્તા જમાવી દીધી. ખરેખર, સુરતમાં ફાટેલી આ ત્રાસદાયક મરકી એક ભયંકર કોપ જેવી થઇ પડી.

ગીરધરલાલ ગરિબ હતો. પંદર રૂપિયામાં કરકસરથી નિર્વાહ કરતો હતો. સુરત પ્લેગમાં સપડાયું અને તેનો શેઠ દુકાન બંધ કરી બહારગામ ચાલ્યો ગયો. ગીરધરલાલની કમાણી બંધ પડી. ચિંતા વધી. મરકીએ ભયંકર રૂપ લીધું. અસંખ્ય માણસો દરરોજ મરણુશરણુ થવા લાગ્યાં. બહારગામમાં તેનું કોઇ સગું નહોતું. પ્લેગથી ડર્યો. બહારગામ જવા વિચાર કર્યો પણ જવું કયાં એ સવાલ નજર આગળ ક્રૂર રાક્ષસ કરતાં પણ વધુ ભયંકર જણાયો. ગરિબ કુટુંબો જેમ તેમ ગુજરાન કરતાં હોય, તેમાં આવી કુદરતી આફત આવે, ખર્ચ વધે, કમાણી બંધ થાય અને એવા વખતે નાદાન અને નબળા અંતઃકરણનાં માણસો આડા

રસ્તો લઇ લે-નાહિમ્મત થઇ અકાળે જીંદગીનો અંત લાવે તો તે તદ્દન અસંભવિત નથી. આ કારણે અનેક જીવો-સારી આશા આપતા જીવો—પૂરા પ્રકાશ્યા વિના—ગરિબાઇના જૂલમથી પાયમાલ થયાં હશે અને અનેક ફૂમળી કળીઓ મુફલેસીના ઉન્હા ધગધગતા તાપથી બળી જતી હશે તેનો કોણ હિસાબ રાખે છે! સંસાર સાગરના તળિયામાં ઘણા હીરા પડેલાં છે તેને શોધી કાઢવાની દરકાર કરવામાં ન આવે અને તેથી દેશની ઉન્નતિ કંઈક અંશે દૂર જતી હોય તો તે તદ્દન અસંભવિત તો નજ ગણાય.

સુરત છોડવાના, કયાં જવું એ વિચારમાં, બેચાર દિવસ પસાર થયા. ગીરધરલાલ અંતઃકરણનો નબળો હતો. મરકીની માંદગી ઘણી ભયંકર હતી. મરકીથી ડર્યો. "માણસને તાવ આવે—ગાંઠ નીકળે-કાંઈ ગાંડુ ઘેલું બકે અને મરી જાય-" એવું લોકોને મ્હોડેથી સાંભળી ત્રાસી ગયો હતો. જરા જરા વારમાં બગલ અને સાથળ ઉપર હાથ મૂકી "પોતાને ગાંઠ તો નથી નીકળી" તેની તપાસ રાખતો. રખેને તે મરી જાય એવો ભય પેદા થતો અને અફસોસ! આ શું? અરેરે! ગરિબ બિચારો ગીરધરલાલ પ્લેગની ભયંકર માંદગીમાં સપડાયો—યમરાજાના ઝાલિમ દૂતોના મજબૂત પંઝામાં ઝલાયો. દુષ્ટ મરકીના અસહ્ય દુઃખથી તરફડિયાં મારવા લાગ્યો. તાવની ઝુમમાં ગમે તેમ લવારો કરવા લાગ્યો. અને એ રીતે ગંગા અને લીલાનો પાલનહાર, તે બે કોમળ કળીઓને કચડાતી મૂકી, આ દુનિયા તજી બીજી દુનિયામાં જવાની તૈયારી કરવા લાગ્યો.

લીલા અને ગંગા ગીરધરલાલની પથારી નજીક ગરિબડાં મ્હોડે બેસી તેની સારવાર કરતી. સ્થીતિ એવી ન્હોતી કે ખાનગી ડૉકટરને બોલાવી શકે. ધર્માદા દવાખાનાનો લાભ લેવા વિચાર કર્યો. એક સખા શ્રીમંતની ઉદારતાથી હરીપરામાંજ એક દવાખાનું ચાલતું હતું. લીલા ત્યાં ગઇ અને ડૉકટરને પોતાને ત્યાં પધારવા વિનંતી કરી. આ દવાખાનાના સ્થાપકે ડૉકટરને "વીઝીટીંગ ફી" લેવાની પણ મનાઇ કરી હતી. તેથી લીલા તેને અકારી લાગી. તેજ વેળા એક શ્રીમંત યુવાન તેને તેડવા આવ્યો. તે ભભકામાં હતો. ડૉકટર મહેતા તેને ઓળખતો હતો.

"ડૉકટર ! મારા 'ફાધર'ની હાલત ઘણી ગંભીર છે અને ઑપરેશન' કરવામાં તમારી સલાહની જરૂર છે; માટે મહેરબાની કરી મારી સાથે ચાલો."

લક્ષ્મીના લાલચુ, માણસાઈ લાગણી વગરના, પત્થર જેવા કઠોર દીલના ડૉકટરે લીલા અને પેલા યુવાનની તુલના કરી. લીલા પહેલી આવી હતી. ધર્માદા દવાખાનું હોવાથી પ્રથમ હક લીલાનો હતો; છતાં દુનિયાની આ લાગણી વગરની સપાટીપર આવા હકો ધ્યાનમાં લેવાતા નથી. પેલો યુવાન-સુરતના કરોડપતિનો એકનો એક પુત્ર હતો. અને તેની પાસેથી સારી રકમ મળવાની ડૉકટરને આશા હતી.

"ચાલો, આવું છું." કહી દયાનો ડોળ ઘાલનાર ડૉકટર સાહેબ ઉઠયા. લીલાને કાંઇ જવાબ પણ ન આપ્યો. આવા વર્તનથી દયા યાચનારીના જીગરમાં ભયંકર આઘાત થયો. લીલા શરમાળ હતી, રાંક હતી, લાચાર હતી, કાંઇ બોલી શકી નહિ, પણ 'રડું રડું' થઈ ગઈ. અરેરે ! હું ગરિબ છું તેથી મારી અરજ ન સ્વીકારાય, ગરિબોની જીંદગીજ નકામી—નિરૂપયોગી—એમ થયું. અને અંતે તેની કાળી મોહક આંખોને આંસુનું એક ટીપું સારવાની ફરજ પડી.

"ડૉકટર સાહેબ !" પોતાની સઘળી હિમ્મત એકઠી કરી લીલા બોલી.

"મારા પિતા મરણપથારીએ છે. મરકીના અસહ્ય દુઃખથી રીબાય છે માટે મહેરબાની કરી આપ આવી જાવ તો આપનો મોટો ઉપકાર-" દયામણા સ્વરે લીલા આટલું જેમતેમ બોલી શકી.

આ સમયે પેલા યુવાનની લીલાની ગરિબડી લીલાપર પડી નજર દયાજનક વિનન્તીથી તેનું હૃદય પીગળી ગયું અને લીલા માટે તેજ ક્ષણે "દયા" ઉત્પન્ન થઇ. બન્નેની આંખો મળી નહોતી, બન્ને વચ્ચે કોઇ જાતની ઓળખાણ નહોતી, છતાં યુવાને બાળાને સહાય કરવાનો દૃઢ નિશ્ચય કર્યો કારણ કે દયાળુ મનુષ્યને આવી વેળાએ ઓળખાણની જરૂર હોતી નથી. તે તેને સહાય કરવાના વિચારમાં પડયો એટલામાં ડોકટર સાહેબ બોલ્યા.

"છોકરી! તારા બાપને જોવા હું પાછી આવીશ."

"પણ સાહેબ !........"

લીલાનું વાકય પૂરું થઇ શકયું નહિ.

"છોકરી! ઘણો દિલગીર છું કે ત્હારે ત્યાં આવવા અત્યારે હું અશકત છું. મ્હારી ત્હારા તરફ અને સર્વે ગરિબો તરફ સંપૂર્ણ દિલસોજી છે પણ મ્હારે ઘણું અગત્યનું ઑપરેશન કરવાનું હોવાથી લાચાર !—"

આવા પ્રકારની 'દિલગીરી'ને દલગીરી કહેવી કે 'કઠોર લાગણી, તે અમે સમજી શકતા નથી. ડૉકટરની લાગણી યુવાન કળી ગયો અને શોક પામ્યો. લીલાના તરફ દયાભરી નજરે જોયું. લીલા એક ખૂણામાં સોડિયો વાળી દયામણા મ્હોંએ ઉભી હતી. યુવાનની દૃષ્ટિ લીલાપર પડતાં 'તમે મને સહાય કરો' એવું તે જાણે બોલતી હોય—માગતી હોય એવું યુવાનને લાગ્યું અને તેજ ક્ષણે યુવાનના હૃદયપટ ઉપર કોઇ દૈવી ચિત્ર આલેખાયું. બાળાને સહાય કરવાની વૃત્તિ થતાં, લીલા માટે યુવાનના હૃદયમાં કોઇ અનિર્વચનીય દયાળુ ભાવના ઉત્પન્ન થઇ, અને જગત્—ઉદ્યાનની આ મનોહર કળીને એકી ટસે નીહાળવામાં તે તદ્દન લીન થઇ ગયો.

"ચાલો, મી૰ રમાકાન્ત !" ડૉકટર બોલ્યો.

રમાકાન્ત સમાધિમાંથી જાગ્યો. શું કરવું તે સુઝયું નહિ. એક બાજુ તેનો પિતા ગંભીર માંદગી ભોગવતો હતો અને બીજી બાજુ લીલાની કરૂણાજનક સ્થીતિ માટે શોક થતો હતો—લીલાને સહાય કરવાનું મન થતું—લીલાનું શુદ્ધ નિર્મળ મુખચન્દ્ર તેને લોહચુંબક જેમ લોખંડને ખેંચે તેમ ખેંચતું અને એ અજબ આકર્ષણે તેના હૃદયસાગરને ખળભળાવી મૂકયો.

"બાળા ! આપ કયાં રહો છો ?" રમાકાન્તે પૂછયું.

"ભવાનીના વડ આગળ." લીલા બોલી—શરમથી જેમ તેમ બોલી અને આશ્ચર્ય પામી. ડૉકટરની કઠોરતાથી ચીરાઇ ગયલાં હૃદયમાં રમાકાન્તના બોલોએ આશા ઉત્પન્ન કરી. "આપ કયાં રહોછો !" એ બોલોમાં કાંઇ અજબ દયા, અપાર માયા અને ની:સીમ લાગણી જણાઇ, લીલા હજુ નાદાન હતી; પણ ડૉકટરની

કઠોરતા અને યુવાનની કોમળ લાગણીવાળી વાણીમાંનો તફાવત બાળા સમજી શકી અને યુવાન માટે માન પેદા થતાં તેના તરફ ઉપકારભરી આંખોએ વિપલ જોઇ રહી,

" બાળા ! ડૉકટર સાહેબ સાથે હું તમારે ત્યાં આવીશ. "

લીલાના આનંદની હદ આવી.

" આપનો મોટો આભાર ! " બોલવા ગઇ પણ ચોખ્ખું બોલી શકી નહી.

" આહા ! કેવો ભલો ? કેવું ઉમદા હૃદય ?" લીલા પોતાના અન્તર સાથ વાત કરવા લાગી.

" ચાલો ડૉકટર સાહેબ ! જરા "લેટ" થશે પણ બિચારા ગરિબનું દુઃખ જશે. થેંક ગૉડ ! આપણે એક ગરિબને ઉપયોગી થઇ પડીશું. ચાલો, ઉતાવળ કરો. "

' અહા ! કેવું ઉદાર અન્તઃકરણ ? પરમાર્થ માટે કેટલી બધી કાળજી ? પારકાનાં દુઃખ આગળ પોતાના દુઃખની કેટલી બધી બે પરવાઇ ?" લીલા મનમાં બબડી.

યુવાનના વર્તનથી ડૉ૦ મહેતાને ભોંય ભારી પડી ગઇ. મુગે મ્હોઢે તેણે ચાલવા માંડયું, સર્વ ગીરધરલાલને ઘેર આવ્યાં. ડૉકટરે તેની નાડ તથા ગાંઠ જોઇ અને મ્હોં મરડયું. લીલાના તથા ગંગાના પેટમાં ફાળ પડી.

" હોપલેસ કેસ !" ડૉકટર સાહેબ બોલ્યા,

" ધી ડેથ ઇઝ નીઅર !-" આ શબ્દો બોલતા ડૉકટરના લાગણી વગરના અન્તઃકરણને સહેજ પણ લાગ્યું નહિ. પણ તે સાંભળનારાના જીગરના ચીરા થઇ ગયા. આવા ચીરાની ડૉકટર સાહેબને લાગણી તેમજ દરકાર નહોતી—સખ્તાઇનો તો તેમણેજ ઇજારો રાખ્યો હતો !

"કોઇ પણ ઉપાય ! ડૉકટર !—" રમાકાન્તે ગગળતા અવાજે કહ્યું.

" આઇ વીલ ટ્રાઇ માઈ બેસ્ટ મી૦ રમાકાન્ત !" કહી દવા ચીતરી આપી, તે દવા દવાખાનામાંથી કમ્પાઉંડર પાસેથી લઇ આવવા કહી ડાકટર સાહેબ પોતાની ફરજમાંથી મુકત થયા.

યુવાન પણ જવા તૈયાર થયો, લીલાએ મૂગા મૂગા કોઇ ભેદી ભાષામાં ઉપકારભરી આંખોએ તેનો આભાર માન્યો અને રમાકાન્તના હૃદયમાં વ્હાલ ઉભરાયું.

ગંગાને સંબોધી તે બોલ્યો.

" કાકી ! કોઇ પણ વાતે મુઝાશો નહિ. મને તમારો પુત્રજ ગણજો. "

" ભાઇ ! તમારો ઉપકાર—"

" ઉપકાર ! છટ છટ ! ! એમાં ઉપકાર જેવું કશું છેજ નહિ. મનુષ્ય માત્રને બનતી સહાય કરવી એ દરેક માણસાઇ લાગણીવાળા સખસની ફરજજ છે. હાલમાં મને અવકાશ નથી, મારા પિતા મરણ પથારીએ છે. મને નિરાશ કરશો નહિ. કૃપા કરી આ દસ રૂપિયા તમારી પાસે રાખો." દસ રૂપિયાની નોટ ગંગાને આપવા હાથ લાંબો કરી રમાકાન્ત બોલ્યો.

" ભાઇ—"

" કાકી ! મને આગ્રહ કરવાનો વખત નથી. હું કાંઇજ આપતો નથી. મહેરબાની કરી મને વધુ ના ટવળાવો. "

ગંગાએ તેની ભેટનો સ્વીકાર કર્યો અને રમાકાન્ત ડૉકટરને લઈ લીલા તરફ એક પ્રેમભરી નજર ફેંકી પોતાને ઘેર જવા તૈયાર થયો. લીલા તો આ યુવાનને જોઇ કોઇ અજબ લાગણી અનુભવતી. તેની ઉદારતાનો, તેની ભીની લાગણીનો અને તેના મીઠા બોલોનો વિચાર કરતી નવા વાતાવરણમાં મહાલવા માટે કાંઇ નવીજ ધૂન અનુભવતી, કંઇ કંઇ સ્વપ્ના જોવા લાગી.

---

# પ્રકરણ ૬ ઠું.

---

## મૃત્યુ !

"Leaves have their time to fall,
"And flowers to wither at the north wind's
breath:
"And stars to set: but, oh!
" Thou hast all seasons for thine,
" O Death!"

વીધિના કંઇ નિયત સમયે પત્ર ખરતાં જણાય;
પુષ્પો પણ કંઇ સમય આવ્યે ઝટ કરમાઇ જાય;
નિર્મ્યો છે કંઇ સમય વીધિએ તારલા અસ્ત કરવા;
મૃત્યુ! તારો સમય વીધિએ કેમ નીર્મ્યો હશે ના?

ચન્દ્ર

અરે! દુનિયા! દુનિયા! તને કોણ જીતી ગયું છે? તારા જૂદા જૂદા રંગો સાથ રમત કરીને, તારી સપાટીપરના વિધ વિધ રંગોના સરોવરમાં ન્હાવા પડીને, કોણ રંગાયા વિના રહ્યું છે! હજારો ઋષીમુનીઓ ગમે તેવા કઠણ તપો કરવા છતાં પણ કુદરતના ગહન ભેદોનો ભરમ ઉકેલી ન શકયા તો મનુષ્ય જાતની શી સત્તા કે તે પેદા કરનાર સર્વ શક્તિમાન પિતાની ગહનતા જાણી શકે? જગતમાં સાથે રહેવું, કુદરતે રચેલી રંગભૂમિ ઉપર સાથે મળી ભાગ ભજવવો, પ્રકાશિત દિનકરના તેજસ્વી કિર્ણો પૃથ્વી ઉપર પથરાતાં તુરતજ એક બીજાના સમાગમમાં આવવું અને તેમ છતાં માણુસજાતમાં—આ ફાની દુનિયામાં—એક બીજા વચ્ચે કેટલો બધો તફાવત? એક બીજાના જીગરો વચ્ચે કેટલું લાંબુ છેટું! દોરંગી દુનિયાના નાશવંત અને ફાની સુખો તથા જાહોજલાલી માટે કેટલો બધો પ્રપંચ? શ્રીમંતો અને ગરિબો વચ્ચે કેટલો બધો તફાવત? સઘળા એકજ પિતાના બાળક છે. ગરિબો દુઃખી અને શ્રીમંતો સુખી—પણ જગત્ ગરિબોને—દુઃખીઓને દિલાસો

રેવાને બદલે ગરિબો હલકા, પાપી, નીચ અને અધમ વૃત્તિના હોય તેમ તેમના તરફ તિરસ્કાર બતાવે, અને દરેક શ્રીમંતો સદ્‌ગુણ પવિત્રતા, નીતિ અને સદાચારનાજ પૂતળા હોય તેમ તેમને માન આપે એ કેટલું બધું દિલગીરી ભરેલું ? મહાન્ પુરૂષો કહી ગયા છે—અને તે સાચુંજ લખી ગયા છે કે—સઘળા ગરિબો પાપી હોતા નથી તેમ સઘળા શ્રીમંતો દૈવી આચારવિચારના અને નીતિના નમુના રૂપ હોતા નથી ! ઉલટું કેટલીકવાર દૌલતમંદો પોતાની દૌલતના ગુમાન અને તવંગરાઇની ટહેંકરાઇને લીધે ઘણા નીચ રસ્તા તરફ ઢળી પડે છે, અને તવારીખના અભ્યાસીને કહેવાની જરૂર નથી કે દુનિયામાં જે જે નીચ અને જૂલમી કામો થયાં છે અને જે નીચતાથી જગતના ઇતિહાસના પાના કાળા રંગે રંગાયા છે તે દૌલત અને સત્તાના લોભને માટેજ !—શ્રીમંતોમાં પણ ઘણા દયાળુ નરો હોય છે અને ગરિબોમાં અસાધારણ કંગાળયતને લીધે નાસ્તીક વિચારોને શરણ થઇ કોઇ બદમાસી પણ કરે તેથી એ બન્ને વર્ગને નીંદવા જોઇતા નથી.

કોઇ સખી શ્રીમંતની દયા અને સખાવતપર જીવતો, ઇચ્છે તો સ્વાર્થ સાધવા સાથ પરમાર્થ કરી શકે એવો, લક્ષ્મીનો પુજારી ડૉકટર મહેતા પેલા શ્રીમંત યુવાન રમાકાન્તના આવવાથી ગરિબડી લીલાને તરછોડી, નિરાશ કરી, ગેરઇનસાફ કરી, તેના કોમળ હૃદયને ચીરી નાખી, તેને કાંઇ પણ જવાબ આપવાની મહેનત લીધા વિના ચાલી જતો હતો. શું ધર્માદા દવાખાનામાં યા કોઇપણ પરમાર્થી સંસ્થામાં આવુંજ અંધેર ચાલતું હશે ? જો આવીજ વ્યવસ્થા સઘળે હોય, રંક કરતાં તવંગરનેજ આવા ખાતામાં વધુ માન મળતું હોય તો તેને "ધર્માદા" નામ આપવું યોગ્ય ગણાય ખરૂં ? શું તેના સ્થાપકની અંતરની ઇચ્છા આવાં વર્તનથી પાર પડેલી ગણાય ખરી ?

પત્થર પણ પીગળે એવા લીલાના કરૂણાજનક શબ્દોથી—વિલાપથી રાક્ષસી જીગરના ડૉકટરને જરા પણ દયા ન આવી અને જો રમાકાન્ત લીલાનો સહાયક ન થાત તો તે દુઃખી અને નિરાધાર બાળાની શી દશા થાત તેની કલ્પના કરવી સહેલ છે.

ગીરધરલાલ મોતના—ઝાલિમ મોતના મ્હોંમાં હતો. આથી ગંગા અને લીલા દિલગીર હતાં—દુઃખ દરિયામાં તણાતાં હતાં—અં-

મારા ઘરમાં ગોથા ખાતાં હતાં. જાણે આખું જગતજ બળી જતું હોય, જાણે દુનિયાનો નાશ દરિયામાંથી ડોકિયાં કરતો હોય એવું તેમને લાગતું. તેમનો પાલનહાર—તેમના માથાનું છત્ર—તેમનો જીવનહાર—તેમને છેલ્લાં પ્રણામ કરી અખંડ શાંતિ મેળવવા જવાની તૈયારી કરતો હતો અને તેથી આ દુઃખી મા—દીકરીના મુખાકાશ ઉપર શોકનાં કાળાં વાદળાંઓ છવાયાં હતાં! તેમને તેમની જીંદગીની પરવાહ નહોતી. જો અત્યારે ગીરધરલાલ મોતના મ્હોંમાંથી બચે તો તેના જીવન માટે ગંગા અને લીલા પોતાનો પ્રાણુ આપવા તૈયાર થાય! તેઓ દુઃખને લીધે એવી ડરી ગઇ હતી કે તેમને તેમની દેહનું—ખાવા પીવાનું—કશાંનું ભાન રહ્યું નહોતું.

લીલા આ કારણે અર્ધબેભાન જેવી થઈ હતી. ગંગા તો જીવતીજ મરી ગઇ હતી. તેની મોહક સુન્દરતા તેના વ્હાલા ભરથારની માંદગીથી નાશ પામી! આખો દિવસ તેનાં નયનો અશ્રુપૂર્ણ રહેતાં; અને આ રીતે કંગાળજતની જાલમ સતા આ ગરિબ કુટુંબમાં નાશકારક નીવડી.

રમાકાન્ત લીલાની દયાજનક સ્થીતિથી તેને સહાય કરવા લલચાયો. હૅાસ્પીટલમાં જ્યારે તેણે લીલાને જોઇ ત્યારે તેના હૃદયમાં તેને માટે ફક્ત શુદ્ધ દયાજ ઉત્પન્ન થઇ. પણ આ ‘દયા’ નું હવે પરિવર્તન થયું. લીલાને નીહાળી નીહાળીને, તેની મનોહર અપ્સરાને શરમાવે એવી સુંદરતા જોઈ જોઇને, તથા તેની નરમાશ મમતા અને માયાળુ સ્વભાવ જોઇને આ દયા વિશુદ્ધ સ્નેહમાં ફેરવાઇ ગઇ. તે લીલાના રૂપથી, ગુણુથી, સુંદરતાથી અને નરમાશથી મોહિત થયો—લીલાને એકી ટસે જોવાની એક સેકન્ડ હિમ્મત કરી શકયો—લીલા તેને પોતા તરફ ખેંચતી—કોઇ અજબ દૈવી શક્તિથી—જેમ લોહચુંબક લોખંડને ખેંચે તેમ ખેંચતી અને તેની કાળી મોહક આંખો રમાકાન્તને જાણે પોતાનો થવા વીનવતી હોયના તેવી લાગતી. તેની સુંદર કાળી આંખોમાંજ કાંઇ અજબ જેવું જાદુ હતું! અને આ જાદુવાળી જાદુગર સુન્દરીમાં રમાકાન્તને અજબ શક્તિ, દૈવી પ્રેમ, અને દિવ્ય માયા જણાઇ!

લીલાને કોઇ છૂપી ભાષામાં સાન કરી, ગંગાને દિલાસો દઇ, ગીરધરલાલની સ્થીતિ જોઇ રમાકાન્તે પોતાને ઘેર જવાનું યોગ્ય

વિચાર્યું. તે જવા તૈયાર તો થયો પણ જઈ શક્યો નહિ. તેના પગોએ ઉપડવા આનાકાની કરી. લીલા તરફ જોવાનું મન થયું–જોયું–નયને નયન મળ્યાં–બન્નેની આંખો મળતાં બન્નેનાં જીગરો એક બીજાને ભેટયાં–બન્નેને એક પળ અજબ અનુભવ થયો–બન્નેના હૃદયતાર કંપ્યા અને જે કામ યુગના યુગ વહી જતાં ન થાય તે આ એક પળના આંખના મીલનથી થઇ ગયું. બન્ને એક બીજા સામે વધુવાર જોઇ ન શક્યાં. પણ પ્રેમના ગહન વિષયના તેઓ એક પળમાંજ અભ્યાસી બની ગયાં ! બંનેના હૃદય સામસામા ભેટવા માટે આતુર બન્યાં. બંનેને એકમેક માટે માન અને પ્રીતિ ઉપજી અને છતાં આવો અગત્યનો પાઠ તેઓ એક શબ્દ પણ બોલ્યા સિવાય ભણ્યાં !

આ પળે ડૉકટરે રમાકાન્તને ગાડીમાં બેસવા કહ્યું. રમાકાન્ત વિચાર નિદ્રામાંથી જાગ્રત થયો. સ્નેહ સમાધિ તજી દીધી. ગાડીમાં બેઠો. ડૉકટર સાથે વાતમાં પડયો. પોતાના પિતાની સ્થીતિ કેવી હશે એ વિચાર પણ આવ્યો. ચિંતા પણ થઇ. આંખ આગળ લીલાની સુંદર મૂર્ત્તિ હતી. ગંગાનું ગરિબડું વદન અને ગીરધરલાલની માંદગીની ભયંકરતા સ્મૃતિમાં તાજી થઇ. પોતે એક રંક કુટુંબને સહાય કરવા, બબ્બે નિરાધાર જીવોના પાલનહારને બચાવવા ગયો હતો એ વિચારથી સહેજ સંતોષ થયો. ગાડી પૂર ઝડપથી દોડતી. ડૉકટર કંઇ કંઇ વાત કરવા માગતો પણ લીલાનો તથા લીલાના પ્રેમનો વિચાર કરનારાને ડૉકટરની વાતમાં રસ પડતો નહિ. અને તેથી ડૉકટર સાહેબને તેમની સઘળી વાતોના જવાબમાં રમાકાન્ત તરફથી 'ના' અને 'હા'ના સૂચન તરીકે રમાકાન્ત ડોકું હલાવે તેથીજ સંતોષ માનવાની ફરજ પડતી. તેના સઘળા વિચાર લીલા વિષેનાજ હતા. તેનું મન લીલા તરફજ ખેંચાયલું રહ્યું. તેનું અંતર લીલાનોજ શમાશ કરી શકતું. આંખો લીલાનેજ જોઈ સકતી. લીલાને જોવાથી આજ સૂધીમાં કદી ન જોયલું, ન અનુભવેલું, બાવીસ વર્ષની વયમાં જેનો સ્વપ્ને પણ ખ્યાલ નહોતો એવું, મદનરાજનું કંઇક અજબ મસ્તીવાળું દૈવી ગાન સાંભળ્યું !

અંતે ગાડી અટકી. તાપી નદીના રમણિય કિનારાપર આવેલા ભવ્ય રાજ્ય મહાલય જેવા "લક્ષ્મીભુવન" બંગલા આગળ તેઓ

ઉતર્યા દરવાજે ઓળંગી અંદર ગયા; તો પણ રમાકાન્ત સ્થીર થયો નહિ. મનને સમજાવવા બહુ પ્રયત્ન કર્યા પણ સમજ્યું નહિ. કોઇ પોતાની બેચેન સ્થીતિ કળી જશે એ વાતની ચિંતા થઇ પણ હવે ઝાઝી દરકાર ન રહી. ડૉકટરને લઇ તે પોતાના પિતાની મરણ પથારી નજીક ગયો: ત્યાં અનેક માણસો માંદા પુરૂષની આસપાસ વીંટાઈ વળ્યાં હતાં. કોઇ એક શબ્દ પણ બોલતું ન્હોતું. સઘળે પૂર ગંભીરતા, શાંતિ અને શોક પથરાયલાં હતાં ! દરેકના મુખ ઉપર ગંભીરતા સ્પષ્ટ જણાઇ આવતી હતી. એક ઇસારાથી પાણીનો જગ્યાએ દૂધ હાજર કરવાની સઘળી કાળજી રાખતા મરવા સૂતેલા શ્રીમંતની છેલ્લી ઇચ્છા પાર પાડવા સઘળા તત્પર રહેતા-બે ચાર ડૉકટરો પણ હાજર હતા-ડૉ૦ મહેતાની સલાહની ખાસ જરૂર હતી તે પણ આવી પહોંચ્યો અને પાંચ ડૉકટરોએ મસલત કરી સુરતના પ્રતિષ્ઠીત જાગીરદાર નિર્મળાકાન્તને ઑપરેશન કરવાનો વિચાર કર્યો. નીર્મળાકાન્ત પણ પ્લેગની દુષ્ટ માંદગીથી પીડાતા હતા. તેમની માંદગી ઘણીજ ભયંકર હતી-પ્લેગના દુષ્ટ રોગે તેમની જીંદગીપર પોતાની સઘળી શકિત સાથ હૂમલો કર્યો હતો !

સઘળાં જ્યારે જાગીરદાર નીર્મળાકાન્તની જીંદગી વિષે વિચાર કરવામાં રોકાયાં હતાં ત્યારે તેમનો પુત્ર રમાકાન્ત કાંઇ અજબ ખ્યાલમાં મસ્ત હતો. તે ત્યાં હાજર હતો પણ તેનું હૃદય કોઈ અન્ય સ્થળે વિહાર કરતું હતું. પિતાની છેલ્લી ઘડીની દુઃખદાયી સ્થીતિથી જોકે તેનું અંતર કપાઇ જતું હતું, જોકે તેના કોમળ અંતઃકરણપર પિતાની માંદગીએ-પિતાના દુઃખે ભયંકર આઘાત કર્યો હતો. છતાં તેને ગીરધરલાલની માંદગી ઘણી સાલતી-રમાકાન્તનું જીગર મનુષ્યનું નહિ પણ દૈવી હતું.

"મારા પિતાની સારવાર કરનાર સેંકડો માણસો છે-પાંચ પાંચ ડૉકટરો; અને ત્યાં! હાય! તે ગરિબની ઝુંપડીમાં કોઇ નથી-ફકત તે નિરાધાર મા દીકરી-ઓ પ્રભુ ! તેમને બચાવ-તેમને સુખી કર-ગીરધરલાલને સાજો કર-" રમાકાન્ત પરમેશ્વરની પ્રાર્થના કરવા લાગ્યો પણ એવી પ્રાર્થના કરનારને ખબર ન રહી કે આવી પ્રાર્થના તુરતાતુરત સાંભળવામાં આવતી નથી. દુનિયાનું યંત્ર ચલાવનાર મહાન ઇજનેર ઇશ્વર-જગતના વિશાળ સંચામાં કયો સાંચો

તૂટી ગયો છે યા બગડી ગયો છે તે જાણવાની તુરતાતુરત ઝાઝી દરકાર કરતો નથી. રમાકાન્તે અસાધારણ દુઃખમાં સબડતાં લીલા અને ગંગા જેવા કોમળ ફૂલોને નજરે જોયાં—જોતાંજ દાઝી ગયો—આવાં કેટલાં કોમળ ફૂલો મારા ગરીબ દેશમાં કંગાળયતની ગરમીથી બળી જતાં હશે એવો ખ્યાલ આવતાં દુઃખી થયો અને દેશ માટે—દેશના દુઃખીઓ માટે અસાધારણ દયા અને દિલસોજી ધરાવનાર રમાકાંતને જગતના પિતાની આવી વર્તણુકથી જગતપર વૈરાગ આવ્યો. દુનિયાની ધાતકી સપાટીપર ગરીબોને કેવો ગેરઇન્સાફ થાય છે તે તેણે ડૉ૦ મહેતાના દવાખાનામાં પ્રત્યક્ષ અનુભવ્યું હતું અને તેથી તેના ઇનસાફી જીગરની ભીની લાગણીઓએ તેની સામે બંડ ઉઠાવ્યું.

" We brought nothing into this world and it is certain we can carry nothiug ont. "

તે બબડયો. અંગ્રેજ લેખકની માન્યતા તેને સાચી જણાઇ.

" અફસોસ ! જો હું ગરિબ હોત અને લીલા શ્રીમંત હોત તો ડૉકટર મારા તરફ કેવું વર્તન ચલાવત ? ધીક્કાર—શેમ—શેમ—"

રમાકાન્ત ડૉકટરની વર્તણુક માટે શોક કરવા લાગ્યો. ગરિબાઇ અને શ્રીમંતાઇની સરખામણી કરવા લાગ્યો. રમાકાન્ત જેવો કરોડપતિ આ તફાવત સમજે અને શોક કરી ગરિબો તરફ દયા રાખવાનો નિશ્ચય કરે પણ ધાંધલિયા જગતને તો તેવી કલ્પના પણ આવવી મુશ્કેલ છે. " જગત્માં મારૂં ને મારા પુનીઆનું ભલું થાય એટલે ગંગા નાહ્યા, " "હું અલી ને અલીનો કીકો સુખી એટલે જગત્ સુખી," "કીકાને પરણાવ્યો અને નાની વહુ ઘરમાં આવી એટલે જગ જીત્યા, " " આખું જગત જહાનમમાં જાય પણ મેરી અધેલી મત ભૂલીઓ, " વીગેરે વીગેરે જેમની જીંદગીના મહાન મંત્રો (!) હોય તેમને રમાકાન્તના ઉતમ વિચારો "મૂર્ખાઇ" જેવાજ લાગે એ ચોકસ છે !

હિંદુઓ સંપૂર્ણ સુખી માણસને "અષ્ટમા સિદ્ધી અને નવ નિદ્ધીનો માલીક " ગણે છે. આવી સિદ્ધી અને નિદ્ધીનો માલીક જગત્માં સુખી મનાતો, દેવતા પેઠે પૂજાતો, હજારો જીવોનો પાલક, અનેક રંકોનો આશ્રયદાતા, લાખો રૂપિયાની સખાવત કરનાર જાગીરદાર નિર્મળકાન્ત યમના દૂતોને પોતાની નજર સમક્ષ જોવા લાગ્યો.

ડૉક્ટરો ઑપરેશન કરવાની ઉતાવળ કરવા લાગ્યા. જ્યારે નિર્મળ કાન્તની પત્ની લક્ષ્મીબાઈ વહાડકાપ કરવાની વિરૂદ્ધ હતાં.

રમાકાન્તની સ્થીતિ સુડી વચ્ચેના ચોપારી જેવી હતી- એક બાજુ ગંગા, ગીરધરલાલ અને લીલા અને બીજી બાજુ પોતાનો પિતા ! લીલાને જોવાનું મન થતું—ગીરધરલાલને સહાય કરવાની ઇચ્છા થતી—ગરિબ કુટુંબની પુષ્કળ દયા આવતી અને વળી બીજીજ પળે પિતાની ભયંકર માંદગી યાદ આવતાં શું કરવું તે સુઝતુંજ નહી. અંતે લમણે હાથ દઇ " પ્રભુ જે કરે તે ખરૂં " એમ મન મનાવી, જેમ તેમ મન વાળી એક " આર્મચેર " પડયો—પડયો પણ સ્વસ્થ થયો નહિ. તેની માતા તેની પાસે આવી. પુત્રને દુઃખદરિયામાં ડુબી ગયેલો જોઇ દુઃખી થઇ અને રમાકાન્તના માથાપર માતાનો માયાળુ હાથ ફર્યો.

" ભાઇ ! રમણ ! શાંત થા, બેટા ! તારે તો અમને દિલાસો દેવો જોઇએ. ચાલ, બેટા ! તારા પિતાની છેલ્લી ઘડીએ એમની પાસે રહે—"

એકાદ દિવાના મનુષ્યની પેઠે રમાકાન્ત લક્ષ્મીબાઇની પાછળ પાછળ પિતાના ઓરડામાં આવ્યો. નિર્મળકાન્તના બીછાના નજીક આંસુભરી આંખો સાથે બેઠો. સજળ આંખોએ પિતાના દુઃખથી લેવાઇ ગયલા મુખ તરફ જોઇ રહ્યો. પિતાની છેલ્લી ઘડી જોઇ પુત્રને જગત્‌પર વૈરાગ આવ્યો.

" મી૦ રમાકાન્ત !—" એક ડૉકટરે ધીમે અવાજે રમાકાન્તને કહ્યું.

" હવે જે પળ પસાર થાય તેમાં તમારા 'ફાધર'નો 'કેસ' 'સીરીયસ' થાય છે. 'ઑપરેશન' કર્યાં સિવાય છૂટકોજ નથી—"

" વહાડકાપ કરવાની કાંઇ જરૂર નથી. મારા ઉમરાવ પતિના અંતના વખતે હું તેમને દુઃખી કરવા માગતી નથી." લક્ષ્મીબાઇ બોલ્યાં.

" બા ! ઑપરેશન કરવાથી પિતાજી કદાપિ બચી શકશે. "

"રમણ ! જો મારૂં સૌભાગ્ય અખંડ હશે તો તારા પિતા કાળના કાળથી પણ મરવાના નથી. મને દુઃખી કરીશ નહિ—હું વહાડકાપ નહિજ કરવા દઉં—" સુધરેલી વૈદક વિદ્યાના અતિ

ઉપયોગી સિદ્ધાંતો ન સમજનારી લક્ષ્મીબાઇએ ઑપરેશન કરવા વિરૂદ્ધ સખત વાંધો ઉઠાવ્યો. રમાકાન્ત મૂંગોજ રહ્યો—માતાની આજ્ઞાનું ઉલંઘન કરી શકયો નહી—થોડાક શબ્દોથી માતાને સમજાવવા કોશેષ કરી પણ " સાયન્સ " ન સમજનારી એકની બે થઇ નહી. ડૉકટરો ત્યાંથી એક બીજા ઓરડામાં ગયા અને લક્ષ્મીબાઇના વિચારો પર હસવા લાગ્યા.

આ વખતે જાગીરદારની આંખો ઉઘડી. હોલવાઈ જતો દીવો નાશ પામતાં પહેલાં કંઇક વધુ તેજથી પ્રકાશે તેમ નિર્મળકાન્તમાં અંતની વેળાએ કંઇક ચેતન આવ્યું. રમાકાન્ત, લક્ષ્મીબાઇ અને બીજાં અનેક સગાંવ્હાલાંઓ તેના બીછાનાની આસપાસ વીંટાઇ બેઠાં હતાં. નિર્મળકાન્તે સઘળા તરફ નજર ફેંકી અને સઘળાંને જોઇ મરનારાના જીગરને સંતોષ થયો હોય તેવું જણાયું. રમાકાન્તનો હાથ પોતાના હાથમાં લઇ મહા મહેનતે પોતાની છાતી સાથે દાબ્યો. પિતા વત્સલ પુત્રનું હૈયું આથી ભરાઇ આવ્યું.—આંખમાં ઝળઝળીયાં આવ્યાં. અનેક તંગદસ્તોની તંગી ટાળનાર અને અનેક હાજતમંદોની માગણી કબુલ કરનાર સખાવતે મશહુર જાગીરદાર યમના દૂતોની દયા યાચવા લાગ્યો. રમાકાન્તથી આ ન જોવાયું—આ ન સહેવાયું—તેના નયનકમળમાંથી આંસુના બિંદુઓ ટપટપ ટપકવા લાગ્યાં તે તેના પિતાની છેક નજીક જઇ બેઠો.

" ભાઈ, તું દૂર રહે "—માયાળુ પિતા પ્લેગના ચેપી રોગથી ડરી બોલ્યો, રમાકાન્તે તે સાંભળ્યું પણ ડગ્યો નહિ—ડર્યો પણ નહિ—પિતાના કરચલી વળેલા, તાવથી ધગધગતા, માંદગીથી ફીકા મારી ગયલા કપાળપર એક ચુંબન લઇ ગંભીર વદના—દયામણાં નેત્રોએ—પિતા તરફ જોઈ રહ્યો.

" પિતાજી !"—રમાકાન્ત બોલ્યો.

" માયા તજી દ્યો. આ સંસાર અસાર છે, મારામાં, લક્ષ્મીબામાં, કે કોઇનામાં પણ જીવ રાખશો નહિ. આપની કીર્તિમાં વૃદ્ધિ કરવા હું મારૂં બનતું કરીશ પણ કલંક તો કદિ નજ લગાડું તેની ખાત્રી આપુંછું. "

વફાદાર પુત્રના આ ટુંકા ભાષણની સચોટ અસર મરતા

સૂતેલા પિતા. ઉપર થઇ સંસાર નીઃસાર જણાયો, માયાપરથી મમતા ઉઠી ગઇ. "આપ મુઆ પીછે ડુબ ગઇ દુનિયા." એ કબીર—વાણી યાદ આવી. તે સાચી જણાઇ. પુત્રના વચનથી પરમ સંતોષ થયાનો જણાયો. આંખો મીંચી–પરમાત્માના–કોઇ દૈવી શકિતના દર્શન કરી આનંદ પામ્યો હોય તેવો જણાયો.

"રમણ..........."

મરનારની આંખો પાછી ઉઘડી.

"જી——"

"હું યમના દૂતોને મારી સમક્ષ જોઉં છું. મારૂં મોત નજીક છે. આ દુનિયામાં હવે હું થોડીજ પળનો પરોણો છું—" આટલું બોલતાંજ જીભ ખેંચાવા લાગી.

મહા મહેનતે સ્વર નીકળ્યો.

"પા...........ણી——"

રમાકાન્તે ગંગાજળ પાયું.

"મારા વ્હાલા રમણ !——" પાછી વાચા આવી.

"મારી અંત વેળાની ઇચ્છા તું પાર પાડજે. હું રંક કુટુંબમાં જનમ્યો હતો. આજે શ્રીમંત છું. મારા પિતા રંકદશામાંજ મરણશરણ થયા હતા પણ તેમનું મૃત્યુ સુખી હતું—તેમને મરણશરણ થતાં કાંઇ લાગ્યું ન્હોતું—આજે હું શ્રીમંત છું છતાં, મેં ઘણાં સુખો જોયાં છે છતાં, હું ખાલી હાથેજ જાઉં છું. મારૂં મોત ઘણું દુઃખી છે. મને આ સંસારના વૈભવો, મોહ, માયા, અને તમો સર્વની પ્રીતિ તમારા તરફ ખેંચે છે. રાખે મારા રંક પણ સંતોષી પિતાને આમાંનું કાંઇ ન્હોતું. રમણ ! મારી એક ઇચ્છા પૂર્ણ કરજે. તે એજ કે મારૂં આ પંચભૂતનું ચેતનરહિત ખોળીયું જ્યાં બાળો ત્યાં એક સ્થંભ ઉભો કરી તે ઉપર એક તખ્તી મૂકજે. તે પર શું લખવું તે મેં મારા "વીલ"માં જણાવેલું છે. બસ, વ્હાલા પુત્ર ! પ્રેમાળ લક્ષ્મી ! સર્વને પ્રણામ ! વ્હાલા પુત્ર ! મારી પાછળ વિલાપ ન કરતાં મને ચાર દિવસનો પ્હરોણો ગણી ભૂલી જવા પ્રયાસ કરજે–વ્હાલા રમણ ! વ્હાલી લક્ષ્મી ! સુખી

રહેજો અને જગતના દુ:ખીઓને સુખી કરવા સદા તત્પર રહેજો—શ્રી...રા...મ......શ્રી...કૃષ્ણ......

બસ ખલાસ. પાંજરામાં પુરેલો પોપટ બારણું ખોલી ઉડી ગયો. જાગીરદાર નીર્મળકાન્ત, ગરિબોનો જીવનહાર, સરકારનો માનીતો નર, રાજદરબારમાં આગેવાન ગણાતો પુરૂષ, હિંદનો એક સાચો વીર સુધારક, જેની કૃપા મેળવવા આકાશ-પાતાળ એક થતાં, જેની સાથ વાત કરવામાં અનુપમ માન મળેલું મનાતું, એવા એક નરરત્નનું શરીર લોકો જેને મુરદું કહે છે એવી દશાને પામ્યું—ચેતનરહિત થયું, જે શરીરને લોકો જાગીરદાર સાહેબ કહેતા તેજ શરીર હવે 'શબ' તરિકે ઓળખાવા લાગ્યું અને તે ભવ્ય દિવાનખાનામાં કાકારોળ થઇ રહ્યો. અરેરે ! જે છીંક ખાતાં ક્ષમાક્ષ ઉચરાતું, જે મશરૂની તળાઇપર પોઢતો, જે અનેક સુખ વૈભવનો ભોકતા હતો, તે જોત-જોતામાં હતો નહતો થઇ ગયો—કારમા કાળની ઝપટથી નાશ પામ્યો અને હવે તેજ મહાન્ નર કે જેની કૃપા તે પરમેશ્વરની કૃપા મનાતી તેને સ્મશાન ભુમિમાં લઇ જવાની તૈયારી થવા લાગી. "પ્રાણ ગયા પછી પાસ ન આવે, કાઢો, કાઢો, મુખે ભાખેરે"—એ વાકયના અહિં સાક્ષાત્કાર થયો. રેશમી તળાઇપર સૂનારો હવે વાંસની કઠણ ટટ્ટી પર સૂવા તૈયાર થયો. પાતળું લાલ વસ્ત્ર ઓઢાડી કાચાની દોરીથી તેની કોમળ ગણાતી દેહને મજબુત બાંધવામાં આવી અને સગાં—સંબંધી તથા પ્રિયજનોના કરૂણાજનક વિલાપ વચ્ચે તેના ચેતનરહિત દેહને અગ્નિસંસ્કાર માટે સ્મશાનભૂમિમાં લઇ જવાની ઉતાવળ કરવામાં આવી. લક્ષ્મીબાઈ—નીર્મળકાન્તની વ્હાલી પત્નિ યા તેના વ્હાલા પુત્ર રમાકાન્તના છાતીફાડ રૂદનની દરકાર કર્યા વિના, દયાળુ નીર્મળકાન્ત દયા હિન થઈ ચાલી જવા લાગ્યો. આવી રીતે ચાલ્યા જનારને પોતાના પ્રિયજનોની, મોજમઝાની, આનંદ વૈભવની કે આ જગત્ની મોહમાયાની લેશ માત્ર પણ દરકાર હોતી નથી. કોમળ પુષ્પો પણ જેને ખૂંચતાં તે હવે કાષ્ટની કઠણ ચીતાપર સુવા તૈયાર થયો. તેના શબને ભયંકર કલ્પાંત વચ્ચે કઠણ છાતીના પુરૂષ વર્ગ શ્રી રામના નામનો ઉચ્ચાર કરતા સ્મશાનમાં લઈ ગયા. જેની સવારી શહેરમાં ફરવા નીકળતાં અનેક

મનુષ્યો જેને ઝુકીઝુકીને સલામ કરતાં તેમાંનું અહિંયા કોઇ ન હતું.

સ્મશાનમાં ચીતા તૈયાર થઇ અને તેનાપર તેને સુવાડયો, રમાકાન્તે વિધિપૂર્વક અગ્નિસંસ્કાર કર્યો, આવા બીછાનાપર સૂનારાને ઘણી મીઠી નિંદ્રા આવે છે. ખુલ્લી હવામાં, નગ્ન શરીરે સૂવા છતાં ટાઢથી તે થરથરીને જાગી શકે તેમ નથી, કારણ કે તુરતજ ચારે તરફ અગ્નિનીભયંકર જ્વાળા ફરી વળી અને આ અગ્નિ માંસની શોધ કરતાં શરીરને પોતાની જ્વાળા વડે ચાટવા લાગ્યો— શરીર બળતાં સુસકારો લાગવા લાગ્યો—સાંધાઓ તોડવા લાગ્યો— પછી ધુમાડો પાતળો થવા લાગ્યો અને રાતી ભુરી રાખ વીખરાવા લાગી. છુટાછવાયાં હાડકાં તેમાં દૃગગોચર થવા લાગ્યાં અને ભયંકર ચીતા કંઇક શાંત થતાં માટીનું પૂતળું માટીમાં મળી જતાં નિર્મળકાન્તનું અસ્તિત્વ આ જગત્‌માંથી સદાને માટે નાશ પામ્યું અને સ્મશાનમાંની ભયંકર ચીતાવાળી જગ્યાપર નિર્મળકાંતના બળી ગયલા શરીરની રાખ આમતેમ પવનના જોરથી વાતાવરણમાં ઉડવા લાગી. પરમાત્માના દરબારમાં મનુષ્યને મોકલી આપવાની ક્રિયા પૂર્ણ થતાં ડાઘુઓ શોકસાગરમાં તણાતા સ્મશાનની ભયંકર ભૂમીને તજી ચાલી જવા લાગ્યા અને આવી રીતે જેમ જગત્‌ના સર્વે જીવોનો અન્ત આવે છે તેમ કરોડપતિ નિર્મળકાન્તનો પણ અંત આવ્યો !

---

# પ્રકરણ ૭ મું.

---

## પ્રેમકળાનો બીજો પાઠ !

---

ઉન્નતિની ટોંચે પહોંચેલો કરોડપતિ નિર્મળકાન્ત જાગીરદાર મરણશરણ થયો—આ નાશવંત દુનિયાના ક્ષણિક સુખો તજી દેવોના દેશમાં ગયો. તે ગયો—તેના મરણ માટે વિલાપ કરનાર, માથુ કૂટી નાંખનાર ઘણા હતાં. પણ તેથી તેને સુખ કે શાંતિ મળવ નાં

ન્હોતાં. તેણે પોતાની પરલોકની-સ્વર્ગની-શાંતિ માટે પોતાની હૈયાતીમાં જીંદગીની દરેક પળે અતિષય કાળજી રાખી હતી. પરમાર્થ, દયા અને પવિત્રતા એ તેના રાતદિવસના સાચા સાથી હતા. તેની જીંદગીમાં તેના આ મિત્રો તેનાથી કદિ વિખૂટા પડ્યા ન્હોતા અને હવે જ્યારે તે પોતાનું રહેઠાણ આ દુનિયામાંથી સદાને માટે ઉઠાવી લઈ દેવના દેશમાં-બીજી દુનિયામાં-ગયો ત્યારે આજ કૃતજ્ઞ મિત્રો તેની સાથે તેનો માર્ગ બતાવનાર ભોમિયા તરિકે ગયા.

નિર્મળકાન્તના મરણથી તેના એકના એક વારસ રમાકાન્તને સઘળી મીલકત મળી. હવે રમાકાન્ત એક મોટો જાગીરદાર બન્યો. તેનામાં તેના પિતાના સઘળા સદ્દગુણો વારસામાં આવ્યા હતા. નિર્મળકાન્ત કરતાં પણ તેનું હૃદય વધુ દયાળુ હતું, રમાકાન્તે પોતાના પિતાની મરણ ક્રિયા પૂરી થયા પછી પોતાના વકીલો પાસેથી "પિતાનું વીલ" માગ્યું અને અનેક મનુષ્યોની મેદની વચ્ચે તે વંચાયું. મરનારનું "વીલ" ઘણું મ્હોટું હતું જેમાંથી માત્ર એકાદ બે કલમજ અમે અમારા વ્હાલા વાંચકો સમક્ષ રજુ કરીશું.

કલમ......"હું નીચે સહી કરનાર સુરતનો જાગીરદાર નિર્મળકાન્ત વી. ઝવેરી અત્રેથી મારા વારસો તથા વકીલોને જણાવી જાઉં છું કે મારી સ્થાવર તથા જંગમ મીલકત જે સઘળી મળી લગભગ રૂ. ૧।। કરોડની કિંમતની થવા જાય છે તેમાંથી રૂપિયા બે લાખ કુદરતી આફતથી રંકદશાને શરણ થઈ કંગાળ જીવન ગુજારતા મારા દેશના કોઈ પણ કોમના મારા દુઃખી ભાઈબહેનોને અણીની વેળાએ સહાય કરવા માટે વાપરવા. મારા વારસોએ જો બની શકે તો એ રકમમાંથી એકાદી મીલ, કારખાનું અથવા એવુંજ કોઇ ધંધાદારી ખાતું ખોલવું અને તેમાં બનતાં સુધી ગરિબો તથા મધ્યમ વર્ગના માણસોનેજ નોકરીએ રાખવા, તેમને કુદરતી આફત વેળાએ યોગ્ય લાગે તેટલી રકમ ધીરવી અને પાછી ભરવા શક્તિવાન હોય તેમની પાસેથી ભરપાઈ કરવી, બનતાં સુધી મારા વારસોપર કોઈ પણ ગરિબની કાંઇ અરજી આવે તો તે નિરાશ ન થાય તેની ખાસ કાળજી રાખવી તથા તે સાથે કોઇ હરામખોર "દયા"નો ખોટો લાભ ન લઇ જાય તે માટે પણ પૂરતી સંભાળ લેવી."

અહા ! કેવું બાદશાહી હૃદય ! કેવી ઉમદા સખાવત ! ગરિબો તરફ–પોતાના દુ:ખી દેશબંધુઓ તરફ–કેટલીબધી ભીની લાગણી ! દિલઘાટ ઉપર દયાનો કેવો સ્વચ્છ ઝરો ! મરણશરણ થવા પછી પણ કીર્તિથી અમર રહેવાની કેટલી બધી કાળજી ! કરણ અને વિક્રમ જેવા દાતારોની હારમાં વિરાજવાનો કેટલો બધો લોભ ! તે મરણ પામ્યો છે છતાં તેની આ ઉમદા સખાવતથી તે આ દુનિયામાં અમર રહેશે !

કલમ......“ મારી સઘળી મીલકતની કુલ મુખત્યાર મારી પત્નિ લક્ષ્મીબાઇ છે–અને મારા પુત્ર રમાકાન્તે તેની દરેક મરજી સાચવવાની કાળજી રાખવીજ જોઇએ–દરેક વિષયામાં તેને યોગ્ય સલાહ લેવીજ જોઇએ. ટુંકમાં મારી મીલકતનો વારસ મારો પુત્ર રમાકાન્તજ છે; છતાં તેપર મારી પત્નિની સત્તા રહેશે, રમાકાન્ત તેની માતાની મરજી સાચવવા બંધાયલો છે અને તે સાથે મારી પત્નિને પણ હું ફરમાવો જાઉં છું કે ખાસ કારણ શિવાય તેણે રમાકાન્તની સહેજ પણ લાગણી ન દુખાય તેની કાળજી રાખવી. ”

કલમ......“ મારી નાશવંત દેહના ચેતનરહિત ખોળિયાને જે જગ્યાએ બાળી નાખવામાં આવે ત્યાં એક સ્થંભ ઉભો કરી તેનાપર નીચેનો લેખ કોતરાવવો:—

“ નિર્દય જગતના ક્રુર ને વિશ્વાસઘાતી વન વિશે;
“ રખડતાં કંઇ દિવ્ય દશ્યો દષ્ટિએ મારી પડયાં;
“ મર્ણ પર્યંત સુખમાં આળોટીઓ હું શાંતિથી;
“ લઘુતા હવે મુજ હૃદયમાં ના, ના, હવે કંઇ રહી નથી.

+ + + + *

“ કાંટા સરવે જીવનગુલના ખરે છેદી નાંખીને?
“ તમે સરવે જીવો પ્રત્યે દયા ઉંડી રાખજો. ”

નિર્મળકાન્ત.

રમાકાન્તે પોતાના પિતાની આ છેલ્લી ઇચ્છા પૂરી કરવા માટે તુરતજ ગોઠવણ કરી. જર ચાહે સો કર !

હવે રમાકાન્ત એકલો પડયો, લગભગ એક પખવાડીઉં આ ધાંધલમાં પસાર થઇ ગયું. એ અરસામાં તેનાથી લીલાને કે ગંગાને મળાયું ન્હોતું—તેથી તે તેમને તદ્દન ભૂલી ગયો હતો એમ પણ ન્હોતું. ડૉકટર મહેતાની જગ્યાએ એક માયાળુ ડૉકટરની તેણે ગીરધરલાલ માટે ગોઠવણ કરી આપી; પણ કમનસિબે ગીરધરલાલ બચ્યો નહિ. જાલમ મરકીના પંઝામાં સપડાઇ તે યમશરણ થયો: અને તેમ થતાં ગંગા પતિ વિનાની અને લીલા પિતા વિનાની થઈ. રમાકાન્તે જ્યારે આ વાત જાણી ત્યારે તેને અતિશય લાગી આવ્યું—અન્તઃકરણ ભરાઇ આવ્યું—અને આંખોમાંથી પાણીની ધારા નીકળી પડી—પણ કુદરતી નિયમ આગળ કોની સત્તા યા લાગવગ ચાલી શકે? નાચારીએ કુદરતના જૂલમને લીલા અને ગંગા શરણ થયાં. રમાકાન્તે ગીરધરલાલની મરણક્રિયા માટે સઘળો ખર્ચ આપ્યો અને તે દુઃખી મા દીકરીના ગુજરાન માટે પણ ગોઠવણ કરી. લીલા અને ગંગા માટે તેના હૃદયમાં દયાનો અખંડ ઝરો વહેવા લાગ્યો અને આવાં કેટલાં કોમળ કુસુમો જગતના ઝેરી વાતાવરણમાં દરિદ્રતાના અસહ્ય તાપથી બળી જઈ કરમાઇ જતાં હશે તેનો વિચાર કરતાં "અરેરે!" એવો ઉચ્ચાર થઇ ગયો!

"લીલા! ગંગા! તમારી શી સ્થિતિ હશે?" રમાકાન્ત બબડયો.

લીલાની મનોહર મૂર્ત્તિ આંખ આગળ ખડી થઇ. લીલાનું સુંદર, મોહક, આકર્ષક વદન, લીલાની નેહભરી કાળી આંખો, ડૉકટરને વિનવવાની તેની દયાજનક કાકલુદી, એ સઘળું તેની સ્મૃતિમાં તાજું થયું. લીલા માટે ઉત્પની થયેલી દયાળુ ભાવનાનું હવે રૂપાંતર થવા લાગ્યું અને તેમ થતાં લીલા માટે કોઇ અકલ્પ્ય અને અજબ પ્રકારની ભીની ભાવના જન્મ પામી. લીલા તરફ લાગણી ધરાવનારાને લીલાને મળવા, લીલા સાથ વાત કરવા અને લીલાને દિલાસો દેવામાં જગતના સર્વોત્તમ સુખો કરતાં વધુ મોજ માલૂમ પડી. લીલાને જોવા તથા મળવાનું મન થયું. લીલા વગર નજ ચાલે—નજ જીવાય—એમ થયું અને લીલાની ઝંખના કરનારાના હૃદયે તેને લીલાને મળવાનો હુકમ કર્યો. આ હુકમની અસરથી રમાકાન્તના મુખમાંથી એક શબ્દ નીકળ્યો—તેનો અમલ

થયો—ગાડી જોડી કોચમેન તૈયાર થયો—અને લીલાના નામનો જાપ જપતો રમાકાન્ત ગાડીમાં બેઠો. ગાડી ચાલી—ગાડી વેગમાં જતી હતી પણ તેમાં બેસનારાના અંતરનો વેગ એટલો બધો વધી ગયો હતો કે તે તેને ધીમીજ લાગી.

લીલાનું ઘર આવ્યું અને ગાડી અટકી. લીલા બહારજ ઉભી હતી. રમાકાન્ત ગાડીમાંથી ઉતર્યો. લીલાની નજર તેનાપર પડતાં મુગ્ધ બાલિકાના અંતરપટ ઉપર કોઇ દૈવી ચિત્ર આલેખાયું. રમાકાન્તને જોવામાં—તેનું ભરાઉ અંગ નિહાળવામાં—લીલાને અગાઉ કદિ ન મળેલો દિવ્ય આનંદ મળ્યો; પણ આ આનંદનો રસ પીતાં તેને મુગ્ધાના હૃદયમાં શમાયલા શરમાળપણાએ અટકાવી. રમાકાન્ત તો લીલાને એકી ટસે જોઇ રહ્યો. રમાકાન્તે પોતાના નેત્રો લીલાના નેત્રોમાં પરોવવાની હિમ્મત કીધી—આથી મુગ્ધા તદન શરમાઇ ગઇ પણ અન્તરમાં અત્યંત હર્ષ પામી, શરમથી નીચું જોઇ, અંતરમાં આનંદ પામતી, મુગ્ધા પગના નખ વડે ભોંય ખોતરવા લાગી. આ પળે આ જગ્યાએ મુગ્ધાના ખરા મુગ્ધત્વનું દર્શન રમાકાન્ત કરી શકયો અને શરમથી નીચું જોઈ ઉભેલી લીલામાં રમાકાન્તે આખા જગતની સુંદરતા શમાયલી જોઇ અને આ સુંદરતા જોનારને હવે આ દુનિયાની કોઇ પણ સુંદરતા યા શક્તિની તે પળે લેશ માત્ર પરવાહ ન રહી.

" લીલાવતી ! તમારી બા..........."

રમાકાન્તે બોલવાનો કોશેષ કરી પણ સ્પષ્ટ બોલી શકયો નહિ. મુગ્ધા તેના બોલવાનો ભાવાર્થ સમજી અને વિવેકથી બોલી.

" ઘરમાં પધારોને—"

આટલું બોલી લીલા ઘરમાં ચાલી ગઇ. તેના ચાહનારાને પણ તેની પાછળ જવાની ફરજ પડી. ગંગા—ગીરધરલાલની સદગુણી પત્નિ ગંગા વિધવાદશાને શરણ થઇ, કાળાં વસ્ત્રમાં સજજ થઇ, શોકથી અંધારાગારમાં ડુબેલી જણાઇ ! રમાકાન્તનું કોમળ અંતઃકરણ આ દુઃખી વિધવાની દશા જોઈ દાઝી ગયું. તે દયાભર્યા અવાજે બોલ્યો:

" કાકી ! કમનસિબે તમે વિધવા થયાં—"

"ભાઇ! ઇશ્વરને એવુંજ ગમ્યું હશે." આટલા શબ્દો બોલતાં ગંગાની છાતી ભરાઈ આવી. પતિનું મરણ, વિધવા દશા, વિધવાઓ તરફની "હિંદુ સમાજ"ની કરડી નજર, નિરાધારસ્થિતિ વિગેરે આફતોથી તેનું હૃદય ચીરાઇ ગયું અને આંખમાંથી આંસુનો પ્રવાહ જોસબંધ વહેવા લાગ્યો. રમાકાન્તથી આ ન જોવાયું–તેની છાતી પણ ભરાઇ આવી–ને ચીરાતા હૃદયે અને લથડતા અવાજે બોલ્યો.

"આવી રીતે રૂદન કરવાથી કાંઇ વળનાર છે, કાકી? શું વિલાપ કરવાથી દુઃખીનું દુઃખ ઓછું થતું હશે? હોય, પ્રભુને જે ગમ્યું તે ખરૂં! સુખ દુઃખ સર્વને આવે—"

"પણ ભાઇ! અમે તો તદ્દન નિરાધાર થયાં—"

"ઈશ્વર સૌનો બેલી છે–વળી હું કયાં પારકો છું?"

આ વાકય સાંભળી લીલા આનંદ પામી.

આખા જગત્માં લીલા અને ગંગાનું રમાકાન્ત સિવાય કોઇજ સગું નહોતું, પરમાત્મા જ્યારે મનુષ્ય જીંદગીપર આફતના વરસાદની વૃષ્ટિ કરવાનું શરૂ કરે છે ત્યારે 'દયા' ને પોતાના અન્તરમાંથી દૂર હાંકી કાઢીનેજ પોતાની કરડાકીનો અમલ કરતો હશે! આવી નિષ્ઠુરતાને પરિણામે કેટલીક વેળા લીલા અને ગંગા જેવી સુકુમાર કળિઓ દુઃખના પ્રચંડ પત્થર તળે કચડાવા પામે છેઃ અને જો કે તે વિશ્વચાલકને સૃષ્ટિના નાનામાં નાના પ્રાણીથી મોટા મોટા રાજા મહારાજાઓ માટે કાળજી હોય છે છતાં જાણે તે કોઇ વેળા આવાં જીવન પુષ્પોને ભુલી જતો હોય તેવીજ રીતે આ દુનિયાની સપાટીપર દુઃખી થતાં મનુષ્યોને જોઇ દુઃખ ન જાણનાર દયાળુ નરોને લાગી આવે છે. મનુષ્ય જીંદગીની કંગાળ્યત મનુષ્યની સુસ્કૃતિને કેળવવા માટેજ નિર્માયલી હોય છે અને તેથી સંકટમાં ધિરજ ધારણ કરી કુદરતને શરણ થવું એવું મહાન્ પુરૂષોનું માનવું છે.

રમાકાન્તની માયાળુ લાગણી જોઇ ભરાયલાં અંતઃકરણે ગંગા બોલી.

"તમે અમારાપર અનહદ ઉપકાર કર્યો છે, ભાઇ!"

"આવું બોલી મને શરમાવો ના, કાકી! મેં મારી ફરજ બજાવવા સિવાય વધુ કાંઇ કર્યું નથી."

લીલા એક ખુણામાં શરમને લીધે સોડીઓ વાળી બેઠી હતી અને રમાકાન્તના મુખકમળમાંથી ઝરતાં અમૃતના ઘુંટડા પી જતી હતી. રમાકાન્તનાં નેત્રો તેનેજ જોવા તલસતાં—વલખાં મારતાં—પણ ગંગાની શરમ તેઓ બન્નેને નડતી અને તેથી બન્ને પ્રેમીઓને કંઇક રમણિય મુઝવણ સહેવી પડતી. રમાકાન્તને લીલા સાથ વાત કરવાનું મન થતું અને તેથી કોઈ પણ પ્રકારે ગંગા ત્યાંથી દુર થાય એમ તેનું અંતઃકરણ ઇચ્છતું અને અહિં આવા વર્તનથી પ્રેમકલાનો રસિલો પાઠ બન્ને પ્રેમીઓ શીખતા અને તે દ્વારા દુનિયાની કોઈ મહાન્ શક્તિનો મીઠો અનુભવ મેળવતા.

"કાકી! જરા પાણી આપશો ?"

રમાકાન્તે ગંગાને દૂર કરવાનો તોડ શોધ્યો. ગંગા પાણી લેવા ગઇ; અને શરમથી ખુણામાં સંતાઇ રહેલી લીલાને તથા રમાકાન્તને એ પળ સ્વર્ગનું સુખ પોતાનાં સુખ આગળ તુચ્છ જણાયું. લીલા એક શબ્દ પણ બોલી શકી નહિ. પણ હું તમને ચાહું છું એવું તેના સુંદર મુખચંદ્રપર રમાકાન્ત વાંચી શકયો. લીલાની કાળી નેહભરી આંખોએ રમાકાન્તનાં અંતઃકરણમાં શાંતિ રેડી કે જેવી શાંતિ તેને તેના રાજમહેલ જેવા ભવ્ય બંગલામાંના અપાર વૈભવોથી પણ આજ સુધી મળી નહોતી.

"લીલાવતી—" પુરૂષ હૃદયેજ મૌન તોડયું લીલાના કાન. રમાકાન્તની મીઠી વાણી સાંભળવા આતુર બન્યા.

"લીલાવતી—" રમાકાન્તે એકવાર ફરીથી પોતાને વ્હાલા નામનો મધુર સ્વરે ઉચ્ચાર કર્યો પણ "લીલાવતી" કહી, લીલાને સંબોધનારાને હવે શું બોલવું તે સૂઝયું નહિ. પોતે વિદ્વાન્ હતો—ગ્રેજયુએટ હતો—છતા આ બાળા સાથ વાત કરતાં ન આવડી તેથી ન્હાની મુગ્ધાની માફક શરમાઇ ગયો, પણ હવે વાકય પૂરૂં કરવા કાંઇ બોલવું જોઇએ એમ વિચારી તે જેમ તેમ નીચલા શબ્દો બોલી શકયો.

"લીલાવતી! કોઇ વાતે મુઝાશો નહિ. તમારા પિતાનો છાંયડો કમનસિબે ગયો પણ—"

આટલું બોલતાં રમાકાન્ત લગભગ ત્રણ વખત અટકયો. આ-વી મુઝવણને શોક કહેવો કે આનંદ તે અમે જાણતા નથી પણ રમાકાન્તના મુખપર તો આનંદના ચિન્હો સ્પષ્ટપણે છવાયલા અમે જોઇ શકયા. આ પળે ગંગા પાણીનો લોટો લઇ આવી પહોંચી અને રંગમાં ભંગ પડયો. રમાકાન્ત લીલા સાથ વાત કરતાં શર-માતો હતો અને તેથી જો કે એવી શરમની મુઝવણમાંથી ગંગા આવવાથી તે છુટો થયો છતાં પણ લીલા સાથ વાત કરી આ-નંદ લૂંટવાનો લાભ ગુમાવવાથી તેને કંઇક શોક પણ થયો. પ્રે-મીઓની આવી મુઝવણ ઘણી આનંદકારી હોય છે અને રમાકાન્તે એ મુઝવણનો અનુભવ કરી કંઇ અજબ આનંદ મેળવ્યો.

ગંગાએ રમાકાન્તને લોટો આપ્યો, રમાકાન્તે બે ઘુંટડા પાણી પીધું. પાણી ખરી તરસને લીધે પેટમાં ગયું કે કેમ તે માટે કાંઇ ચોકસ મત અપાય એમ નથી પણ પાણી પીનારાને પાણી પીતી વેળા, તેના તરફ કંઇક અભાવ આવ્યો તે ચોકસ હતું.

ગંગાની સાથ વાત કરી તેણે હવે લીલાને શાન કરવા માંડી અને તેથી લીલાને અનેરિ શાંતિ મળી.

" કાકી ! કોઈ વાતે મુઝાશો નહિ. મારી સાથે જૂદાઇ રા-ખશો નહી. હું તમારોજછું એમજ માનજો. "

લીલાના સુખનો અવધિ થયો.

" મારામાં ને તમારામાં કાંઇ અંતર નથી—વળી હું તમારીજ ગ્નાતિનો છું—"

લીલાના અંતરમાં અમૃત રેડાયું.

" ભાઈ! ભાઇ તમારો કેટલો આભાર ? તમે ન હોત તો અમારી શી ગતી થાત ? મારી લીલાને પારકી કરવા જેટલું પણ એ ન જી઼વ્યા—" ગંગા બોલી.

રમાકાન્તના જીગરના છેલ્લા વાકયથી ચીરા થઈ ગયા. "લીલા પારકી થાય" એ આફત પૃથ્વીના પ્રલય જેટલી ભયંકર લાગી પણ હજુ લીલા પારકી થઇ નથી એ વાતથી સંતોષ થયો.

" કાકી ! હું હવે જાઉં છું," જવાનું મન ન્હોતું છતાં હવે જવું જોઇએ એવું વિચારી, લીલા તરફ મીઠી, પ્રેમભરી નજર ફેંકી રમાકાન્ત કાંઈ નવાજ તાનમાં ઘુમતો ઘેર ગયો.

# પ્રકરણુ ૮ મું.

## નિરાધાર લીલા.

* * * *

"જ્યાં સૌ રડે ખડીખડી
કર હાસ્ય ત્યાં તું;
* "ત્હારૂં અધિપતિપણું
સહુ કાળ ચાલે—"

* * * *

'કલાપી'

મનુષ્યજાતિને પરમેશ્વરે સર્વે પ્રાણીઓ કરતાં કેંઇ પંક્તિપર મૂકી છે. મનુષ્યમાં સારાસાર શોધી કાઢવાની શક્તિ હોય છે અને તેથી કુદરત માણસજાતની પરિક્ષા ઘણીજ કઠણ પ્રકારની લે છે. મનુષ્યપર જ્યારે આફત વરસવી શરૂ થાય છે, ત્યારે સામટીજ માણસની જીંદગીનું ભવિષ્ય–સુખ દુઃખ વગેરે—નક્કી કરતી વેળા નિઃસર્ગ દેવી પોતાના હૃદયમાં વસેલી દયાને પોતાના ઓદ્ધાનું રાજીનામું આપવાની ફરજ પાડીનેજ હાથમાં કલમ પકડતી હશે; અને જો તેમ થતું ન હોય તો તો લીલા જેવી કોમળ કળીપર આવાં અસહ્ય સંકટો પડતજ નહિ ! લીલા–મનોહર લીલા–પ્રેમાળ લીલા–માયાળુ લીલા–મોટી થઇ–મુગ્ધા થઇ–મોહક થઇ—જીંદગીની વસંતરૂતુ ( Prime of youth )ની નજીક આવી. નવી જીંદગીના નવાં–મોહક ચીન્હોવાળી થઇ–નાની "લીલુડી" હવે "લીલાવતી" બની અને આવા જીંદગીના સર્વોત્તમ સમયમાં—જીવનવસંત કાળમાં–લીલા કુંવારી હતી તેટલાંમાંજ તેનો પિતા તેને તથા તેની માતાને નિરાધાર બનાવી ચાલી ગયો. સદ્‌ભાગ્યે તેમને રમાકાન્ત જેવા દયાળુ યુવાનની સહાય મળી ગઇ; નહિ તો તેમની શી દશા થાત તેની કલ્પના માત્ર કરતાં અમારૂં હૃદય ચીરાઇ જાય છે.

* મૃત્યુનું.

રમાકાન્તની સહાયથી તેમને કાંઇ પણ આર્થીક મુશ્કેલી નડી નહિ; પણ લીલા સામે કુદરતજ રૂઠી હતી. રમાકાન્ત કાંઇ કમૌસર મુંબઈ ગયો. તેનું કુટુંબ સુરતમાં પ્લેગ ચાલતો હોવાથી આવ્યુ ગયું; એ અરસામાં લીલાપર દુઃખનો ડુંગર તુટી પડયો. ગંગા પ્લેગની દુષ્ટ માંદગીનો ભોગ થઇ પડી, લીલાના હોંસકોસ ઉડી ગયા. તે જાણે જીવતી મરી ગઇ હોય તેવું તેને લાગ્યું. પણ હવે લીલાને મરવાનું મન ન્હોતું. તેનો બધો જીવ હવે તેના 'કાન્ત'માં ભરાઇ રહ્યો હતો. કાન્ત મુંબઈથી આવ્યા પછી તેને મળવાની, ભેટવાની, તેની સાથ મીઠી મીઠી વાતો કરવાની–કાન્ત સાથ હૃદય મેળવવાની–અંતરની અદબદલી કરવાની–ઇચ્છા હતી. "કાન્તને" મળીશ–તેમના પ્રેમની ભીક્ષા માગીશ અને જો મને સ્વીકારશે તો સુખી થઇશ અને સુખી કરીશ" એવી આશામાં ને આશામાં–એવાજ જવલંત ઉત્સાહમાં–એવાંજ મીઠા તાનમાં કોમળ હૃદયની નાદાન સુકુમાર મુગ્ધા વધુ બળવાન અને ધીરજવાન થઈ અને એ બળ, તથા ધીરજની મદદથી ગંગાની સારવાર કરવા લાગી.

"ડૉકટરને બોલાવી લાવું ?" લીલા પોતાના અંતઃકરણને પુછવા લાગી.

કમનશીબે એકવાર ફરી ડૉકટર મહેતાનીજ જરૂર પડી.

"આવશે તો ખરા !–વળી 'કાન્ત'ની ઓળખાણ છે." લીલા બબડી.

હિમ્મત ધરી, 'કાન્ત'ની ઓળખાણને લીધે ડૉકટર જરૂર આવશે, એવી આશા રાખી, શરમાતી શરમાતી, બ્હીતી બ્હીતી, ગરિબડી બાળા દવાખાનામાં ગઇ. ડૉકટર મહેતા કોઇ શ્રીમંત દરદીને તપાસી, ખીસું તર કરી, હમણાંજ આવ્યો હતો. તે લીલાને જોઇ સહેજ ખીજવાયો–લીલા તરફ અભાવ આવ્યો–પણ પોતે ધર્માદા દવાખાનાનો ડૉકટર છે એ ખ્યાલ આવતાં મનના ભાવો મનમાંજ શમાવવાની તેને ફરજ પડી.

"કેમ છોકરી ? કાંઇ કામ છે ?" ડૉકટર સાહેબ બોલ્યા.

લીલાને આ શબ્દોથી કાંઇક શાંતિ મળી. અને ડૉકટર પોતાનું કામ પાર પાડશે એવી આશા આવી પણ તે સાથે એ શબ્દો-

માં શમાયલા કરડાકાથી અનાથ બાળા નિરાશ પણ થઇ.

"સાહેબ! મારી માતાને પ્લેગ......"

"શું તારી માને પ્લેગ થયો? અફસોસ! ઈશ્વર ઇચ્છા! લે, આ પટ્ટી ગાંઠપર મારજે."

ડૉક્ટરે પટ્ટી આપવા કંપાઉંડરને હુકમ કર્યો.

"સાહેબ! આપ જરા......"

લીલા જેમ તેમ, ગળગળતાં રૂંધાયલા અવાજે, બ્હીતી બ્હીતી બોલવા લાગી પણ એ શબ્દો હજુ બોલાય તેટલામાં તો ડૉકટર સાહેબના ફળદ્રુપ ભેજાનાં "એન્જીન"ની વરાળ વધી પડી અને "બૉઇલર" ફાટયું.

"નાહક શાને કટકટ કરે છે? મારૂં કામ દવા આપવાનું છે—નહિ કે તમારે ત્યાં ધક્કા ખાવાનું——"

લીલા ધ્રુજી ગઈ—નિરાશ થઇ-રડી પડી-પણ રાક્ષસને દયા નજ આવી. કયાંથી આવે? જેણે 'દયા' ને પોતાના અંતઃકરણમાંથી સદાને માટે રજા આપી હોય અને બીજા હુકમ સિવાય કદિપણ પાછી ન આવવાની સખત તાકીદ કરી હોય એવા, આ દુનિયાના પત્થરની છાતીના, રાક્ષસી હૃદયના, દુનિયાને ભારરૂપ, ક્રૂર અને ઘાતકી મનુષ્યોના હૃદયમાં દયાની દેવી એક પળ પણ શી રીતે વાસો કરી શકે?

ડૉકટર મહેતાની ક્રૂરતાથી નિરાશ થઇ, ગરિબડી લીલા પટ્ટી લઇ બહાર નીકળી. તેની આંખે અંધારાં આવવા લાગ્યાં. પોતાની રંક જીંદગીપર અભાવ આવ્યો. ગરિબ જીંદગી ઝેરી જણાઇ. જગત્માં પોતે તદ્દન નકામી છે—નિરૂપયોગી છે—એમ થયું. નિરાશ અંતઃકરણે, ચપળ હરણી જેવી સુંદર આંખોમાંથી મોતી જેવાં અશ્રુ બિંદુઓ ટપકાવતાં ટપકાવતાં અને એ અશ્રુઓથી દુઃખથી ફીક્કા પડી ગયલા પોતાના સુંદર કપોલપ્રદેશને સીંચતી સીંચતી, અભાગણી લીલા, ચીરાયલા અંતઃકરણે ઘેર જવા લાગી, ગ્રીષ્મ ઋતુના પ્રચંડ સૂર્યના પ્રખર કિરણોથી લીલાની કોમળ દેહ બળી જતી. ગરિબીના તાપથી તપતી લીલા ઉન્હાળાના આ અસહ્ય તાપથી વધુ કરમાઈ-તેનું સુંદર મુખકમળ ફીકું થઇ ગયું-જમીન તો

અંગારા જેવી તપી ગઈ હતી, લીલાના કોમળ પગો તેથી બળી જતા. પગમાં કાંકરા ખુંચતા તેની પરવાહ કર્યા વિના, અંતઃકરણમાં દુઃખનો તીવ્ર ભાલો ભોંકાય-ઉંડો ચીરો પાડે-તે સાંભર્યા વિના દોડતી, ભમતી ઘર તરફ જતી, લીલા દીવાના જેવી માર્ગ કાપતી, ઘડીમાં રડતી-ઘડીમાં હિમ્મત ધરી આંસુ લૂછી નાખતી—ધિરજ ધરતી—હિમ્મતવાન થવા મહેનત કરતી પણ હિમ્મતવાન થઇ શકતી નહિ. તે રોઇ પડતી, રંકદશા સિંહની ભયંકર ગુફા જેવી ભયાનક લાગતી અને ગરિબોનું જીવન નકામું છે—ગરિબી એક શાપ છે—ગઇ જીંદગીનાં પાપ છે—ગરીબો દુનીયાના કંગાળ પ્રાણીઓ છે એવું ઓછું આવતું.

રડતી કકળતી દુઃખી લીલા ઘેર આવી. ગંગા બેભાન હતી. તેની ગાંઠપર લીલાએ પટ્ટી મારી અને ગરિબડાં મ્હોંડે માતાની મરણ પથારી પાસે બેસી રહી. ગંગા એક ફાટેલા બીછાનાપર અચેતન હાલતમાં પડી હતી. તેના મુખ ઉપર પવિત્રતાનું તેજ ચમકતું—મરવા સુતેલીના મુખાકાશ ઉપર પતિવ્રત ધર્મનો તેજસ્વી પ્રકાશ હતો—છતાં દુષ્ટ મરકીના ભયંકર રોગને લીધે એ તેજસ્વી પ્રકાશ ઉપર ઝાંખી ફીકાશ આવી હતી એ ચોકસ હતું. મનોહર ગંગા વિધવા થતાં—તેનો વ્હાલો ભરથાર મરણ પામતાં-પોતાનું સૌન્દર્ય તથા માધુર્ય ગુમાવી બેઠી હતી તેમાં આ ભયંકર રોગથી વૃદ્ધિ થઇ. અને તેથી તદન ફીક્કી પડી ગઇ—હાડપીંજર જેવી થઇ ગઇ. લીલાએ પોતાની માતાની સ્થિતિ જોઇ—જોતાંજ બળી ગઇ—દુઃખ દાવાનળમાં સળગી ગઇ—અને આ દુઃખપરંપરાથી લીલાને વિધાતા પર એવો ભયંકર ક્રોધ ચઢયો કે જો તે આ દુનિયાની સત્તાધીશ રાણી હોત અને વિધિને શિક્ષા કરવાની પણ તેનામાં શક્તિ હોત તો લીલા નિસર્ગ દેવીને ભયંકરમાં ભયંકર સજા ફરમાવત ! પણ આ વિષયમાં તે તદન લાચાર હતી અને તેથી રૂદનનેજ દુઃખની મીઠી ઔષધિ માનવાની તેને લાચારીએ ફરજ પડતી. લીલા જેવી નાહાન બાળકી આવાં અસાધારણ સંકટના સમયમાં પણ ધિરજ ધરી, પોતાની માતાની સારવાર કરતી તે વેળા તેને જો કોઇ પણ ચીજથી સંતોષ અને શાંતિ મળી શકે એમ હોય તો તે તેના વ્હાલા 'કાન્ત'ના મીઠાં નામનું સ્મરણુજ હતું. રમા-

કાન્તના પ્રેમની ભૂખી બાળા પ્રિયતમના નામનું રટન કરવામાંજ આનંદ માનતી અને એજ આનંદના તાનમાં તે આવાં આફતના સમયમાં પણ બળવતી બની.

"કાન્ત અત્યારે હોય તો ! ડૉકટર આવ્યા વગર રહે ખરો ?–" લીલા વિચારમાં પડી.

"કાન્ત ! આપ કયારે પધારશો ? અરેરે ! તમારા વિશાળ હૃદયના જેવાંજ સઘળાનાં અંતઃકરણ હોય તો સ્વર્ગ અને મૃત્યુમાં કશો ફેરફાર ન રહે. હાય !...અરેરે ! આપને શી ખબર કે તમારી લીલાની માતા મરણશરણ થવાની તૈયારી કરે છે." લીલા આવા વિચારમાં હતી તેટલામાં ગંગા જાગી. આંખો ઉઘડી અને મરવા સુતેલી વિધવા બેબાકળી જેવી, ફાટી આંખોએ આમતેમ જોવા લાગી.

"લીલુ ! મ્હારી વ્હાલી દીકરી." લથડતા અવાજે ગંગા બોલી. માતાના આ છેલ્લા બોલોથી લીલાનું અંતર ભડભડ બળવા લાગ્યું. ગંગાના સ્વરમાંથી રોગને લીધે મીઠાશ ઉડી ગઇ હતી છતાં તેમાં માતાના વાત્સલ્ય પ્રેમનું મીઠું અમૃત શમાયલું હતું.

"મ્હારી બ્હાલી લીલુ ! ત્હારા પિતા ગયા. હવે હું જાઉં છું. દીકરી ! કમનસિબે તારૂં કોઇ નથી. અમે તને છેક નિરાધાર મૂકી ચાલ્યાં જઇએ છીએ. હાય ! એ વિધિ ! મ્હારી ....."

ગંગાથી વધુ બોલાયું નહિ. આંખો મીંચાઇ ગઇ, પણ થોડી વાર પછી પાછી ઉઘડી. લીલાને નિરાધાર જોઇ મરણના મ્હોંમાં સપડાતી ગંગાનો જીવ અત્યંત મૂઝાતો હતો અને અહિં—આ જીર્ણ મકાનમાં—આ દુઃખી મા દીકરી ઉપર ક્રૂર વિધિ કે'ર વરતાવતી.

અરેરે ! આ ભયંકર સમયે પણ લીલાને દીલાસો દેનાર કોઇ ન્હોતું. પત્થરનું હૃદય પણ આ કરૂણાજનક દેખાવ જોઇ પીગળી જાય. તે જીર્ણ મકાનની ખવાઇ ગયલી દિવાલો પણ દુઃખદરિયામાં ડુબી ગયલી જણાઇ, દુનિયાના આળસુ, મનમોજી; એશઆરામમાં જીવન પૂરૂં કરનારા, જગતને ભારરૂપ, વ્યર્થ આયુષ ગાળનારા કેટલાક શ્રીમંતોના બાદશાહી મહાલયોના રાજવંશી વૈભવો કરતાં

લીલા જેવી નિરાધાર-દુઃખી બાળાને દીલાસાનો એક મધુર શબ્દ કહેવામાં કેટલી બધી મીઠાશ શમાયલી છે?—પણ એ મીઠાશ-એ મીઠી મઝા મેળવવાની જગત્‌ના ધાંધલીયા મનુષ્યોને ફુરસદ હોય તો પછી ચાલુ કાળને કળીયુગ કોણ કહે?

લીલાનું રૂદન કરૂણાજનક હતું. ગંગાની માંદગી ભયંકર હતી. લીલાને નિરાધાર છોડી જતાં ગંગાની છાતી ફાટી જતી. અને અહિં દુઃખ તથા કરૂણાની પરાકાષ્ટા થતી!

ચીરાતા અંતરે ગંગા બોલવા લાગીઃ—

"બહેન! હું જાઉં છું. મ્હારી વ્હાલી લીલુ! મ્હેં તને યોગ્ય સ્ત્રી કેળવણી આપી છે. તું સમજુ છે, શાણી છે, આફતમાં ધીરજ ધરજે, પરમાત્માપર શ્રદ્ધા રાખજે, બહેન! મ્હારી પાસે કાંઇ નથી પણ પવિત્રતાનો અમૂલ્ય વારસો હું તને આપી જાઉં છું. ત્હારા જીવનને પવિત્ર બનાવજે. ત્હારા હૃદયને હંમેશા બાળક જેવું નિર્મળ રાખજે. બહેન! મ્હારી અંત સમયની આ શીખામણ ત્હારા હૃદયમાં અહર્નીશ કોતરી રાખજે, લીલા! તું નાદાન છે—રૂપાળી છે-જગત્‌ના અનેક હવસી જીવો ત્હારાં રૂપથી લોભાઈ પોતાની પાપી જાળમાં તને ફસાવવાના નીચ યત્નો કરશે; પણ તેમની લાલચથી લોભાઇશ નહિ. ત્હારી, મ્હારી અને આપણા આખાં કુળની ઉજ્વલ કીર્તિને ડાઘ લગાડીશ નહિ—" ગંગાનો કંઠ રૂંધાતાં લીલાએ તેને પાણી પાયું અને એક માતાની છેલ્લી શીખામણ પુનઃ શરૂ થઇ, એ શબ્દોમાં કોઈ અજબ ગાંભીર્ય શમાયલું હતું.

"બહેન! સ્ત્રીના ધર્મ વિષે મ્હેં તને ઘણું કહ્યું છે અને ત્હેં એ પવિત્ર ધર્મ વિષે ઘણું વાંચ્યું પણ છે. હું જાઉં છું, આખા જગતને જવાનું છે-પણ તને પરણાવી નથી એ મ્હારૂં મોટું દુઃખ છે."

ગંગા રોઇ પડી. લીલાની પણ તેજ દશા થઇ.

આ સમયે બહાર કંઇક ખખડાટ સંભળાયો. અશ્વ હણુહણ્યો.

"કાન્ત તો ન હોય!" લીલા બબડી.

લીલાની ધારણા સત્ય હતી. રમાકાન્તજ મુંબાઇથી આવી પહોંચ્યો હતો. રમાકાન્ત ઘરમાં દાખલ થતાં લીલાએ મૌન આવ-

કાર આપ્યો અને રમાકાન્તે તે સ્વીકાર્યો.

"લીલાવતી ! તમારી બા......"

લીલાએ પથારી તરફ નજર કરી, માંદગીથી ફીક્કી પડી ગયેલી ગંગાને જોઈ રમાકાન્ત નખશિખાન્ત સળગી ગયો.

"ઓ પ્રભુ ! આ શું જૂલમ !" તે બોલ્યો.

રમાકાન્તે ગંગાની નાડી તપાસી, મંદ નાડી જોઇ ચમકયો; ગાડીવાળાનેજ ડૉકટરને તેડવા મોકલ્યો.

ગંગાએ પુનઃ આંખ ઉઘાડી.

"કાકી હું આવ્યો છું." મીઠો સ્વર ગંગાને સંભળાયો.

દિવ્ય સુખ, અપૂર્વ શાંતિ અને અજબ મીઠાશ ગંગાએ અનુભવી. અંતે જેની જરૂર હતી તે આવી પહોંચ્યો.

રમાકાન્તનો હાથ પોતાના હાથમાં લઇ મહામહેનતે ગંગા પથારીમાં બેઠી થઈ. હોલવાઇ જતા દિપકનો આ છેલ્લો પ્રકાશ હતો.

"લીલા......" રૂંધાતા ગળામાંથી ખોખરો, મર્ણ સમયનો પણ અજબ આશાભર્યો સ્વર નીકળ્યો—લીલા શરમાતી શરમાતી નજીક ગઈ. તેનો કાન્ત તેની છેક નજીક હતો. કંઇક સ્પર્શ થયો પણ ખરો; અને તેથી ચમકી, ચમકી ખરી પણ ડરી નહિ. આ ચમકારો ડરનો નહી, ભયંકરતાનો નહી પણ કોઇ અકલ્પ્યજ હતો. એ સ્પર્શથી અંતરપરનો ઘણોક ભાર જાણે ઓછો થઇ જતો હોય એમ લીલાને લાગ્યું—એ સ્પર્શમાં દિવ્ય આનંદ ભરેલો હોય એમ લીલાને જણાયું.

લીલાનો હાથ ગંગાએ પોતાના હાથમાં લીધો અને રમાકાન્ત તરફ દયાજનક આંખોએ મરણશરણ થવાની તૈયારી કરતી પ્રૌઢા એક પળ જોઇ રહી.

"કાકી તમને શું જોઇએ છે ? તમારા અંતની......"

"ભાઈ ! એક ઇચ્છા,"

"હું જરૂર પૂર્ણ કરીશ."

"મ્હારી લીલા સ્વીકારશો ?"

રમાકાન્ત શરમાઇ ગયો. ગંગા હર્ષ પામી, મરણ પામતી માતાએ પોતાની નિરાધાર પુત્રીનો હાથ રમાકાન્તના હાથમાં મૂક્યો, અને તેથી મર્ણ વખતે મરનારીને શાંતિ મળી.

"હું લીલા સ્વીકારૂં છું, માત!—" રમાકાન્ત બોલ્યો.

"પ્રભુ તમને સુખી કરો:"

ગંગા સુખી થયલી જણાઇ, બીજીજ પળે રમાકાન્તના હાથમાં તેની ગરદન લચી પડી—આંખો મીંચાઇ ગઈ,—એક હેડકી! એક બીજી!......અને ખલાસ! મનુષ્ય મરે છે તેવીજ રીતે પણ લીલા રમાકાન્તને સોંપી છે એ બીનાથી સંતોષ માની ગંગા પરલોકવાસી થઈ—ગીરધરલાલની પ્રેમાળ પત્ન પતિવિરહના પ્રચંડ તાપથી દગ્ધ થઇ આ જગતને છેલ્લા પ્રણામ કરી પોતાના પ્રિયતમને મળવા આ દુનિયા તજી બીજી દુનિયાને રસ્તે ચાલી ગઇ!

---

# પ્રકરણ ૯ મું.

---

## ચોરાયલાં જીગરો!

---

× × × ×

"અજાયબ સ્નેહના રસ્તા,
અજાયબ ગાંઠ પ્રીતિની;
"ખુમારી ને ખુવારી છે,
અજાયબ પ્રેમની મસ્તી."

× × × ×

"કલાપી"

રમાકાન્તે લીલાનો સ્વીકાર કર્યો, ગંગાને તેથી અંત સમયે કાંઇ અજબ આનંદ અને શાન્તિ મળી. લીલા પોતાની થઈ તેથી રમાકાન્તના હર્ષનો પાર રહ્યો નહિ; અને લીલા તો તદ્દન હર્ષઘે-

લીન થઇ ગઇ. તેનું બાળક અંતઃકરણ આટલો બધો આનંદ શમાવી શક્યું નહિ. કાન્ત મળવાથી તેને જે સુખ, જે આનંદ અને જે શાન્તિ મળી તે અપૂર્વજ હતી. આખું જગત લીલાને સુખને હીંડોળે હીંચકા ખાતું જણાયું. જગત્‌માં સર્વત્ર આનંદ-મંગળની ધુન નજરે પડી. ઝેરી જગત્, એક વખતનું દુઃખી જગત્, પિતાની માંદગી વેળાનું ખારૂં જગત્, માતાની માંદગી વેળાનું કઠોર જગત્, લીલાને હવે અમૃતમય, સુખી, દયાળુ અને મીઠું લાગ્યું. આ સઘળું અમૃત તેનામાં રમાકાન્તે ભર્યું. આ સઘળી મીઠાશ 'કાન્ત'ના સમાગમથીજ લીલામાં આવી. આથી લીલાની સુંદરતા પણ વધી. પરવાળા જેવા મોહક અધર ઉપર મીઠું સ્મિત હાસ્ય હમેશાં ફરકી રહેતું. મનોહર—મનમોહક ગાલ ઉપર આછી ગુલાબી લાલી હમેશાં દગગોચર થતી. મન્દ મન્દ હાસ્ય સમયે લીલાના મોહક કપોલપ્રદેશપર નાના સુન્દર ખાડા પડતા અને આ રમણિય ચિત્ર રમાકાન્તને એક પળ સ્વર્ગનાં દર્શન કરાવી શકતું. હંસણી સરખી નાજુક ગરદન લીલાના પ્રેમીના નેત્રોને આનન્દ આપતી. રમાકાન્તના અંતઃકરણમાં સુન્દર લીલા સ્વર્ગિય શાન્તિ અને અમૃત રેડતી. કાન્તનો સમાગમ તેને સ્વર્ગ સમો સુખકર લાગતો, જાણે પૃથ્વીરાજ અને સંયુકતાની માફક રમાકાન્ત સાથે નિરન્તર આનંદસાગરમાં સ્નાન કર્યા કરે એવી ઇચ્છા પણ કોઈવાર લીલાના અંતઃકરણમાં થતી. કાન્તને ઘડી ન જોતી તો ગાંડી ઘેલી થઇ જતી. આખું જગત્ કાન્તરૂપજ હતું. સઘળે કાન્તજ નજરે પડતો. કાન્ત વિના—કાન્તની ગેરહાજરીમાં જગત્‌ની મોહકમાં મોહક અને સુન્દરમાં સુન્દર વસ્તુ પણ લીલાને ઝેર જેવી અપ્રિય લાગતી, કાન્તજ જાણે જગત્‌નો હીરો—કાન્તજ સંસારનો સાર હોય તેમ થયું. અને આમ છતાં કાન્તની પાસે બેસી પ્રેમની મીઠી મીઠી વાત કરવાની શકિત મુગ્ધ બાલિકામાં આવતી નહિ. કાન્ત તરફ જોઇ રહેવાની હિમ્મત થતી નહિ. કાન્તને હસાવવાનું, તેની સાથ નેત્ર સમસ્યા કરવાનું લીલાને પરવડતું નહિ, કાન્ત પાસે જતાંજ સંકોચ થતો; વાતચીત થતી પણ ઘણીજ ટુંકી. રમાકાન્ત આ સઘળું નિહાળતો, લીલાની રમણીય મુઝવણ પામી જતો; અને આનંદ પામતો, કંઇક અકળાતો—લીલા ન બોલે, તેની પાસે

ન આવે, તેની સાથ ન ભેળાય તો મુંઝાતો—કંઇક દુઃખી થતો "શરમ"પર ગુસ્સે થતો—પણ બીજીજ પળે તેમાંનું કાંઇ નહિ.

રમાકાન્ત આવી રીતે લીલા સાથ પ્રેમની મીઠી રમત રમતો હતો અને જીવન પ્રવાસ પૂર્ણ કરવા જીવન સખીને પોતાની થવા વીનવનાર રમાકાન્તના પ્રેમપાઠ આ નાના ઝુંપડા જેવા ઘરમાં ઘણીજ સુન્દર રીતે ભજવાતો.

ગંગાના મૃત્યુ પછી પણ એક પખવાડીઉં પસાર થઇ ગયું, રમાકાન્ત આ સઘળો સમય લીલાના નાના ઘરમાંજ રહ્યો. મનોહર રાજ્ય મહાલયમાં વસનારાને આ નાની ઝુંપડી જેવા ઘરમાંજ તેના હૃદયની દેવીના સહવાસને લીધે ઓર આનંદ અને અનેરિ શાન્તિ મળી.

હવે રમાકાન્તે પોતાની માતાને મળવાને-સુરત તજવાનો વિચાર કર્યો, તેની માયાળુ માતા લક્ષ્મીબાઇની જાણવામાં જ્યારે આવ્યું કે રમાકાન્ત સુરતમાં છે, ત્યારે તો તેના હોંસકોસ ઉડી ગયા. આંખોએ આંસુના બિન્દુઓ ટપકાવ્યાં. જગતમાં અંધકાર જણાયો, આબુ રોડની રમણિય ટેકરી, ત્યાંનુ અનુપમ કુદરતી સૌન્દર્ય એ સઘળા લક્ષ્મીબાઇની આંખોને અરૂચીકર થયાં, ઘરમાં અનેક નોકરો હતા છતાં પોતેજ તબેલામાં દોડી ગયા. ગાડી જોડાવી સ્ટેશનપર આવ્યાં અને એકદમ "અરજંટ તાર" કર્યો.

"એકદમ આબુ આવો,"

થોડીવારમાં રમાકાન્તનો જવાબ આવ્યો.

"હું સુરત છોડીશ પણ આબુ રોડ આવી શકાય તેમ નથી."

લક્ષ્મીબાઇ અતિ ગુસ્સે થયાં. "આબુ કેમ ન અવાય ? એવું શું મહત્વનું કામ હશે ? વ્યાપાર તો મંદ છે તો પછી કેમ ન અવાય ? વળી સેક્રેટરી ઘણો ચપળ છે તો શા માટે ન અવાય ?" કાંઈ સૂઝયું નહિ. હશે; સુરત છોડવા તો જણાવ્યું છેને ? આથી સંતોષ થયો-થયો નહિ માન્યો-માનવો પડયો—લાચારીથી મન મનાવવું પડયું-મનાવવાની ફરજ પડી.

આ બાજુ રમાકાન્ત કેવા મહત્વના કામમાં ગુંથાયો છે તે વાંચક સારી રીતે જાણે છે. જગતની મહાન્ સુંદરતાને ખીલવવા

વ્હાલી જીવનસખીને પોતાની થવા વીનવવા, કુદરતની કારીગીરીનો અનુભવ લેવા, સંસાર સાગરમાંથી નવનીત તારવી કાઢવા; પ્રેમના મનોહર પુષ્પને ખીલવી તેની મધુર સૌગંધ્ય તથા મધુર પરાગથી હૃદયને સ્વર્ગનું સુખ આપવા, પ્રેમની મીઠી પ્યાલી પી તેની કેફથી અંતરને લહેરી બનાવવા, લીલાને પોતાની ધર્મપત્નિ કરવા, જગતની અને ધર્મની દૃષ્ટિએ પોતાની ઠરાવવાના કામ કરતાં રમાકાન્તને અત્યારે કરોડ રૂપીઆનો નફો મળે એવું કામ પણ વધુ મહત્વનું લાગે ખરૂં ?

પોતાની માતાને રમાકાન્તે પોતાની જીંદગીમાં પહેલીજ વાર ઠગી; "સુરત છોડું છું" એમ જણાવ્યું પણ સુરત છોડયું નહિ. આથી તેના પવિત્ર હૃદયને ક્ષોભ થયો પણ આ અપરાધ પ્રેમ મંત્ર ભણતા યુવાનને નજીવો જણાયો.

સુરતમાં પ્લેગ ઘણાજ ભયંકર રૂપમાં ફાટી નીકળ્યો. સરકારી અમલદારોની ગમે તેટલી સાવચેતી અને સખત ઉપાયો છતાં આ દુષ્ટ મરકી બંધ પડી નહિ. રમાકાન્ત જો કોઇ મધ્યમ યા રંક દશાનો મનુષ્ય હોત તો આ સમયે લીલાની, ગંગાના શબની અને રમાકાન્તની પોતાની શી સ્થીતિ થાત તેનું વર્ણન કરતાં અમારી કલમ કમ્પે છે. તે અખૂટ લક્ષ્મીનો માલીક હતો. આ કારણેજ તે સુરતમાં રહી શકયો. તેને સત્તાવાળાઓએ પીડયો નહી, પણ હવે તેને પણ સુરત છોડવાની જરૂર જણાઇ. જ્યાં જુઓ ત્યાં, શેરીએ શેરીએ ઉંદરો ઢગલાબંધ મળી આવતા. મનુષ્યો હજારોની સંખ્યામાં મરતાં—તેમનાં બાળબચ્ચાંઓ નિરાધાર થઇ પડતાં—તેમની રડારોળ, દુઃખની તીવ્ર કીકીયારીઓ પત્થરના હૃદયને પણ મીણ જેવું પોચું બનાવી દે તો રમાકાન્તના દયાળુ હૃદયની તો શી દશા થાય તે વાંચનારેજ કલ્પી લેવું.

તે જો ચાહત તો સુરતને એક પળમાંજ છોડી શકત. પણ તે દયાળુ હતો, તે લીલાને ચાહતો હતો અને લીલાજ તેનું જીવન હતી. લીલાને તે પોતાની સહચારિણિ બનાવવા માગતો હતો છતાં ફકત પોતાના સ્વાર્થને લીધેજ તે સુરતમાં ર તો રહ્યો. તેનું હૃદય તેના હૃદયમાં વસી રહેલી મૂર્તિને ભેટવા આ તરફ તેને ખેંચી લાવ્યું હતું એમ કબુલ કરવા સાથ આપણે તેનાપર એવો આરોપ

તો નજ મૂકી શકીએ કે ફકત લીલા માટેજ તે સુરતમાં રહ્યો હતો. લીલાને મેળવવી એ તેની જીંદગીનું અતિ મહત્વનું કામ હતું પણ તેનો જીવન મંત્ર તો પ્લેગની જાલમ માંદગીથી લાચારીમાં આવી પડેલા, ભૂખે મરતા, આબરૂના ભયથી અકાળે કારમા કાળને શરણ થવા તૈયાર થયલા દુઃખી કુટુંબોને મદદ કરવાનો હતો. તેણે પોતાના પ્રાઇવેટ સેક્રેટરીને એ કામ માટે રોકયો કોઇ પણ જાતની સુગ કે સંકોચ વિના ગરિબોના એકોએક ઘેર ફરવાનો તેને હૂકમ કર્યો. આ હૂકમ સાથ વિનંતી પણ કરી. આખાં સુરતમાં દુઃખી પ્રાણીઓની તપાસ લેવા કહ્યું. દરેક જણને સહાય આપવા–સુખી કરવાની ભલામણ કરી, " દયા " એજ જીંદગીનો મહામંત્ર ગણી વર્તવાની કાકલુદી કરી. "પરમાર્થ" એજ જીંદગીનું સાફલ્ય ગણવાની સલાહ આપી. જગત્ના નાનામાં નાના પ્રાણીપર દયા રાખવાનો ઉપદેશ આપ્યો. દુનિયામાં કોઇ પણ દુઃખી ન થાય એવું જોવાની ઉત્કટ ઇચ્છા જણાવી અને તેમને સુખી કરતાં જો પોતાની તીજોરીમાં એક પાઇ પણ ન રહે તો તે માટે તદ્દન બે-દરકારી બતાવી !

અહાહા ! કેવી દૈવી ઉદારતા ! કેવું બાદશાહી હૃદય ! જગત્ના દુઃખી પ્રાણીઓ માટે કેટલી બધી કાળજી ! જગત્ની દરેક વ્યક્તિને સુખી કરવા માટે કેટલો બધો આત્મભોગ ! પરાયા સુખ માટે કેટલી બધી ભીની લાગણી ! સ્વર્ગ મેળવવા માટે—પરમાત્માના વ્હાલા થવા માટેની સરતમાં કેટલી બધી આગળ પડતી છલાંગ ! કેટલી બધી નિઃસ્વાર્થ વૃત્તિ ! મનુષ્ય જીવનને ઉન્નત બનાવવાના કેવા આદર્શ (ideal) વિચારો ! પરમાત્માએ આપેલી લક્ષ્મીનો કેટલો બધો પ્રશંસનીય ઉપયોગ ! ઝેરી જીવનમાં અમૃત રેડવાની કેટલી બધી કાળજી ! ઇન્દ્રાસન મેળવવાનો કેટલો બધો લોભ!......

અને આટલું કરીનેજ તે બેસી રહેતો નહિ. પોતાના સેક્રેટરી પાસેથી તે દરરોજ રીપોર્ટ માગતો. કેટલાં દુઃખીઓને સહાય કરી સે જોતો. યોગ્ય લાગે તો દુઃખીની પોતે પણ મુલાકાત લેતો અને આ મહાન્ મંત્ર સાધવાજ તે સુરતમાં રહ્યો હતો. તે તેણે સાધ્યો.

"હવે મારે સુરત છોડવું જોઇએ." એક દિવસ રમાકાન્તે રજનીકાન્તને-પોતાના પ્રાઇવેટ સેક્રેટરીને-કહ્યું.

"જેવી તમારી મરજી."

"તમે મને મૂકીને જશો ?" લીલા કંઇક ગળગળી થઇને હિમ્મત ધરી બોલી.

"હા........"

રમાકાન્તથી અચાનક ઉચ્ચાર થઇ ગયો-ભાનમાં ને ભાનમાં બોલાઇ ગયું. લીલા તે સાંભળી સ્તબ્ધ બની ગઈ. નિરાશ થઇ ગઇ. તેણીના કોમળ હૃદયપર તીવ્ર ઘા થયો. રમાકાન્ત તેણીને તજી જાય એ પૃથ્વીના પ્રલય જેટલું દુઃખદાયક લાગ્યું.

"લીલા--" રમાકાન્ત બોલ્યો.

"તારે હમણાં અહીંયાજ રહેવું પડશે."

"સુરતમાં રહેવું હવે ઇચ્છાજોગ નથી." રજનીકાન્તે સલાહ આપી.

સુરતની ભયંકરતાનો રમાકાન્તને ખ્યાલ આવ્યો. લીલા માટે બેદરકારી બતાવવા માટે હવે પશ્ચાતાપ થયો. લીલા તરફ જોવાઈ ગયું. તે દુઃખી બાળાના દયામણા નિર્દોષ મુખકમળ પર અજબ સત્તા જામેલી જણાઇ. રમાકાન્તને જગતમાં કંઇક દૈવી સત્તા છે તેનો અહિં અનુભવ થયો. લીલામાં બળ ન્હોતું, સત્તા ન્હોતી, હઠ ન્હોતી પણ તેની કાળી આંખોમાં જાદુ હતું-નેહ ભર્યું જાદું હતું—નેના અંતરમાં પ્રેમનો નિર્મલ સ્નેહ ઝરણનો સતત્ પ્રવાહ હતો. આ સર્વના સંયોગથી કોઇ દિવ્ય શક્તિ ઉત્પન્ન થતી અને તે શક્તિની અસરથી રમાકાન્ત તદન મહાત્ થતો.

"રજનીકાન્ત !" કંઇક વિચાર કરી રમાકાન્ત બોલ્યો.

"મારે આણુ તો જવુંજ જોઇએ."

"અને લીલાવતી ?"

"એને તમે મુંબઇ લઇ જાવ તો ?"

આ શબ્દો સાંભળી વળી લીલાને દુઃખ ઉપજ્યું.

"એમને તમારી સાથ આણુ ન લઇ જવાય ?" રજનીકાન્ત

બોલ્યો. પોતા તરફથી લડનાર વકીલ છે એથી લીલાને કંઇક સંતોષ થયો.

" આણુ !...સાથે લઇ..."

રમાકાન્ત વિચારમાં પડયો અને એ વિચારવારિધિના મોજાંઓ પર ઉછળવાથી તેના વદન પર ગાંભીર્ય છવાયું.

" શું મારા આવવાથી કંઇ હરકત થશે ?" લીલા બોલી.

રમાકાન્તે મૌન રહેવાનુંજ યોગ્ય ધાર્યું.

" હાય !" લીલા રડી પડી. રમાકાન્તના હૃદયના ચીરેચીરા થઇ ગયા.

" લીલુ ! ના રડ. " રૂંધાયલા સ્વરે તે બોલ્યો.

" હું તને નહિ છોડી જાઉં "

લીલા સંતોષ પામી પણ રમાકાન્તની મુઝવણ વધી. રજનીકાન્તે ઉભયનું શાન્તવન કર્યું.

" હાય ! શું કરવું ?" રમાકાન્તનું ચીરાયલું દીલ બોલ્યું.

" કાન્ત ! તમે ના દુઃખી થાવ. મારા સમ ! હું અહિં રહીશ—તમે કહેશો ત્યાં રહીશ; પણ તમે દુઃખી ના થાવ. તમારૂં દુઃખ હું નથી જોઇ શકતી—"

રજનીકાન્ત અત્રે બહાર ગયો. અને ઉભય પ્રેમીઓને એકાંત મળતાં કંઇક શાંતિ મળી.

" લીલુ —" રૂંધાતા કંઠમાંથી સ્વર સંભળાયો.

" પ્રાણુ ! શા માટે અકળાઓ છો ? આ અભાગણીને લીધે તમે શા માટે દુઃખી થાઓ છો ? હશે, મારૂં નશીબ ! મારૂં જમે તે થાય ! મારી ચિન્તા ન કરશો—તમારા સુખમાં હું મારૂં સુખ માનીશ—મારા પ્રભુ !.....

"લીલુ ! મારી વ્હાલી લીલુ ! તું એમ કહે છે પણ મારાથી કેમ કહેવાય ? મેં તારી માતાને શું વચન આપ્યું છે તે યાદ કર."

" જો તેમાં કાંઇ ભૂલ થઇ હોય તો હું મારી રાજીખુશીથી, મારા અંતરમાં તીવ્ર ઘા થશે તે સહેવાની શક્તિ રાખીને તમારા સુખને માટે, હું તમને તે વચનના બંધનમાંથી મુક્ત કરૂં છું."

લીલા ઉદાર બની. રમાકાન્તનું હૃદય આ શબ્દો ઉચ્ચારતાં છિન્નવિછિન્ન થઈ ગયું.

" નહિ—નહિ—મારે એ મુક્તતા નથી જોઇતી. લીલા ! પરમાત્મા સાક્ષી છે કે આજ સુધી જો મેં કોઇને પણ ચાહી હોય તો તે તું જ છે. અને મને કયાંય પણ સુખ મળ્યું હોય તો તે તારી પાસેજ—તારા પ્રેમમાંજ—"

"ત્યારે મારાથી આણુ કેમ ન અવાય, કાન્ત ?"

વળી કોમળ હૃદય ચગદાયું. સુકુમાર કુસુમ કલિપર કઠોર કુહાડાનો ઘા પડયો અને આખા જગત્માં સઘળે નિરાશા અને અંધકારની સત્તા જૂલમ ગુજારતી જણાઇ.

# પ્રકરણ ૧૦ મું.

---

## જગત્‌ની દૃષ્ટિએ લીલા!

"લીલા!" રમાકાન્તે ગદ્‌ગદ્ કંઠે કહ્યું.

"હું તને ચાહું છું—ખરા જીગરથી ચાહું છું—જેને જગત્ પવિત્ર પ્રેમ કહે છે અને દેવો પણ જે પ્રેમ સરોવરમાં ચંચુ ભરે છે તેવાં દિવ્ય પ્રેમથી ચાહું છું. આજ સૂધી જો કોઈ પણ સ્ત્રીને મારા અંતઃકરણમાં જગ્યા મળી હોય તો તે તુંજ છે—આજ સૂધી જો મારા હૃદયને શીતળ કરનાર અને મારાં નેત્રોને આનંદ આપનાર કોઈપણ લલના હોય તો તે તુંજ છે. મેં તને જોઇ—પહેલીવાર!...કયાં?...યાદ આવે છે. લીલુ? પેલા દવાખાનામાં?...... તે સમયે મને તારી દયા આવી. તારા પિતા મરણશરણ થવાની તૈયારીમાં હતા. તે સમયે તારા દયામણા મુખકમળે મારાપર જાદુઇ અસર કરી અને એ અસરે ધીમેધીમે પ્રેમનું રૂપ લીધું. એ પ્રેમની સત્તાને લીધે હું દીવાનાની માફક તારા ઘર તરફ ચાલ્યો આવતો અને એજ પ્રેમની મજબુત સત્તાને લીધે મેં તારી મૃત માતાની છેલ્લી ઘડીએ તારો સ્વીકાર કર્યો. તારી એક પળની જૂદાઇ પણ હું સહી શકતો નથી. મને તારાથી સ્વર્ગ સુખ મળ્યું છે. મેં જે કર્યું છે તે યોગ્યજ કર્યું છે એવું મારૂં અંતર માને છે. તારા જેવી પ્રેમાળ પ્રમદાને મારી પત્ની કરવા માટે હું મારી દેહને ભાગ્યશાળી માનું છું. તારાથીજ મને સ્વર્ગસુખ મળશે. તુંજ મારા ઘરને દીપાવશે. તારાથીજ મારૂં ગૃહ ઇંદ્રભુવન બનશે. લીલુ!—પણ"

રમાકાન્તની વાચા બંધ પડી—કંઠ રૂંધાયો—હંમેશનો હસતો રમાકાન્ત ગંભીર થયો—રડવા જેવો થઇ ગયો—જાણે કાંઇ મહાન્ આફત તેના પર આવી પડી હોય અથવા તો ઘાતક શસ્ત્ર લઈ જલ્લાદ તેને જબેહ કરવા તૈયાર થયો હોય અને તેથી પોતાનો પ્રાણ બચાવવા કરગરીને શોકમય વદને રમાકાન્ત તેની પાસે પ્રાણ

દાન માગતો હોય અને ઘાતકી જલ્લાદ ન માનતાં જાણે દુઃખદાવાનળથી દગ્ધ થઇ, દુઃખદરિયાના ઉંડા તળિયામાં ડુબી જતો હોય તેવો શોક "પણ—પણ—" કહી અચકાઇ જતાં રમાકાન્તને થયો. તેની જીવનમુખી તેનો શોક જોતાંજ જીવતી બળી ગઇ—લીલાની છાતી તેના 'કાન્ત'ની અચકાતી જીભ જોઇ ફાટી ગઇ—તેનાં સુન્દર નયનોમાં મોતી જેવાં અશ્રુબિન્દુઓ ચમકવા લાગ્યાં. આ અશ્રુદળ ઉભરાતાં મનોહર કપોલ પ્રદેશ ભીનો થયો.

" કાન્ત ! જ્યારે તમારા હૃદયમાં આ દાસીને સ્થાન મળ્યું છે તો પછી—"

" પછીજ મહા મુશ્કેલી છે, મારાં હાર્ટ !" રમાકાન્તે ચીરાતા હૃદયે કહ્યું.

" પછીનો રસ્તોજ વિકટ છે !"

" તે શી રીતે ?"

" મેં તને પરણુવા વચન આપ્યું છે,—પણ મારી માતા"

" શું આપના માતુશ્રી આપણાં સુખની આડે આવશે ?"

" ઇશ્વર કૃપાએ તેમ ન થાય. પણ મને ભય છે ખરો..."

" હાય !..."

લીલાના વદનમાંથી બહાર પડેલી હાય ઉભયને સરખી દુઃખ કરનારી થઈ પડી. ઉભય પ્રેમીઓને પોતાના નિર્મળ પ્રેમના ઝરાને નાચતો, પછડાતો, કૂદતો, લગ્નસાગરને મળવા જતાં માર્ગમાં નડતા સમાજ અને સગાંઓ તરફના સીધા તથા આડકતરા ખાડા ટેકરાઓ જોઇ, પૃથ્વીનો પ્રલય દરિયામાંથી ડોકિયાં કરતો જણાયો. ઉભય પ્રેમીઓ આ જગત્માં પ્રેમના મીઠા નામનો જાપ જપતાં કોઇ અજબ મુઝવણમાં આવી પડયાં અને આ મુઝવણની વેદના સહીને દુઃખની વ્યાખ્યા ઘડી તથા સમજી શક્યાં. ઉભયને આ સમયે અસહ્ય વેદના થતી હતી છતાં બન્ને એક બીજાની ગોદમાં હતાં એ વાતથી આ દુઃખમાં પણ કંઇક શીતળતા, કંઇક શાંતિ, કંઇક આનંદ, કંઈક રમણિયતા, કંઇક મીઠાશ, અને કંઇક માધુર્ય તેઓ અનુભવી શકતાં.

" કાન્ત ! મારા..."

" લીલા ! મારાથી એ વાત નથી કહી શકાતી."

પારધીના તીક્ષ્ણુ તીરથી જીગર વીંધાઇ જવાથી નાજુક હરણીને જે દુઃખ થાય તેના કરતાં રમાકાન્તને આટલું બોલતાં વીશેષ દુઃખ થયું. "દુઃખ" કોને કહે છે તે તેણે આજે પહેલાંજ જાણ્યું. તે બળવાન અને ધીરજવાન હોવા છતાં પણ આ દુઃખ સહી શકયો નહિ.

લીલા તેની છેક નજીક હતી.

"કાન્ત !—"રમાકાન્તની ગરદનની આસપાસ પોતાના નાજુક કમળ દાંડી જેવા કોમળ કરો વીંટાળી લીલા બોલી.

"કાન્ત !..." કહી 'કાન્ત'ની આંખોમાં આંખો મેળવવાનો લીલા પ્રયાસ કરવા લાગી. લીલામાં કોણુ જાણે આ હીંમત કયાંથી આવી તે રમાકાન્ત સમજી શકયો નહિ. તેના કરસ્પર્શથી ચંદન લેપન કરતાં પણુ અધીક શીતળતા રમાકાન્તને પ્રાપ્ત થઇ. લીલાના સુખકર સ્પર્શથી, તેની વાણીની મીઠાશથી, તેનાં નયનોની નેહભરી મસ્તીથી, રમાકાન્તને આ જગત્‌ની કોઇ દીવ્ય—અજબ—સતાધીશ શક્તિનો અનુભવ થયો. હૃદયમાં શોક હતો પણુ તે આ સુખ આગળ નજીવો જણાયો. પ્રેમાળ લલનાના પ્રેમની જાદુઇ જાળમાં તે એવો બંધાઇ ગયો—લીલાની જાદુભરી આંખોના જાદુથી એવો અંજાઇ ગયો કે બે ઘડી જગત્‌ને ભૂલી ગયો અને કોઈ મીઠી દુનીઆનાં મીઠાં સુખો ભોગવવામાં લીન થયો.

"કાન્ત ! ..." લીલા બોલી.

રમાકાન્તને બોલવાની ફરજ પડી.

"શું કહે છે ?"

"કાન્ત !......"

લીલાનાં નયનની દિવ્ય શક્તિએ રમાકાન્તપર સંપૂર્ણ વિજય મેળવ્યો—નેત્રના ચાળા વધ્યા અને રમાકાન્તને સ્મીત હાસ્ય કરવાની ફરજ પડી.

"કેમ હવે બોલવું છે કે મસ્તી કરવી છે ?"

લીલા હસી પડી.

"કેમ ગભરાઈ ગયાં ? આટલુંએ ન સહેવાયું ?"

રમાકાન્ત મૌન રહ્યો.

"સઘળા ગ્રેજ્યુએટો તમારા જેવા પોચાં હૃદયનાંજ કે? "

રમાકાન્ત કંઈક શરમાયો; લીલાની વકતૃત્વતાથી આનંદ પામ્યો—હસ્યો–લીલાના કોમળ કપોલો પર ધીમેથી એક પ્રેમભીના હાથનો ટકોરો માર્યો અને બોલ્યો.

"સઘળી સ્ત્રીઓ આટલી બધી ક્રૂર હોય કે ? "

"ક્રૂર કેમ ગણાઈ કોમળ સ્ત્રી જાતી, કાન્ત?'

'અમને નરમ કરે તેથી.'

'તમને કોણ ફરજ પાડે છે, મોહવશ બનવા!–'

"તમારાં કાતીલ નયનો!—

'મારાં નયન કાતીલ છે, કાન્ત?'

'ના...ના...'

ઉભય હસી પડયાં.

"કાન્ત! શું આ મનોહર કાન્ત સદા મારાજ રહેશે?"

'ત્યારે શું હજી તને મારાપર શંકા છે ?'

'નહિ......પણ......'

"પણ શું લીલું ?"

"તમે મને ચાહો છો ?"

"મ્હોડે કહાવ્યાથી ચાહની પ્રતીતિ મળે છે?"

"મારામાં વિશ્વાસ છે ?"

"ખચિતજ."

"ત્યારે મને ન કહો, કાન્ત!"

"શું?"

"તમારા શોકનું કારણ?"

"કાંઇ નથી"

"તો શા માટે દુઃખી થાવ છો ?"

" સ્હેજ. "

"કેમ સહેજ ? શું મારાથી છૂપાવશો ?"

"નહિ–છૂપાવવાની ઈચ્છા નથી; પણ મને તેમ કરવાની ફરજ પડે છે, લીલુ !–"

"શું મારાપર વિશ્વાસ નથી ?"

"લીલુ ! નજીવી વાતને ગંભીર ના બનાવ, "

"ત્યારે મને કહો–તમારો શોક..."

"તું આજે હઠીલી થઇ છે. "

"હા... મારે જાણવુંજ છે. "

"મારો શોક જાણવાથી તને લાભ નથી. "

"છતાં હું જાણવા માગું છું."

"તે જાણી તું દુઃખી થઇશ, લીલા !"

"મારા કાન્તને જેથી દુઃખ થાય તેમાં મારે કંઈક ભાગ તો લેવોજ જોઇએને !"

"લીલુ ! હઠ છોડી ન દે ?"

"કાન્ત ! મને ક્ષમા કરો પણ મારાથી આપનો શોક નથી જોઇ શકાતો."

"શું જાણવુંજ છે, લીલુ ? તને તેથી આઘાત થશે."

"ભલે થાય."

"શું તને દુઃખી થવાનું ગમે છે ?–"

"હા–"

"લીલા ! તું કેવી હઠીલી છે ?–"

"નહિ–કાન્ત ! તમે એમ ના બોલો–હું હઠીલી નથી–મને દુઃખી થવું પણ ગમતું નથી–છતાં જે વાતથી તમારાં કોમળ અંતઃકરણમાં આઘાત થતો હોય તે વાત તો મારે જાણવીજ જોઇએ વળી ! "

"એથી તું દુઃખી થઈશ, લીલા !–"

"તે તો તમે મને પ્રથમથીજ કહ્યું છે–"

"છતાં–"

"છતાં મારે જાણવું છે–"

"એમ દુ:ખી થવાથી-તારી સુકુમાર દેહ લતા કરમાઇ જશે, લીલુ—"

"પ્રેમીના પ્રેમની મીઠાશ અનુભવતાં દુ:ખ સહેવામાં પણુ મઝા છે, કાન્ત!"

"દુ:ખ ઘણું કાતીલ ઝેર છે, લીલા!—"

"અને એવા વિષમ દુ:ખનું પ્રથક્કરણુ કરવાની પણુ જરૂર છે, કાન્ત!—"

'જીવન વસંતકાળમાં શા માટે દુ:ખી થવું જોઇએ?—'

'જીવન સાથી દુ:ખી છે તેથી—'

'દુ:ખ શું છે તે તું જાણે છે, લીલા?—'

'માતા-પીતાનું મરણુ એ શું દુ:ખ ન ગણુાય, વ્હાલા?—'

'એ ઘણુંજ કાતીલ દુ:ખ હતું—'

"અને તે મેં ન્હોતું સહ્યું?"

"તું ઘણી સહનશીલ છે."

"હા—અને એ સહનશીલતા મને વધુ દુ:ખ સહેવા શક્તિવાન બનાવશે."

"પણુ હવે મારે તને વધુ દુ:ખી નથી બનાવવી—"

"આપ મને આપના દુ:ખમાં ભાગ ન લેવા દેશો તો તમારૂ દુ:ખ જાણુવાથી મને જે દુ:ખ થશે, તેના કરતાં ન જાણુવાથી સોગણું વધુ દુ:ખ થશે, કાન્ત!—"

"તું આમ વકીલની માફક તકરાર કરતાં કયાં શીખી, લીલુ?—"

"તમારા પ્રેમની નિશાળમાં—" બન્ને હસ્યાં.

એક પળ મૌનતાએ રાજ્ય ચલાવ્યું.

"અરે! પણુ વાત કયાં ઉડાવો છો, પ્રાણુ?—"

લીલાએ મૂળ વિષય છેડયો.

"તું હવે એ દુ:ખ યજ્ઞની પૂર્ણાહૂતિ કર, લીલુ!—"

"હજુ મંત્રાચ્ચાર પૂરા નથી થયા એ યજ્ઞવિધિના, પ્રભુ!—"

"હઠીલી?—"

"હા—હઠીલી—"

"હું નથી કહેવાનો લીલુ ?—"

"કાન્ત ! હવે મને ના ટવળાવો" લીલાએ હઠ કરી—હઠમાં કરૂણ સ્વરે વિનંતી પણ કરી અને લીલાના નયનની મસ્તીએ આખરે રમાકાન્ત મહાત થયો.

"લીલા ! તને ઓછું આવે—માઠું લાગે એવું હું સ્વપ્ને પણ કલ્પું નહિ. પણ લીલા ! જગત્—જગત્નો ચોક્કસ વર્ગ જે બોલે છે, જગત્ના ગુમાની તવંગરો જે ધારે છે તેથી તને ઓછું આવશે-તું દુઃખી થાશિ."

"ગમે તે હશે—ચાહે મારા હૃદયના એ વાતથી ચીરા થઇ જતા હશે તો પણ મને કહો-આપના દુઃખમાં આપની આ અભાગણી દારાને પણ ભાગ લેવા દો !"

"લીલુ ! જ્યારે તું હઠ કરે છે ત્યારે કહું છું. હું નથી માનતો, મારૂં અંતર નથી માનતું, મારા હૃદયમાં વસેલા પરમાત્મા નથી માનતો પણ જગત્ માને છે—જગત્નો આંધળો વર્ગ માને છે તે હું તને કહું છું. તું રંક છે, નિરાધાર છે, કંગાળ છે, પણ સદ્ગુણી છે. તારામાં રૂપ અને ગુણરૂપી મધુર સુગંધ છે. તારા સદ્ગુણો અને રૂપના મીશ્રણથી સોનામાં સુગંધ મળી છે, છતાં ધનના મદથી છકી ગયેલા કેટલાક શ્રીમંતો પોતાની આંધળી આંખોએ એ જોઇ શકતા નથી. તું સદ્ગુણી, સારા સંસ્કારવાળી અને ઉંચા કુળની છે; છતાં મારી નહિ—જગત્ના દયાળુ સજ્જનોની નહિ—પણ જગત્ના ડોળઘાલુ, દાંભીક,લક્ષ્મીના મદથી છકીગયેલા, પોતાના સુખવૈભવને સદા ટકી રહેનારા માનનારા, દુનીઆના ગુમાની શ્રીમંતો જે માને છે તે હું તને કહું છું. ઉચ્ચ કુળની છે; પણ રંક છે અને એ ગુમાની શ્રીમંતો રંકોને હલકા કુળની કહેવામાંજ પોતાના જીવનની સફળતા માને છે. મારી માતા દયાળુ છે—તે ગરિબોને ધીક્કારનારી નથી છતાં તેણી આપણાં લગ્ન પસંદ કરશે કે કેમ તે એક ગંભીર સવાલ છે."

"પણ તેનું કારણ, મારા લવ?—"

"તું ઉતાવળી ન થા, લીલુ !"

"મારી ધીરજ હવે ખૂટી ગઈ છે. વ્હાલા !"

"મારી લીલા ! મારી માતા દયાળુ છે છતાં ધનવાન છે. મારા પીતાના શીલ તથા ધર્મની આજ્ઞા પ્રમાણે તેમની આજ્ઞા પાળવા હું બંધાયેલો છું. અમે શ્રીમંત છીએ અને મારી માતા મારાં લગ્ન કોઇ અમારા જેવાજ શ્રીમંત કુળની કન્યા સાથે કરવા ચાહે એ સ્વભાવિકજ છે. તારે આથી ડરવાનું નથી, શરમાવાનું નથી કે સંકોચાવાનું નથી. જો તું મને ચાહતી હોય, મારે માટે કાંઇપણ લાગણી ધરાવતી હોય તો આથી દુઃખી થઇશ નહી. તેં પૂછ્યું અને મેં કહ્યું. મારી માતા ભલી છે. છતાં શ્રીમંતાઇના ચેપથી નીરાળી નથી. હું એક જાગીરદાર છું—તું એક નિરાધાર રંક બાળા છે અને તેથી શું "રમાકાન્તને કન્યા ન મળી કે આવી કંગાળ છોકરીને પરણ્યો" એવો કટાક્ષ મારી માતા જગત્‌ને મ્હોડેથી સાંભળવા અશક્ત છે. આ ખ્યાલે મને દીવાનો બનાવ્યો છે. માતાને દુઃખી કરવી એ એક અસહ્ય વેદના છે જ્યારે તને તજવી એ આ દેહમાંથી પ્રાણ ગયા પછી બની શકે એવું કામ છે. લીલે ! આ તારા અભાગી કાન્તની શોકમય દશાનું મૂળ કારણ ?" રમાકાન્ત અત્રે રડી પડ્યો.

લીલાના કાનોએ આ સઘળું એકચીતે સાંભળ્યું અને હૃદય બળીને ખાખ થઇ ગયું. જગત્‌ના શ્રીમંતોની નજરમાં પોતે તદન નીરૂપયોગી અને હલકી છે એવું થયું. જગતના સરોવરમાં કેવા કેવા રંગોથી તેને રંગાવાનું છે તેનું કંઇક ચિત્ર લીલાની નજરે સામે આ વાતચીતથી રજુ થયું.

"શું સઘળા શ્રીમંતો આવા વિચારના છે ?—"

"નહિ. સઘળા નહિ તોપણ મોટો ભાગ એવો ખરો. લક્ષ્મી ચીજજ એવી છે, લીલુ ! જે લક્ષ્મીને પરણ્યો ત્યાં તેનો ભાઇ અહંકાર ખરોજ; અને લક્ષ્મીને પરણી પોતાના સાળા અહંકારને જે માન ન આપે તેને તો કોઈ વીરલોજ જાણવો—"

"કાન્ત ! તમારા સુખને માટે, તમારી માતાની શાન્તિ માટે, તથા તમે કહેલા જગત્‌ના ડોળઘાલુ વર્ગના હર્ષ માટે હું તમને તમે આપેલાં વચનમાંથી છુટા કરીશ."

લીલાએ આર્ત સ્વરે કહ્યું.

"લીલા ! આ તું શું બોલે છે ? મેં ધાર્યું હતુંજ કે તને

ઓછું આવશે. તું દુઃખી થઇશ. લીલા ! મેં તને જગતના વિચારો જણાવ્યા—મારા નહિ. લીલા ! મને ગેરઈનસાફ ના કર. હું તારો છું-તું મારી થા—હું મારી માતાને સમજાવીશ."

" અને ન માન્યું તો ?"

' તોપણ હું તને મારી કરીશ. તને મેળવવા મારા પ્રાણનો પણ ભોગ આપીશ. '

"નીચતાની આટલી હદે અને સ્વાર્થની આટલી ટોંચે હજી હું પહોંચી નથી. તમારા સુખમાં સુખ માનીશ. તમને સુખી જોઇ સુખી રહીશ. અને તેથી કોઇ લાયક લલનાને પરણી સુખી થાવ—" લીલાએ ઉદારતા બતાવી.

"લીલા ! જો તું મારાજ સુખમાં સુખી હોય તો મારી થા!"

" હું તો આપનીજ છું, કાન્ત !—"

" મને જો શાન્તિ આપવા ચાહતી હોય તો આવું ન બોલ, લીલા !—"

" હું નહિ બોલું આપને સુખી જોવા કાન્ત ! પણ આખરે જૂદાઇ..."

"નહિ—હું તારી જૂદાઈ નહિ સહી શકું."

"ન સહો પણ સહેવાની ફરજ પડશે."

" એવી ફરજને હું ગણકારૂં એવો નથી, લીલુ !—"

" છતાં પ્રેમ અને જગતની માન્યતા વચ્ચેની લડાઇમાં આખરે જગતની બહુમતિનો વિજય થશે—"

" શું મારાપર એટલો પણ ભરોસો નથી ?"

" મારા કાન્ત ! આપને મેં મારૂં જીવન અર્પણ કર્યું છે છતાં મને કહેવા દો કે જગત્ પ્રેમીઓને સુખી થયેલા જોઇ શકે એટલું ઉદાર અને ભીની લાગણીનું નથી—"

" શું પ્રેમ જેવી દિવ્ય વસ્તુ જગતકર્તાએ પેદા કરી તો પછી તેમાંની મીઠાશ તે છીનવી લેતો હશે ?—"

"તવારીખ તેવુંજ કહે છે—"

" ફરહાદ અને શીરીંના દુઃખી પ્રેમજીવનો આપણે યાદ કરવાનાં નથી, લીલા—"

" કારણ ?—"

"કારણ કે તેમની સામે કુદરત હતી—"

"આપણી સામે તમારી માતા અને આખું જગત્ છે."

"તેમને આપણે જીતીશું—"

"એ મહા વિકટ છે—"

"પ્રેમમાં શું એટલી પણ શક્તિ નથી—"

"એવી શક્તિ કવિઓની કલમમાંજ શમાઇ રહી છે, કાન્ત !—"

"પ્રેમીઓના જીવન સ્વર્ગીય છે, લીલુ !—"

"અને એજ જીવન જીવનારાઓના જીવનનો પાયો આંસુઓથી સીંચાયો છે, કાન્ત !—"

"એવા આંસુઓ પાડવામાં પણ શું આનંદ નથી?—"

"અને એજ આનન્દ આપનાર અશ્રુઓ શું કોઇ વેળા જીવનનો નાશ કરી દેતા નથી ?"

"જીવનસખી ! તું ઘણી અધીરી છે."

"નહિ કાન્ત ! મ્હારૂં હૃદય તેવું નથી—પણ મને એવા ભયંકર ભવિષ્યનાં દર્શન થાય છે કે જેની યાદજ મારા અંતઃકરણને ચીરી નાખે છે."

"લીલા ! આ વાતને ન ભૂલે ?—"

"ભૂલી જઇશ-તમને સુખી કરવા—આનંદ આપવા-પણ આખરે જૂદાઇ—"

"નહિ—એવી જૂદાઇ નથી આવવાની—"

"જગત્ નડશે—"

"પણ હું જગત્‌ને શરણ નથી થવાનો—"

"તમને ફરજ પડશે—"

"ત્યારની વાત ત્યારે લીલુ !—પણ હમણાં તો એકવાર કહે કે, "હું તમારી છું—"

"હું તો આપનીજ કાન્ત !—"

"બસ !—મને સ્વર્ગ મળ્યું !—"

રમાકાન્તે લીલાના અધરપર રહેલું મીઠું અમૃત પીધું.

---

# પ્રકરણ ૧૧ મું.

## દુ:ખદરિયામાં.

" Happiness is but a dream and sorrow is real. "
Notaire.

ગયા પ્રકરણમાં વર્ણવેલા દિલગીરી ભરેલા બનાવ પછી બે ચાર દિવસ વહી ગયા. સુરતમાં પ્લેગ વધ્યો—ભયંકર રીતે વધ્યો. મરકીના દુષ્ટ રોગે ઘણું ભયાનક સ્વરૂપ ધારણ કર્યું. આખાં સુરતમાં હાહાકાર થઈ રહ્યો. સઘળે ત્રાસ વર્તી રહ્યો. ભયંકર સ્વરૂપ ધારણ કરી જાણે કઠોર મૃત્યુ દેવી લોહીની તરસી થઇ, માણસોનો ભોગ લેવા આમથી તેમ ભમતી હોય તેવો હૃદયદ્રાવક દેખાવ સઘળે થઇ રહ્યો. પ્રભાકરનાં તેજસ્વી કિર્ણો પૃથ્વીપર પથરાતાંજ હજારો મનુષ્યો આ કાતીલ રોગના પંઝામાં સપડાતા અને અસ્ત પામતા દિનકરના તેજનો નાશ થવા સાથ આ જગત્માંથી સદાને માટે નાશ પામતાં ! અનેક રંક કુટુંબોના પાલનહારો પોતાની યુવાન આશાભરી જીંદગાની તજી—જગત્નાં કાંઇપણ મીઠાં સુખનો લ્હાવો લીધા વિના, દુ:ખી દીલે આ ફાની દુનિયાને છેલ્લાં પ્રણામ કરી જયાંથી આવ્યાં હતાં ત્યાં ચાલ્યા જતાં ! અનેક પ્રેમાળ પતિઓ પોતાના પ્રાણ કરતાં પણ વધારે વ્હાલી પ્રિયાને વિધવા બનાવી, રખડતી, રવડતી, નિરાધાર હાલતમાં, કરૂણાજનક વિલાપ કરતી, આંસુનો દરિયાવ રેડતી હાલતમાં દયાહીન થઇ, તજી જતા. જ્યારે તે પ્રેમી પતિના શરીરમાં ચેતન હતું ત્યારે તે જેને માટે આકાશ પાતાળ એક કરતો, ગગનમાંના તારા જેને માટે તોડી લાવવા તૈયાર થતો, તેજ અત્યારે દયાહીન થઇ પોતાની વ્હાલી પ્રિયાને સદાને માટે ત્યાગી જતો. આવી રીતે જગત અને જગત્નાં વ્હાલાંઓને ત્યાગી જવા તૈયાર થયલાંને કોઇપણ પ્રકારની ભીની લાગણીઓ હોતી નથી, કારણ કે પંચભૂતના ખાકી પૂતળાનો નાશ થતાંજ આવી સઘળી ભીની અને સહૃદય લાગણીઓનો પણ અંત આવી

જાય છે.

માતાની માયાળુ ગોદમાંથી એક પળ પણ વિખૂટું ન પડતું જે નાનકડું દુધમલ બાળક તે પોતાની વ્હાલી જનુનીને છોડી ચાલી જતું. જે માતા પોતાનાં વ્હાલા ભુલકાંને એક પળ ન જોતાં ગાંડી થતી–દીવાની થતી–જગતનું ભાન ભૂલી જતી તેજ માતા દયાહીન બની પોતાનાં પ્યારાં બાલુડાંઓને કકળાટ કરતાં મૂકી નમાયા કરી જતી. અનેક આબરૂદાર રંક કુટુંબો આ જાલમ પ્લેગથી પાયમાલ થયા–દુઃખી થયા–સદાના નાશ પામ્યા–જગતમાં હતાં ન હતાં થઇ ગયાં. અનેક ધનવાનો જે ધન અત્યંત મહેનતથી, દેહને દુઃખ દઇને ભેગું કર્યું હતું, જેના વડે પોતાના ઘરને રાજમહેલ જેવું રમણિય બનાવ્યું હતું, જેને લીધે તિલોતમા જેવી સુકુમાર, સૌંદર્યવતી, અને નવયુવાન રમણીથી પોતાના ઘરની શોભા વધારી હતી, જેની મુછના વાળપર લાખો રૂપીયાની ધીરધાર થતી તેવા શ્રીમંતો પણ સર્વ માલમીલકત, વાડીવજીફા, ઘરબાર, પુત્રપરિવાર, મીત્રમંડળ, તથા એક પળ પણ ન ચાલી શકે જેના વિના એવી પ્રેમાળ–યૌવન–ઉદ્યાનની સુમધુર–સુકોમળ સુલલિત કલિ જેવી કોમળ જીવનસખી વિગેરે સર્વને છોડી ખાલી હાથે આ જગતમાંથી ચાલી ગયા–નાશ પામ્યા–પ્લેગના પંઝામાં સપડાયા !

પ્રિય વાંચક? આ ભયંકર દશાનું વર્ણન કરવા અમારી કલમ કેવળ અસમર્થ છે. જો એક હજાર કલમો એક હાથે પકડવા અને તેથી એકીવેળા લખવાની અજબ શક્તિ કોઈ ધરાવતું હોય–તથા સર્વ સમર્થ લેખકોની શક્તિ પોતાનામાં એકઠી કરવાની દૈવી કલા કોઇ જાણતું હોય તોપણ આ દુઃખી બનાવ સંપૂર્ણ ચીતરવા અસમર્થ ગણાય ! એ નાશકારક મરકીએ અનેક પ્રેમાલ સુંદરીને પતિ વિનાની કરી જીવતી બાળી મૂકી. અનેક રંકોને નિરાધાર બનાવી જીવતા મારી મૂકયા. અનેક નાદાન બાળકોને માતપિતા વિનાના કરી ભૂખ અને તરસથી રીબાવી માર્યાં. અનેક આશાભર્યા જીવોની જુવાન જીંદગીમાં ઝેર રેડયું. અનેક સુખી જીવોના સુખી સ્વપ્નાઓ હવામાં મીલાવી દીધાં. જ્યાં હજારો પ્રેમી પંખીડાઓ મધુર કીલકીલાટ કરતાં ત્યાં સ્મશાન જેવી ગંભીર શાંતિ પથરાઇ.

જ્યાં સાંજ પડતાં હજારો દિપકોનો પ્રકાશ સૂર્યાસ્તનું વિસ્મરણ કરાવતો ત્યાં ઘોર અન્ધકારનું સામ્રાજ્ય વ્યાપ્યું. જ્યાં મનોહરતી હતી ત્યાંનું વાતાવરણ શોકભર્યું અને ઝેરી બન્યું. જ્યાં સુખનું સામ્રાજ્ય હતું ત્યાં દુ:ખની સતા જામી ગઇ, જ્યાં આનંદ વૈભવ થતો ત્યાં રૂદન—કલ્પાંત અને માહેતમનાં કરૂણ અવાજો સંભળાવા લાગ્યા. જ્યાં મધુરકંઠી કોયલ જેવા કિન્નર કંઠની યૌવન મસ્ત અને સૌન્દર્યજડિત યૌવના પોતાના સુમધુર કંઠથી પોતાના હૃદયેશ્વરને રીઝવતી ત્યાં સંગિતની જગ્યાએ રાજીઆની દુ:ખપૂર્ણ રડીઓ ગવાવા લાગી.

સુરતની અત્યારે આવી દશા હતી. વખતના ચક્રની એક મજબુત ઝપટથી સુરત અત્યારે ઝપટાયું હતુ. યમરાજાના ભયંકર દૂતોને સુરતે આમંત્રણ કર્યું હતું અને જાણે જગતનો નાશ કરવા માટે ઉમાપતિએ પોતાનું ત્રીજું નેત્ર ઉઘાડયું હોય અને તેની ઝાળથી સુરત જળી જતું હોય તેવો દીલ કમ્પાવનારો દેખાવ જ્યાં ત્યાં નજરે પડતો હતો.

આવા સમયમાં—આવા ભયંકર વખતમાં રમાકાન્ત જેવો કરોડપતિ પ્રેમમંત્ર ભણતો હતો. લીલા તેની ગુરૂ હતી. આખું જગત્ જેને છોડવાની ઇચ્છા કરતું એવા ભયંકર સુરત શહેરમાં રમાકાન્ત નિર્ભય દીલે પડયો રહ્યો હતો. વિના ડરે સુરતના ગીચ ગંદા મહોલ્લાઓમાં તે રખડતો—દુ:ખીઓને જોઇ દાઝી જતો—કાંકરા પેરે પૈસા વેરતો—પોતાની તીજોરીનું તળિયું દેખાય તેની તેને ચિંતા નહોતી પણ જગતનું કોઇપણ પ્રાણી દુ:ખી થાય એ તેનાથી જોઇ શકાતું નહિ.

રમાકાન્તનો પ્રાઇવેટ સેક્રેટરી તેનીજ જ્ઞાતિનો એક કેળવાયલો યુવાન હતો. રજનીકાન્ત ચંચળ અને પ્રવીણ હતો તથા રમાકાન્તનો સમોવડીયો અને સહાધ્યાયી હતો. રમાકાન્તનો તે માનીતો હતો. બાળપણથીજ બંનેને મિત્રાચારી બંધાઈ અને દિનપ્રતિદિન તે ગાઢ થતી ગઇ. રમાકાન્તના હાથમાં સત્તા આવી અને મિત્રની મિત્રતા વધારવા, મિત્રને સુખી કરવા, તેની સાથનો સંબંધ ગાઢ કરવા તેણે રજનીકાન્તને પોતાનો પ્રાઇવેટ સેક્રેટરી બનાવ્યો. રજનીકાન્તે પોતાની ચંચળતાથી રમાકાન્તને પૂરતો સંતોષ આપ્યો.

રમાકાન્તની સર્વે ઈચ્છાઓ યોગ્ય રીતે પાર પાડી. ઘણીવાર કીમતી સલાહ આપી મીલકતમાં વધારો કર્યો અને થોડાજ વખતમાં તે રમાકાન્તનો જમણો હાથ થઇ પડયો.

તેની ખરી કસોટી આ સમયમાં થઈ. તે પોતાના પ્રાણની પરવાહ કર્યા વિના પ્લેગવાળા લતામાં રખડતો. દરેકેદરેક દુઃખીઓને દિલાસો દેતો પ્લેગની ભયંકરતા રમાકાન્તની ઉદારતાથી કંઇક ઓછી થઇ—નહિ તો સુરતની શી દશા થાત તેની કલ્પનાજ થઇ શકતી નથી.

લીલાનું શું કરવું એ વિચારમાં રમાકાન્ત ગુંચવાયો. આણું રોડ લઇ જવી કે કેમ એ વિષે ગંભીર ગુંચવારો થયો. માતાને શું જવાબ દેવો એ એક ગંભીર સવાલ થઇ પડયો.

“ રજનીકાન્ત ! ! તું કંઇ સલાહ આપશે ? ”

“ શાને માટે ?” રજનીકાન્ત બોલ્યો. લીલા નજીકજ હતી.

“ મારી લીલા માટે. ”

“ બહેન લીલાવતીને આપ ચાહો છો ?”

“ હા—પણ આજ વળી વિવેક કયાંથી શીખી આવ્યો ? ‘આપ’ એટલે શું ?”

“ વારૂ, હવે નહિ બોલું—એ માટે મને માફ કર. ”

“ હશે,—ચાલ. બોલ, મારે મારી લીલાનું શું કરવું.? ”

“ જ્યારે તું એને ચાહે છે તો પરણ અને સુખી થા. ”

“ પણ જગત્......”

“ જગત્ જહાનમમાં જાય. જગત્‌ની પરવાહ તારે શા માટે કરવી જોઇએ ? દુનીઆ ભલે ગમે તેમ બોલે. “ રાજાને ગમી તે રાણી—ને દાણા વીણતી આણી. ” તારા જેવો એક કેળવાયેલો યુવાન “ જગત્ જગત્ ” કરી પોતાની જીંદગીને કચડી નાખે, તારા યુવાન જીવનમાં ઝેર રેડે, અને જગત્‌ને લીધે તારી આશાભરી જીંદગી પાયમાલ કરે એ કેટલું દિલગીરીભર્યું ? જગત્‌ને મોંઢે ઢાંકણુ નથી. બે દિવસ બોલીને રહી જશે. વળી કોની મકદૂર છે કે તારા જેવા એક પૈસાદાર જાગીરદાર સામે એક હરફ પણ કાઢી શકે ? તું એક નાના સરખા રાજ્યનો રાજા છે... ”

" શું માતુશ્રી આ લગ્ન પસંદ કરશે? "

" શા માટે નહિ ? લીલા જેવી રૂપ ગુણવાળી કન્યા શું તારી માતાને ન ગમે ?"

" ઇશ્વર ઇચ્છા બલિયસી: જે થનાર હશે તે થશે."

" ત્યારે આગળથીજ શા માટે નાહાક દુ:ખી થાય છે? "

" પાણી પહેલાં પાજ બાંધવી એમ ડાહ્યા માણસો કહે છે."

" પણ પ્રેમના માર્ગમાં નહિ. જગતનાં બીજાં કામોમાં એવું કર્યા કરજે. તારા સુખને માટે તું ગમે તે કરી શકે. "

" વારૂ, ત્યારે લીલાને લઇ આણુ જાઉં ?"

" હા—"

" અને માતુશ્રી પૂછે તો."

" તો શું ? કહેવું કે આ કન્યાને હું ચાહું છું. "

આ વાત થાય છે ત્યાં તારઑફીસનો પટાવાળો આવ્યો, અને રમાકાન્તના હાથમાં તાર મૂકયો. રજનીકાન્તે સહી કરી આપી. તાર નીચે મુજબ હતો:—

" રમાકાન્ત, એકદમ આવી રહે—આ તાર વાંચી એક પળ પણ ના થોભીશ. લક્ષ્મીબાઈ.

" હમણાં કઇ ટ્રેન હાથ આવશે ?" રમાકાન્તે પૂછયું.

" ચાર કલાક સુધી ટ્રેન મળે એમ નથી. "

" એ ટ્રેનમાં જઈશ—તમે તૈયાર થઇ રહેજો. "

" મારાથી અવાય એમ નથી. "

" કારણ ?"

" કેમ ભૂલી ગયો ? ઘણાં દુ:ખીઓને સહાય કરવાની છે. મારી ફરજ હજી પૂરી થઇ નથી. "

" હા—હુંજ અભાગી કે જવા તૈયાર થયો. રજનીકાન્ત ! જા—તાર કર કે અવાય એમ નથી. "

રજનીકાન્ત સ્ટેશનપર ગયો અને તાર કર્યો.

રમાકાન્તને આનંદ થયો. લીલા પણ હર્ષ પામી.

* * * *

પ્રાતઃકાળનો વખત હતો. પ્રભાતનો બાલક સૂર્ય પોતાના મોહક કિરણોથી મનુષ્ય હૃદયમાં આનંદ અને ઉત્સાહ પ્રેરી રહ્યો હતો. રમાકાન્તની રજા લઇ રજનીકાન્ત શહેરમાં ફરવા નીકળ્યો. મોટા રસ્તાપરથી માર્ગ કાપતાં તે ઝડપી વેગે જતો હતો તેવામાં તેની નજરે એક ગાડી પડી. ગાડીમાં બેઠેલી એક વૃદ્ધા તરફ નજર ગઈ અને ચમકયો. તે લક્ષ્મીબાઇ હતાં. રમાકાન્ત ન આવવાથી અધીરી માતા દોડતી પોતાના પ્યારા પુત્રને મળવા—તેડવા આવી હતી. લક્ષ્મીબાઈની નજર પણ રજનીકાન્તપર પડી અને ગાડી થોભાવી. રજનીકાન્તે પ્રણામ કર્યા પણ તેનો સ્વીકાર કરવાની શકિત અને સમય લક્ષ્મીબાઇ પાસે નહોતાં.

" મારો રમણ કયાં ?" અધીરી માતા બોલી.

" માજી ? ભાઈ સહીસલામત છે. "

" પણ કયાં છે ? તેની પાસે મને લઇ જા."

" ચાલો. "

ગાડી પાછી ફરી.

"કેમ ? એમ કેમ ? આપણા બંગલા તરફ......"

" નહિ—અમે સઘળાં તો એક ગરિબના ઘરમાં રહીએ છીએ."

" શા માટે ?"

" ભાઇની મરજીથી. "

" ચાલ—ચાલ—જલદી હાંક, "

કલાકના સો માઈલની ઝડપે ગાડી ચાલત તો પણ લક્ષ્મીબાઇને ધીમી લાગત.

થોડી વારમાં તેઓ લીલાના ઘર આગળ આવી પહોંચ્યાં. રમાકાન્ત અને લીલા ઘરમાં હતાં. પ્રેમની મીઠી મીઠી વાતો કરતાં હતાં! રસરાજની દૈવી સત્તાને તાબે થતાં હતાં. આનંદની લહેરમાં ડોલા ખાતાં—હર્ષ હીંડોળે હીંચતાં હતાં.

ગાઠી ઉભી રહી અને લક્ષ્મીબાઇ ઝડપી વેગે ઘરમાં ગયાં. ત્યાં મનહર "લવસીન" નજરે પડયો. સ્વપ્ને પણ ધાર્યું નહોતું તે નજર સામે જોયું. રમાકાન્ત ઝંખવાણો પડી ગયો. લીલા શરમાઇ ગઇ તોપણ હીંમત ધરી માતાને પ્રણામ કર્યા. લક્ષ્મીબાઇનો મીજાજ

હાથથી ગયો. પુત્રપર ક્રોધ ઉપજ્યો. આંખોમાંથી ગુસ્સાના અગ્નિના સોળેસોળા નીકળ્યાં.

"રમણ આ શું ?"

રમાકાન્ત કાંઇ બોલ્યો નહિ.

"કેમ બોલતો નથી ? આવા અગત્યના કામ માટે સુરત રહ્યો હતો કે ?" લક્ષ્મીબાઇ ક્રોધ પૂર્ણ સ્વરે બોલ્યાં.

રમાકાન્તથી બોલી નજ શકાયું. લીલા તો દીગમૂઢજ બની ગઇ, જ્યાં બેઠી હતી ત્યાંજ ચ્હોંટી ગઇ. રજનીકાન્ત શું પરિણામ આવશે તે માટે ચિન્તા કરવા લાગ્યો અને લક્ષ્મીબાઈના ભેજાની વરાળ વધુ ને વધુ તપવા લાગી.

"મારા બબ્બે તારાનો તેં તિરસ્કાર કર્યો, મુર્ખ છોકરા—" તરારો થયો.

"સત્તા મળી એટલે સ્વચ્છંદી થયો—તારા પિતાની અને તારા કુલની કીર્તિને તેં કલંક લગાડયું."

રમાકાન્તથી આ ન સહેવાયું.

"મેં કાંઇ અયોગ્ય કામ નથી કર્યું, માતુશ્રી !—"

"ત્યારે આ કોણ છે ?—"

"મારી ભવિષ્યની પત્ની !—"

"કોણે પરણાવી ?—"

"પરણ્યો નથી પણ પસંદ કરી છે."

"તને શું સત્તા છે ?"

"જેની સાથે આખું જીવન ગાળવાનું છે એવી જીવનસખી તો મારે પોતાનેજ પસંદ કરવાની છે."

"મૂર્ખ છોકરા ! તારી માતાની સલાહ લેવાની શું તારી ફરજ ન્હોતી ?—"

"હતી—પણ હું કાંઇ તમારી સંમતી વિના પરણ્યો નથી. માતુશ્રી ! કાંઇ સાહસ થયું હોય તો માફ કરો."

"રમણ ! તારી ડાગળી તો ચસકી નથી ગઇ ?"

"નહી—હું શાણો અને સાવધ છું, માતુશ્રી !—"

“ ત્યારે આ રાં........”

“ કૃપા કરી શાંત રહો—તમે જેને આ નાલાયક વીશેષણ લગાડો છો તે મારી ભવિષ્યની ધર્મપત્ની અને તમારી પુત્રવધુ છે.—”

“ કોના કહેવાથી ?”

“ મારા અંતરના ! શું તમે મારી જીંદગીમાં ઝેર રેડશો ?”

“ નહિ ”

“ ત્યારે ?”

“ હું તને પરણાવીશ. ”

“ પણ હું તો મારી લીલાનેજ પરણીશ. ”

“ તે કદિ પણ નહિ બને. મેં તારી સગાઈ નક્કી કરી છે. એટલાજ કારણે હું તને તાર કરી બોલાવતી હતી. પણ તું આને લઈ બેઠેલો એટલે મારી દરકાર પણ શાનો કરે ? મેં તારા વિવાહ મણીકાન્તની કાન્તા સાથ નક્કી કર્યા છે. ”

લક્ષ્મીબાઇએ બંને પ્રેમીઓનાં અંતઃકરણનાં ચીરા કર્યા. રમાકાન્તને આખું જગત્ અંધકારમય જણાયું.

“ માતુશ્રી ! મેં આ કન્યાને પરણવા વચન આપ્યું છે. ”

“ તારા વચનને જહાનમમાં નાખ—તારે મારી આજ્ઞાને આધીન થવુંજ પડશે. ”

“ માતુશ્રી ! દયા કરો—મને સુખી કરવો હોય તો આટલાં ક્રૂર ના થાવ. ”

“ નહિ—મેં મણીકાન્તને વચન આપ્યું છે—કાન્તા તારી કાગને ડોળે રાહ જોઇ બેઠી છે. તે કેવી રૂપાળી અને ચતુર છે ! રમણ, ગાંડો ના બન ! કાન્તાજ તને ખરૂં સુખ આપશે. કાન્તાજ મારા ઘરમાં દીપશે. ”

“ નહિ, કદીપણ નહિ. મેં જગતમાં લીલાને ચાહી છે અને એજ મારી સુખદાતા છે. ”

“ ત્યારે શું મારૂં કહ્યું ન માને ? તારા પિતાના વીલ પ્રમાણે તું મારી આજ્ઞાને માન આપવા બંધાયલો છે. ”

“ પિતાજીએ પોતાના વીલમાં મારૂં દીલ દુઃખવવાનું તમને ફરમાવ્યું નથી. ”

" ધર્મ—પવિત્ર હિંદુ ધર્મ—પણ માતાની આજ્ઞાને માન આપવાનું દરેક પુત્રને ફરમાવે છે. "

" પણ તે આટલી હદે નહિ. પુત્ર જીવતો મરી જતો હોય, પુત્રની યુવાન જીંદગીમાં ઝેર રેડાતું હોય, પુત્રનું જીવન ધુળમાં મળતું હોય એવી ગંભીર બાબતમાં નહિ...

" રમણ ! તું એક કપૂત છે. "

" નહિ માતુશ્રી ! એટલી હદે હું પહોંચ્યો નથી. મારી લીલા મને તદ્દન લાયક છે. એને પસંદ કરવામાં મેં કાંઇ પણ અયોગ્ય અને ધર્મ વિરૂદ્ધ કામ કર્યું નથી. "

" શું જગત્‌માં તને કન્યા નથી મળતી ? અરે ! એક નહિ પણ એક કરોડ કન્યાઓ તને વરવા એક પગે તૈયાર છે. "

" પૈસાને લીધે—પ્રેમને લીધે નહિ, માતા મારી !—"

" અને આ !—"

" ફકત પ્રેમને માટેજ. "

" તું ભીખારી હોય... "

" તોપણ......"

" એમ કે ? ચાલ. આજથી મારા પતિની મીલકતમાંથી એક દોકડો પણ તને મળશે નહિ. "

" વારૂ..."

" છોકરી ! હવે તું રમાકાન્તને પરણશે કે ?"

" બચીતજ ! મારા 'કાન્ત' એક ભીખારી તો શું પણ કંગાળમાં કંગાળ થઇ જશે તોપણ હું એમનીજ છું." લીલા બોલી.

" રમણ, આ સૌ મ્હોડાનું છે—અંતરનું નહિ. માન, મારૂં કહ્યું માન. મારાં વચનપર પાણી ના ફેરવ. મેં મણીકાન્તને વચન આપ્યું છે, સર્વ તૈયાર છે. અને આવતા વૈશાખ માસમાંજ કાન્તા સાથ તારા લગ્ન કરવા મારો વિચાર છે. ચાલ, જલદી કહે કે તારો છેલ્લો વિચાર શું છે ?"

" માતુશ્રી ! મેં તમને કોઇ વેળા પણ દુભવ્યાં છે?"

" નહિ, પણ અત્યારે તું મારી આજ્ઞાનો એવો ભયંકર અ-

નાદર કરે છે કે જેથી તારી આજ સુધીની માતૃભક્તિપર પાણી ફરે છે.”

“કાન્ત !” રૂદન કરતાં લીલા બોલી.

“આપની માતુશ્રીને સુખી કરવા હું આપને આપના વચનના બંધમાંથી મુક્ત કરૂં છું. જગતમાં કુંવારી રહી, આપના નામનો જાપ જપતી, હું પ્રેમની દીક્ષા લઇ પ્રેમની જોગણ બનીશ અને જગતને પ્રેમના મંત્રો ભણાવી દેવોના દેશમાં આપને મળી સુખી થઇશ.”

“નહિ–નહિ–લીલા ? તું આવું બોલી મારા હૃદયના ચીરા ના કર. મારી માતા દયા કરશેજ. માજી ! દયા–દયા–જો તમે મારા સુખને ઇચ્છતા હો તો લીલા સાથના લગ્નમાં સંમતી આપો–અમને સુખી જોઇ સુખી થાઓ–લીલા મને સર્વે વાતે યોગ્ય છે.”

લક્ષ્મીબાઇ કંઇક પીગળ્યાં પણ પોતાનું વચન યાદ આવતાં પાછાં કઠોર બન્યાં- કઠોરતાનો ઇજારો તેમણે આજે પ્રથમજ રાખ્યો હતો.

“રમણ ! તું ગમે તે પ્રકારે આ રાં...થી છુટો થા. હું એના જેવી એક કંગાળ છોકરી સાથ તને કદિ પણ પરણવા દઇશ નહિ. વળી હું વચનથી બંધાઇ ગઇ છું. આખા આબુરોડ પર તારા અને કાન્તાના લગ્નની વાત ચાલી રહી છે. એક માતા તરિકે હું હુકમ કરૂં છું કે ચાલ, તૈયાર થા–મારી સાથ આબુ ચાલ ......”

“હાય ! ......” રમાકાન્તે નિઃશ્વાસ નાખ્યો. તેનું હૃદય ભરાઇ આવ્યું. આંખોમાંથી પાણીની ધારો ચાલી. લીલાની દશા એથી પણ દુઃખી હતી. રજનીકાન્તને તો શું કરવું તેજ સૂઝતું નહોતું. દયાળુ લક્ષ્મીબાઇ આટલાં બધાં કઠોર થશે એમ કોઇને પણ ખ્યાલ ન્હોતો. રમાકાન્તે ભાખેલું ભવિષ્ય સાચું પડયું અને થોડી વાર પહેલાનું સુખી જોડું દુઃખ દરીઆમાં ડુબી ગયું.

“રમણ, મારી આજ્ઞાને તાબે થાય છે કે ?”

“માતુશ્રી ! કાંઇપણ ઉપાય ? આપની આજ્ઞાને માન આપું છું;

છતાં લીલાને તો મારી જીંદગીનો દીપકજ ગણું છું !"

"એ બંને નહિ બને. જો તારે મને માતા ગણવી હોય તો એને છોડ કાં તો મને છોડ."

"હાય !" રમાકાન્તના જીવનમાં ઝેર રેડાયું.

"માતુશ્રી !" રજનીકાન્ત જેમ તેમ બોલ્યો.

"એમના કોમળ અન્તરપર શા માટે ઘા કરો છો? જ્યારે બંને પરસ્પર પ્રેમથી જોડાયાં છે, તો......"

"ચૂઉઉઉપ!–" લક્ષ્મીબાઇનાં ક્રોધનો ભડકો એકદમ સળગી ઉઠયો. તેમને તેમનું વચન–લીલાનું રંક કૂળ વિગેરે અત્યંત સાલી આવતું અને ખાનદાની મોટાઇ તથા પોતાના વચન આગળ લક્ષ્મીબાઇ પુત્ર તરફનો પ્રેમ પણ ભૂલી ગયાં.

"રમણ! મને વખત થાય છે. એને છોડે છે કે નહિ?"

"નહિ"

"નાદાન છોકરા ! દુઃખી થઇશ !"

"સંકટ સહન કરવા હું શકિતવાન છું, માત !–"

"રમણ ! તું આટલો બધો બેશરમ થશે એવી મને આશા ન્હોતી."

"માજી! તમે આટલાં બધા ક્રૂર થશો એવી મેં વકી રાખી ન્હોતી."

"શું કાન્તા આના કરતાં ઉતરે એમ છે?–"

"ભલે, તમે કાન્તાને સુન્દર ગણતા હો પણ મને મારી લીલાજ ગમે છે. જ્યાં સ્નેહ ત્યાં સર્વ ! મને લીલા શાન્તિ આપશે—કાન્તા નહિ!–"

"તારી માતાની મરજી સાચવવા તું બંધાયલો નથી ?–"

"તમારી મરજીને માન આપવા હું બંધાયલો છું પણ કાન્તા સાથ પરણવા નહિ !"

"કેવું હસવા સરખું ભાષણ? મારી ઇચ્છા તને કાન્તા સાથ પરણેલો જોવાની છે."

"મારે લીલાને પરણવું છે."

"એટલે એમ કે તું મારી આજ્ઞાનો તિરસ્કાર કરે છે!—"

"મને કશું સૂઝ પડતું નથી."

'રમણ! તને આણે કંઇ જાદુ તો નથી કર્યું?"

"માજી! કૃપા કરી એને કલંક ના લગાડો. એ બરફ જેટલી શુદ્ધ છે—બાળક જેટલા નિર્મળ અંતઃકરણની છે—"

'તારી નજરે તને એમજ જણાશે; કારણ કે તું એની સુંદરતાપર મોહ પામ્યો—"

"નહિ? તમે ભુલો છો. હું એના સૌન્દર્યથી લોભાયો નથી. એના રૂપથી ખેંચાયો નથી પણ એના ગુણથી અને એના પ્રેમથી હું એનો ચાહનારો થયો છું"

"મારે તારી વધુ લવરી નથી જોઇતી. મારી સાથ આવે છે કે નહિ?"

"દયા—દયા—માજી ! દયા."

"રમણ! હું તને કાન્તા સાથજ પરણાવીશ. કાન્તાજ મારા ઘરની રાણી થશે. તારી લીલા નહિ. તારે મારૂં કહ્યું માનવુંજ પડશે."

"તો તો આ દેહ નહિ ટકશે, માતા! તમારો રમણ નહિ જીવશે!—"

લક્ષ્મીબાઇ વિચારમાં પડયાં.

"શું વાત આટલી બધી બ્હેકી ગઇ છે? રમણ! તું નફટાઇના શિખરપર પહોંચી ગયો હશે એવું મેં સ્વપ્ને પણ ધાર્યું ન્હોતું. હું તને એક માતા તરીકે આજ્ઞા કરૂં છું કે જો ત્હારામાં લેશ પણ માતૃ પ્રેમ હોય તો બે દિવસમાં આણુ આવજે. એટલા સમયમાં તારી લીલાને તારે ભૂલવીજ પડશે. તારા વિચારો તજવાજ પડશે અને કાન્તાને નહિ પરણવાના તારા અવિચારી નિશ્ચયને રજા આપવીજ પડશે. રજનીકાન્ત! ભાઇને લઇને બે દિવસમાં આણુ રોડ આવી રહેજે. રમણ! જો હું તારી માતા હોઉં તો મારી આજ્ઞા માનજે. નહિ તો હું તારી માતા નહિ અને તું મારો પુત્ર નહિ" આટલું કહી લક્ષ્મીબાઇ કોઇના રોકેલાં રોકાયાં વિના ત્યાંથી એકદમ ચાલ્યાં ગયાં અને આ બાજુ રમાકાન્ત શોકના ઉંડા દરિયામાં ડૂબી ગયો. લીલા અને રજનીકાન્ત પણ તેના ભાગીદાર થયાં.

---

# પ્રકરણ ૧૨ મું.

## આબુમાં.

ગુસ્સામાં ને ગુસ્સામાં લક્ષ્મીબાઇ સ્ટેશનપર આવ્યાં. તેમના હૃદયમાં ક્રોધની ભયંકર હોળી સળગી હતી. ક્રોધની અસર તેમના પર સંપૂર્ણ રીતે જામી ગઇ હતી. તેમની આખી જીંદગીમાં કોઇના પર તેમણે આટલો ક્રોધ કર્યો હોય, કોઇપણ કમનસીબ જીવને તેમણે કદી દૂભ્યો હોય, કોઇના પણ અન્તરના ચીરા કર્યા હોય તો તે કોઇજ નહિ પણ તેમનોજ વ્હાલો પુત્ર રમાકાન્ત હતો. જે રમાકાન્તને તેઓ પોતાનું તન, મન અને ધન ગણતાં, જેને પાણીનું ટીપું લાગતાં શરદી લાગી જશે એવો ભય રાખતાં—જેને સુરજનું કિરણ અડકતાં મગજ ગરમીથી તપી જશે એવી ચિન્તા રાખતાં તેજ રમાકાન્તની જીંદગીમાં ઝેર રેડયું. શ્રીમંતાઇ અને ગરીબાઈ વચ્ચે બીલકૂલ ભેદ ન રાખનારાની માતાએજ તે ભેદ ગણ્યો.

સ્ટેશનપર ટ્રેન આવી પહોંચી ત્યાં સુધી લક્ષ્મીબાઇ વેટીંગ રૂમમાંજ બેસી રહ્યાં. તેટલો સમય રમાકાન્તનો અને લીલાનોજ વિચાર કર્યો. રમાકાન્ત નાફરમાન મનાયો અને તેથી માતાને પુત્ર પર ગુસ્સો ચઢયો.

ક્રોધના આવેશમાં પુત્ર તરફનો પ્રેમ અને માયા લક્ષ્મીબાઇ ભૂલી ગયાં. આ સર્વનું કારણ લીલાજ લાગી. લીલાને દેવાઇ તેટલી ગાળો દીધી. લીલાએ રમાકાન્તને કાંઇ વશીકરણ કર્યું છે એવી શંકા પણ થઈ. લીલા રાક્ષસી છે એવું પણ તે ભરમાયલી માતાએ માન્યું. લીલાને ડાકણ કહેવા પણ લક્ષ્મીબાઇ ચૂક્યાં નહિ. લીલા—પ્રેમાળ-બાળક જેવા સ્વચ્છ અંતઃકરણની લીલાને દુનીઆની અધમમાં અધમ અને નીચમાં નીચ સ્ત્રી ગણતાં પણ લક્ષ્મીબાઇ ડર્યાં નહિ—અચકાયાં નહિ. આવી એક અધમ બાળા સાથે રમાકાન્ત પરણે એ તેમને રૂંવે રૂંવે કોઇ ભાલો ભોંકતું હોય એટલું દુઃખદાયક લાગ્યું. આવી વિચારમાળા ચાલતી હતી, રમાકાન્તનો તિરસ્કાર થતો હતો, લીલાને ન દેવાની ગાળો દેવાતી હતી

ત્યાં ટ્રેન આવી અને લક્ષ્મીબાઇ ગાડીમાં બેઠાં. ટ્રેન ચાલી અને લક્ષ્મીબાઇ પણ ચાલ્યાં.

રમાકાન્ત તો પોતાની માતાના ધાતકી વર્તનથી ડઘાઇ ગયો હતો. તેને પોતાની દેહનું ભાન ન્હોતું. જગત્માંથી તેનો મોહ ઉડી ગયો. લીલા વિના કેમ જીવાય અને માતાની આજ્ઞા કેમ તોડાય એ ગંભીર સવાલ ઉભો થતાં તેનું મન ભ્રમિત થયું. 'લીલા વિના જીવવું નહિ એવો દઢ નિશ્ચય કર્યો; છતાં માતાની આજ્ઞા ન તોડવી એ પણ માનવું પડયું. ઘણો વિચાર કર્યો—મૂઝાયો—અસંખ્ય સુખોનો ભોગવનાર દુઃખના ઉંડા દરિયામાં હોમાયો. લીલા તેની નજીક દુઃખથી દીવાની થઇ અર્ધ બેભાન થઇ ગઇ હતી તેના તરફ કરૂણ—પ્રેમાળ નયને જોઈ રહ્યો.

રમાકાન્તને જો અત્યારે કોઇ ઝેરનો પ્યાલો આપત તો તે ખુશીથી ગટગટાવી જાત. લીલા પણ પિયુ વિરહથી ઝુરી જીવન પૂર્ણ કરવા કરતાં જૂદાઇ વિના જીવનનો અન્ત લાવનાર ઝેરના પ્યાલાને અમૃતજ માનત. જગતની કોઇપણ વસ્તુમાં તેને મોહ રહ્યો ન્હોતો. કોઈપણ ચીજની ઈચ્છા રહી ન્હોતી. તેની વ્હાલી સખી લીલા તેની નજીક હતી. વિરહનું નામ ન્હોતું. એ દિવસમાં આણુ જવાનું હતું. માતાની આજ્ઞા માનવાની હતી. કાન્તાને પરણવાનું હતું. આ સર્વ કાતીલ ઘા સહવા કરતાં વ્હાલી લીલા સાથ આપઘાત કરવાનું સુખપ્રદ લાગ્યું. લીલાને કેમ તજાય? ગંગાને છેલ્લી ઘડીએ આપેલાં વચનમાં સ યતા શું ? જીંદગીમાં પરમાર્થ શું ? દયા શું ? પરમાત્માના દરબારમાં તેનું માન શું ? જગત્ની મહાન સુન્દરતા તેણે ખીલવી, કુદરતની સુંદર માટીમાંથી તેણે દીવ્ય પદાર્થ બનાવ્યો, સંસાર સાગરમાંથી નવનીત તારવી કાઢ્યું, જગત્ની સુંદરતા પર તેણે રોગાન ચઢાવ્યું, અને હવે તેને તજી દેતાં, તેને કેવો કાતીલ જખમ થતો હશે તે તેના જેવી સ્થીતિમાં મૂકાયલાઓજ સારી રીતે સમજી શકે. તે લીલાને પોતાની કરવા, તેની સાથ દુનીઆના મીઠા સુખો—સ્વર્ગીય સુખો ભોગવવા, માટે તેણે જે જે આશા રાખી હતી, જે જે મહાન્ સુખી મનોરથો ઘડયા હતા, "લીલા માટે આ લાવીશ—લીલાને આ પહેરાવીશ—લીલા સાથે આ જગ્યામાં આનંદ કરીશ," એવું એવું જે ધાર્યું"

હતું, એવા એવા જે સુખી સ્વપ્નાં જેઓ જોયા હતાં તે "સ્વપ્ના" તરીકેજ પૂરવાર થયાં–હવામાં બાંધેલા કીલ્લા હવામાંજ મળી ગયા—કમળના પાંદડાં પરનું પાણીનું ટીપું સરી પડયું: થોડા સુખ પાછળ દુઃખનું ધાડું વાદળું જણાયું. માહ મહિનાનું વાદળુ કંઇક વરસ્યું અને શમી ગયું. પ્રેમનો દિવ્ય પાઠ ભણ્યો અને ભૂલી જવાનો વખત આવ્યો. ગંગાને વચન આપી છેલ્લી ઘડીએ સુખી કરી અને હવે તે વચન ભંગ કરી ગંગાના અમર આત્માને દુભવાનો પ્રસંગ આવ્યો. તેની માતાએજ તેના જીવનમાં ઝેર રેડયું. આખા જગત્માં અંધકારજ જણાયો. હૃદય નિરાશ થઈ ગયું અને સંસાર અસાર લાગ્યો.

લીલાની દશા આથી પણ દુઃખી હતી. કાન્તને ચાહવામાં તેણીએ કેવી ગંભીર ભૂલ કરી હતી તે તેણીને હવેજ સમજાયું. તેણી કંગાળ છે, મુફલેસ છે, રંક છે, તેથી જગત્ના ગુમાની શ્રીમંતોની નજરે હલકા કુળની છે એ યાદ આવતાં પોતાની રંક દશાપર તિરસ્કાર આવ્યો. કાન્તને પરણી એક થવું એ એક ભીખારીએ રાજા બનવા જેટલું હસવા સરખું લાગ્યું. કાન્ત સાથ ઓળખાણજ ન હોત, કાન્ત નજરેજ ન પડયો હોત, કાન્તને જોઇ હૃદયમાં પ્રેમ ઉત્પન્ન થયોજ ન હોત તો સારૂં થાત એમ થયું. કાન્તને પોતા માટે કેટલું સહન કરવું પડે છે એ વિચારે કમકમી–દુઃખી થઇ—રડી પડી. કાન્તની દૃઢતા માટે માન પેદા થયું અને પ્રેમનો ઉમળકો આવ્યો.

" કાન્ત !" લીલા બોલી.

" શા માટે દુઃખી થાઓ છો, વ્હાલા ?"

" તારે માટે મારી લીલુ !"

" જગત્ના કેટલા દુઃખીઓ માટે દુઃખી થશો, કાન્ત ?"

" દરેક દુઃખી માટે જેને હું આંખોથી જોઈ શકું."

" જગત્માં એવા કંઇ દુઃખી પડયા છે. એ સર્વ માટે શા માટે દુઃખી થવું જોઇએ."

" આપણુને આપણી પડતીમાં–આપણા દુઃખમાં દિલાસાની જરૂર છે તેથી."

" તમને દિલાસો દેનારા ઘણાં છે."

" હા—પણ જીગરની ખરી લાગણીથી તેમ કરનારાં ઘણાં થોડાં છે."

" એટલે ?"

" એટલે તેઓ મને નહિ પણ મારા પૈસાને દિલાસો દેનારા છે."

" હશે" લીલા બોલી.

રમાકાન્ત રજનીકાન્ત તરફ જોઈ બોલ્યો.

" રજનીકાન્ત ! તારે હવે મૂગાજ રહેવું છે કે?—"

" ભાઇ ! મને કાંઇ સુઝ પડતું નથી."

" શું મારી લીલાને મારી કરવાનો કાંઇ પણ માર્ગ નથી."

" નહિ—મારી નજરમાં તો સર્વત્ર અંધારૂંજ જણાય છે."

" વિચાર કર."

" મારી વિચારશક્તિજ મન્દ પડી ગઇ છે, ભાઇ !—"

" કંઇ પણ ઉપાય ?—"

" તુંજ શોધી કાઢને !—"

" મને તો જગત્ ખારૂં લાગે છે. સઘળા દયાહીન જણાય છે. હું લીલા અને તારા સિવાય કોઇને પણ જોઈ શકતો નથી."

" તારા જેવીજ સ્થીતિ મારી પણ છે.—"

" લીલુ ! તું કાંઇ કહેશે ? આપણાં સુખનો કાંઇ માર્ગ બતાવશે ?—"

" મારી બાળક બુદ્ધી શું તોડ કાઢી શકે, વ્હાલા ?"

" સ્ત્રીઓ ઘણી ચતુર ગણાય છે અને..."

" પણ હું તો આપનું દુઃખ જોઇ છતી આંખે આંધળી અને છતાં અંતરે અંતર વિનાની થઇ ગઇ છું."

" અફસોસ !—"

" શોક કરવાથી કાંઇ વળનાર છે. રમણ ?"

" રજનીકાન્ત ! એક કામ કર !—"

" શું ભાઇ ?"

" થોડુંક સોમલ લઇ આવ !—"

" શાને માટે ?"

"મારી દેહમાંના પ્રાણુને બહાર કાઢવા માટે—સાંધાઓ તોડવા માટે—જીંદગીના નાશ માટે..."

"વ્હાલા ? હું......"

"આપણે સાથેજ મારી વ્હાલી લીલા ?"

"ત્યારે તો મારા જેવી ભાગ્યશાળી કોણ ! આપની સંગાથે મને ઝેર પણ અમૃત જેવુંજ મીઠું લાગશે... "

"ભાઇ ? આ શું ગાંડાઘેલાં !" રજનીકાન્ત ગંભીર મુખ કરી બોલ્યો.

"એ દિવાનાપણું નથી, મિત્ર ?"

"ત્યારે બીજું શું ?"

"અમારાં સુખનો માર્ગ ?"

"જીવનનો નાશ કરવાથી સુખ મળશે ?"

"હા—અહિંયાં નહિ તો સ્વર્ગમાં."

"અરે, ગાંડા ! સ્વર્ગ કોણુ જોઈ આવ્યું છે ?"

"ત્યાં ગમે તે હશે પણ અમે બંને સાથે મરીશું—જુદાઇ સહેવા વગર મરીશું એટલે અમને સુખજ મળશે."

"શું આ અભાગીઆ મિત્રની નજર સામે તું મરીશ ! તને મરતો જોઇ હું જીવતો રહું એટલી બધી કઠોર લાગણીનો તું મને ધારે છે ?"

"મારે માટે તારે તારી જીંદગીનો શા માટે અકાળે અંત આણુવો જોઇએ ?"

"મારો અંત અકાળ અને તારૂં વય પાકટ થઇ ગયું એમ?"

"મારે મરવાને સબળ કારણુ છે."

"જીવતો નર ભદ્રા પામે ! જો જીવતો હશે તો કોઇ દિવસ પણુ લીલાને જગતની દૃષ્ટિએ તારી ધર્મ પત્ની તરીકે પૂરવાર કરવા સમર્થ થશે..."

"મને કાંઇ પણુ આશા નથી જણુાતી."

"શું જીંદગીની દૃષ્ટિમર્યાદામાં અંધકારજ જણુાય છે?"

"હા—"

" શું પ્રભાતના ઝઝકળાની–ઉષાની મનોહર રતાશની આશાજ નથી ?"

" ના "

" શું મૃત્યુમાંજ સુખ અને જીંદગીની સફળતા માલૂમ પડેછે?"

" હા..."

શોકનો અવધિ થયો.

" કેમ રજનીકાન્ત ! શું વિચાર કરે છે ? જા—જા—હવે ઢીલ ના કર—"

" ભાઇ, કંઇ ગાંડો તો નથી થયો ?"

" નહિ, મારે ઝેર ખાવું છે. એ સ્વાદ લેવાની પણ કંઇક જરૂર છે. "

" Life is earnest-Life is real-"

" એ સૌ કહેવાનું.—"

" શું બચવાની કાંઇપણ બારી નથી ?"

" નહિ; "

" વિચાર કર. હજુ ૪૮ કલાક છે. ૪૮ કલાકમાં તો ૪૮ સલ્તનત ઉભી થાય. "

" મારે સલ્તનત નથી ઉભી કરવી. "

" આપઘાત કરવાનું ઘોર પાપ કર્યાથી શું કાંઇ ધાર્યો મનોરથ પાર પડનાર છે ?"

" લીલાનો વિરહ તો ન સહેવો પડને ?"

" લીલાને સાથે રાખવી અને જીંદગીનો અંત ન લાવવો એવું ન બની શકે ?"

" શી રીતે ?"

" કોઇ બીજા દેશમાં !"

" એટલે !"

" લીલા સાથ આપણે તું કહે તે દેશમાં જઇ વસીએ પણ તારી આશાભરી જીંદગીમાં ઝેર ના રેડ. "

" એમ કેમ બને ? હું લીલાને લઇ નાશી જાઉં તોને !"

" હા—તેમાં શું ખોટું છે?"

"માતા મરણ પામે. માતૃહત્યાનું ઘોર પાપ મારા શીરપર ચ્હોંટે."

" શી રીતે ?"

" રમાકાન્ત કોઇ તરૂણ યુવતીને લઈને નાસી ગયો એવું કલંક અમારા કુલને લાગે, તે મારી માતા કદિ ન સહી શકે."

" અફસોસ !"

"બીજો કાંઈ ઉપાય, મિત્ર ?"

" રમણ ! મામલો એવો ખરાબ છે કે કાંઇ સૂઝ જ પડતું નથી. ગમે તેમ થાય તો પણ જીંદગીનો નાશ તો નજ કરવો. આ આંખોએ તને મરતો તો નજ જોઇ શકું તો પછી ઝેર તો શી રીતે લાવી આપું ?...અને જો કમનસિબે મરીશું તો ત્રણે જણાં સાથેજ."

" તારા જેવા મિત્રો વિરલજ કહેવાય. !"

" પ્રશંસા કરવાનો આ સમય નથી..."

" ત્યારે શું માતુશ્રી નજ માને?"

" કદાપિ માને પણ, તારા સારા ભાગ્યે. તારા વિલાપથી પીગળે પણ...રમણ તું એકલો આબુ જા—આજેજ જા. તારી માતાની આજ્ઞા પાળેલી ગણાશે અને આપણું કામ થશે."

" ત્યાં જઇ શું કરૂં ?"

" તારામાં જેટલી શક્તિ હોય તેટલી અજમાવ–તારી માતાને વીનવ–કરૂણાજનક આક્રંદ કરી તારી માતાના સ્ત્રી હૃદયને ઓગાળ."

" અને એટલો વખત લીલા ?"

" શું મારાપર વિશ્વાસ નથી ? હું લીલાવતીને મારી ધર્મ ભગીની ગણું છું અને ગણીશ."

" તારાપર મને સંપૂર્ણ વિશ્વાસ છે, ભાઈ !"

"ત્યારે જા ! આજેજ જા ! અને શુભ સમાચાર લઇ પાછો આવ."

" લીલા ! વ્હાલી લીલુ ! હું જાઉં ?

" પુનઃ સત્વર પધારજો, કાન્ત ! લઇ કાંઇ સમાચાર હર્ષના"

"આનંદ સોંપ્યો છે, પ્રભુના હાથમાં આપણુ ઉભયનો પ્રીયે મે'!"

"થશે કાંઈ રૂડાં વાના શ્રી સીતાપતીના પ્રતાપથી, કાન્ત મારા!"

'કરીશું તે સમયે કાંઈ આનન્દનાં લ્હાણાં લીલુ!"

"અને જગતને પ્રેમમન્ત્ર શીખવીશું, કાન્ત!"

માતાને સમજાવવાની ઉલટમાં રમાકાન્ત તુરત તૈયાર થયો. લીલાને દિલાસો દઇ રજનીકાન્તને તેણીની સોંપણુ કરી આબુરોડ જવા ઉપડયો. સ્ટેશનપર ગયો. તેનો મિત્ર અને પ્રિયા તેની સાથે હતાં. સમય થતાં ગાડી આવી તેમાં બેઠો. લીલા સાથ થઇ એટલી વાત કીધી. ગાડી ઉપડી, અને લીલા ગળગળી થઈ.

"સત્વર પાછા ફરજો કાન્ત!"

ગાડી ચાલવા લાગી. પાછું ફરી ફરી રમાકાન્ત પ્રીતિમૂર્તિને નીહાળતો. લીલાએ પણ નજર પહોંચી ત્યાં સુધી "કાન્ત" ને જોયો અને ટ્રેન બેમાલૂમ થતાં રજનીકાન્ત સાથ ઘેર આવી.

તે આબુ ગયો. કોઇને પહેલાથી ખબર કરી ન્હોતી એટલે સ્ટેશનપર કોઈ લેવા આવ્યું ન્હોતું. તેને અત્યારે ધાંધલ ગમતીજ નહી. લીલા સિવાય તેને કાંઇ રૂચતુંજ નહિ. એક "રીકસા ગાડી" ભાડે કરી લીધી અને પોતાને બંગલે આવ્યો. તેના અચાનક આગમનથી સર્વ આશ્ચર્યચકિત થયાં. હંમેશનો હસમુખો રમાકાન્ત ગંભીર હતો તેને જોઇ કેટલાક વફાદાર નોકરો દુઃખી પણ થયા. રમાકાન્તનો દિલગીરીભરેલો ચેહેરો જોઈને કોઇએ બોલાવ્યો પણ નહિ. અને તે તેને ગમ્યું. તેને હમણાં અખંડ શાન્તિજ જોઇતી હતી.

તે સીધો પોતાના ઓરડા આગળ ગયો. નોકરે તે "હોલ" ખોલ્યો અને રમાકાન્ત એક ઇઝીચેરપર પડયો. પડયો પડયો વિચારમાં લીન થયો. લીલાના ખ્યાલમાં મધુરું સ્વપ્ન જોવા લાગ્યો. લીલા નજર આગળ તાદશ થઈ આવી. પ્રેમાલ વ્હાલી તજવી પડશે માતાના સુખને માટે—એ ખ્યાલે ડર્યો—ચમકયો—થરથર્યો દુઃખી થયો—હૃદયપર ઘા થયો. આંખોએ એક આંસુનું બિન્દુ ટપ-

કાવ્યું. તોપણ ધિરજ ધરી, હૃદય કઠણ કરી, આંસુ લૂછી નાંખી આમતેમ જોવા લાગ્યો. દીવાલપર તેના મરહુમ પિતાની ઓઇલ પેઇન્ટ છબી હતી તે બે પલ એકીટસે જોઇ રહ્યો. પિતાની છબીને વન્દન કર્યું. નજીકજ તેની માતાની છબી હતી તેને પણ નમ્યો. ખુરશીપરથી ઉઠયો. બે છબીઓ જોવા લાગ્યો. બંનેની તુલના કરવા લાગ્યો. કાન્તા—તેની થનાર પત્નિની છબી પણ જોઇ. દિલમાં કાતિલ ડંખ થયો. લીલા સાથ કાન્તાની સરખામણી થઇ. રૂપમાં લીલા ચઢી. ગુણમાં તો ચઢતી હતીજ. કાન્તા સુન્દર હતી પણ તેનામાં નૈસર્ગિક લાવણ્યનો અભાવ જણાયો. આમતેમ ફરવા લાગ્યો. સર્વત્ર નવું નવુંજ લાગ્યું. આખા બંગલાને ‘ અપ–ટુ–ડેટ” શણગારેલો હતો. અનેક પ્રકારની વૈભવ વિલાસની ચીજો મોહક રીતે ગોઠવવામાં આવી હતી. “ શાન્તિ ભુવન ” ને ઈંદ્રભુવનમાં ફેરવી નાંખવામાં આવ્યું હતું. “શાન્તિભુવન ’ મૂળથીજ સુંદર હતું—તેમાં ટાપટીપથી વધુ સુન્દર થયું, તો પણ રમાકાન્તને તે અગ્નિ જેવું દુઃખદ લાગ્યું. તે વિચારમાં લીન થઇ બેઠો પણ શાન્ત થયો નહિ. તેનું સઘળું લક્ષ સુરતમાં—લીલામાં હતું. અહિંયાની મોહક વસ્તુએ તેને શાન્તિ આપી નહિ. પ્રેમ ચીજજ એવી છે. જેની પાછળ રતિપતિએ પોતાનાં કોમલ ગણાતાં પુષ્પોના બાણો ફેંકયાં હોય તે કાંઇ આવીજ અશાન્તિ અને મુંઝવણ ભોગવતો નજરે પડે છે. પ્રેમના રસ્તા આવા અજાયબીભર્યા, કાતિલ ઝેરવાળા, અણીદાર કાંટાભર્યા અને ઝેરી વાતાવરણવાળા પૂરવાર થાય છે. રમાકાન્ત જીવનપ્રવાસ પૂરો કરતા અથડાતા અથડાતા દૈવસંયોગે આ રસ્તે જઇ ચઢયો અને ફસાયો. પ્રેમનો ભાલો ભોંકાયો અને ઘાયલ થયો. આ રસ્તેજ ન ગયો હોત તો કેવું સારૂં થાત? હિન્દુ સંસારના રીવાજ પ્રમાણે બાલ્યાવસ્થામાંજ ઢીંગલાઢીંગલીના લગ્ન થઇ ગયાં હોત તો.........................................

રમાકાન્ત શોકમાં બેઠો હતો. તેનું હૃદય ઉદાસી, ગમગીની અને દુઃખથી ભરાઇ ગયું હતું. જગતની સર્વ સુન્દરતા અત્યારે તેને ખાવા ધાતી હતી. પોતે શ્રીમન્તજ ન હોત તો કેવું સારૂં થાત ? લીલાને પરણવામાં શ્રીમન્ત અને રંક દશાનો જે મહાન્ અન્તર જગતની આંધળી નજરે નડે છે તે તો ન નડત !—એવો

વિચાર પણ આવ્યો. નસીબદેવીની કઠોરતા અને ક્રૂરતાપર ભયંકર ગુસ્સો ઉપજ્યો. જગતના વિચારો માટે તિરસ્કાર ઉત્પન્ન થયો. ગરિબોને હીણનારા અને રંકો સાથ સંબંધ બાંધવામાં દોષ જેનારાઓને ગાળો દીધી. પોતાની પ્રેમાલ માતા પણ જગતના ગર્વાંધ શ્રીમન્તોની વલણને આધીન થાય તેથી ઓછું આવ્યું. પિતાના મહાન્ અંતઃકરણ આગળ માતાનું હૃદય સંકુચીત અને ક્ષુદ્ર જણાયું. પિતા કરતાં માતા તરફ ઓછો ભાવ પેદા થયો અને અત્યારે પિતાની જીન્દગીની આવશ્યકતા જણાઈ.

લક્ષ્મીબાઇ બહાર ગયાં હતાં, ત્યાંથી આવી પહોંચતાં રમાકાન્ત આવ્યાની વધામણી મળી અને તે સાંભળતાં હર્ષ પામ્યાં—પુત્ર ડ્હાગરો છે એ જાણી મલકાયાં—મગરૂર થયાં અને રમાકાન્ત પાસે દોડતાં દોડતાં ગયાં.

" તું આવ્યો દીકરા ! હવે કેવો ડાહ્યો લાગે છે ? જો, અત્યારેજ હું તારા સસરાને ત્યાં ગઇતી. એમને આ વૈશાખ માસમાં લગ્ન કરવાં છે, કારણ કન્યા ઘણી મોટી છે. તું કયારે આવ્યો ?

"હમણાંજ." રમાકાન્તે ટૂંકામાં પતાવ્યું,

"આટલો દુઃખી શા માટે ?...ચાહ મંગાવું ?"

"નહિ. હવે જગતની એવી શાન્તિદાયી મનાતી વસ્તુઓ મને શાન્તિ આપી શકશે નહીં."

"રમણ ! દિવાનો તો નથી થયો ? જુવાનીમાં જીન્દગીપર કંટાળો કેવો ?"

"જીન્દગાનીની વસન્ત ઋતુમાં જ્યારે ઇચ્છીત વસ્તુ ન મળે તો આનન્દ પણ શું ?"

" તને શું જોઇએ છે ?"

" લીલા !..."

" તું કેવો મૂર્ખ છે ? કાન્તાને તેં જોઇ નથી. એને જોઇશ એટલે લીલાને ભૂલી જશે. "

" હું કાન્તાને ઓળખું છું, માત ! કદાપિ જગતની નજરે કાન્તા લીલા કરતી વધુ સુન્દર ગણાતી હશે તોપણ મને તો મારી લીલાજ સ્વરૂપવાન જણાય છે."

" તારી ઉપર એણે વશીકરણ તો નથી કર્યું, રમણ ?"

" નહિ—નહિ—એ બાલક જેવા નિર્મલ અન્તરની છે. મારૂં હૃદય એનીજ ઝંખના કરે છે, મારી આંખો એનેજ જુએ છે."

" તું તો ગાંડો થયો છું."

" નહિ, માજી! હું ગાંડો થયો નથી પણ તમારી હઠ ગાંડી થઇ છે. "

" ઘરડેઘડપણ મારી હઠને તું ન વગોવે તો કોણ વગોવશે?"

"અફસોસ ! તમને ખોટું લાગ્યું. મને માફ કરો !"

"કદિ છોરૂં કછોરૂં થાય પણ માબાપ કમાબાપ થયેલા સાંભળ્યાં છે ?"

"નહિ—અને તેથીજ હું તમને કહું છું—વિનન્તી કરૂં છું કે મને લીલા સાથ પરણાવો. "

" પાછો જ્યાંને ત્યાં. ત્યારે તું અહિં આવ્યો શા માટે ?"

"તમારા હુકમને માન આપવા."

" તો હવે કાન્તાને પરણ અને સુખી થા. "

"નહિ—ઓ માજી ! દયા કરો—દયા કરો. પરાણે પરણાવેલાં દમ્પતી સાથે રહેશે પણ તેમનામાં ઐકયતાનું એક કિરણ પણ પ્રગટશે નહિ. હું મારા સુખનો ભોગ આપીશ પણ જીવી શકીશ નહિ. "

" રમણ ! એક સુન્દર યુવતી માટે આટલા બધા ઘેલાપણાં શું?"

" માતા ! એ વિષે મને મહેરબાની કરી કાંઇ ન પૂછો. મારે એજ પત્ની જોઇએ છે. બસ, લીલાજ. બીજી કોઈ નહિ. એના સિવાય હું કોઇને પણ ચાહી શકીશ નહિ."

"ત્યારે શું મારા વચનનો ભંગ થાય ? આખી નાગર ન્યાતમાં મારી મશ્કરી થાય ? કાન્તા એકવાર રમાકાન્તની ગણાઇ અને હવે બીજાની ગણાય ? તારા પિતાના કુલની કન્યા કોઇ બીજો લઇ જાય ? હંસનો ચારો કાગડો ચરી જાય ? એ તો નહિ બને—નહિ બને. "

"ત્યારે શું તમે એમ કહેવા માગો છો કે ભલે મારી જીન્દગાનીનું સત્યાનાશ વળી જાય, ભલે મને જીવન ખારૂં અને ઝેરી

જણાય, ભલે મારા સંસારમાં પ્રેમનું નામ પણ ન હોય, ભલે મારી આખી જીન્દગાની શુષ્ક અને રસ વિનાની પસાર થાય તો પણ મારે કાન્તાને પરણી મારે પોતાને હાથે મારી મીઠી આશાઓનો નાશ કરવો ? મારે જાણી જોઇને આ ઝેર છે એમ જાણ્યા છતાં ઝેરનો પ્યાલો પીવો ?"

"કાન્તા જેવી સ્ત્રીથી સુખ ન મળે તો કઇ સ્ત્રીથી સુખ મળનાર છે ?"

"લીલા !"

"લીલા તો નહિજ. એવી કંગાલ હલકા કુલની છોકરી મારી વહુ થાય એ તદ્દન અસંભવીતજ માનજે. મારા દેહમાં પ્રાણ છે ત્યાંસુધી તો નહિજ. જો તને કાન્તા ન ગમતી હોય તો કોઇ બીજી શોધીશ પણ લીલા જેવી હલકા કુલની તો નહિજ."

"ગરીબને હલકા કુલની ગણવાનું કયા ધર્મપુસ્તકમાં લખ્યું છે, માજી ?"

"તારે મને શીખામણ આપવાની નથી—સમજ્યો કે ?"

"અફસોસ ! શું તમે નહિંજ માનો ?"

"લીલા સાથના લગ્નમાં તો કદિ પણ સંમતી નહી આપું."

"ત્યારે જુઓ. એમ ધારો કે અહિં આ એક ઝેરનો પ્યાલો છે અને બીજી બાજુ મારૂં જીવન છે. એક બાજુ કાન્તા છે અને બીજી બાજુ લીલા છે. તમે શું પસન્દ કરો ? લીલા કે કાન્તા ?"

"કાન્તા !"

"અને મારૂં જીવન કે ઝેરનો પ્યાલો ?"

"તારૂં જીવન !"

"ત્યારે જો મને જીવતો જોવા રાજી હો તો કાન્તા સાથ પરણાવવાના ખ્યાલને તજી દો."

"વારૂ."

"અને લીલા સાથ મારા લગ્ન કરો."

"એ નહિ બને. કાન્તા નહિ તો બીજી પણ લીલા તો નહિજ. સુર્ય પશ્ચિમ પ્રકટે તોપણ નહિ."

"ત્યારે શું મને મરવા દેશો?"

"તારા મોત પહેલાં હું તનેજ મારો જીવ આપીશ."

રમાકાન્ત હાર્યો અને ડર્યો. તેણે તેની માતા તરફથી આટલી બધી ક્રૂરતાની સ્વપ્ને પણ વકી નહોતી રાખી.

તેનું હૃદય ચીરાઈ જતું હતું. તેની આંખો શોકથી ઘેરાઇ ગયેલી જણાતી હતી. આવી સ્થિતિમાં તેની માતા તેને ટીકી રહી હતી.

તે પાછો બોલ્યોઃ—'માજી! એક બાલક તરફ આટલાં બધાં ક્રૂર થવું આપને ન શોભે."

"ત્યારે શું માતાની આજ્ઞા તોડવી પુત્રને શોભારૂપ ગણાય?"

"શું લીલા મને અયોગ્ય છે?"

"પણ શું કાન્તા કરતા ચઢીઆતા કુલની છે?"

"હું તેને ચાહું છું"

"યુવાનીની ચ્હાવાની ઘેલછા તજી દેવામાંજ સાર છે."

"લીલા વિના મારી જીન્દગી ઝેર સમાન છે."

"કાન્તા નામજ કેવું મધુરૂં છે? તારી જીન્દગીમાંનું ઝેર કાન્તા પોતામાં વસેલી મીઠાશથી કાઢી નાંખશે."

"અન્તરમાં પડેલો ઉંડો ઘા બહારના ઇલાજથી રૂઝાઇ શકેછે?"

"એ તારી ખોટી ભ્રમણા છે, રમણ!"

"મારા અન્તરમાં કાતીલ જખમ કરવાથી તમારૂં કાંઇ ભલું થનાર છે, માત?"

"મારૂં વચન ભંગ થાય એ શું ઓછું શરમભર્યું છે?"

"શું લગ્ન જેવી ગંભીર બાબતમાં પણ માતપિતા વચમાં પડી શકે?"

"જો તેમ ન થાય તો ઉદ્ધત બાલકો ઘણાં બુરાં પરિણામ નીપજાવે—જગત્માં અનીતિ વધી પડે."

"લીલા સાથનાં મારા લગ્નને આમાંનો કોઇપણ દોષ લાગુ પડતો નથી."

"કાન્તા સાથનાં તારાં લગ્ન જેટલી મીઠાશ એ લગ્નમાં હું જોઈ શકતી નથી."

"મારે તમને કેમ સમજાવવા, માત! તમે ઘણાં કઠોર થયાં છો!—"

"હોય પણ—તારી સ્વાર્થી આંખોને એમજ જણાશે—"

"માતુશ્રી! કાંઇ પણ ઉપાય? મારી યુવાન જીંદગીમાં ઝેર રેડાતું અટકાવવાનો કાંઇ પણ ઇલાજ?"

"તારા જીવનમાં ઝેરજ રેડાશે નહિ, રમણ! બે દિવસ જરા લાગશે અને પછી સૌ ભૂલી જવાશે—કાન્તા આગળ લીલા એની મેળે વીસરાશે."

"મારૂં હૃદય એટલું બધું સૂકી લાગણીનું નથી માજી!"

"હશે; તારૂં મગજ ચકભ્રમ થયું લાગે છે. અહિંની હવાથી તને શાન્તિ મળશે."

"મારે કાલે તો સુરત જવું છે!"

"શું મારૂં કહ્યું નહી માને? કાન્તાને નહિ પરણે? લીલાને નહિ છોડે?"

"એ માટે મને મુદત આપો માજી!"

બાજી હાથમાંથી ગયલી જોઇ રમાકાન્તે વખત માગ્યો. લક્ષ્મીબાઇ બે પલ વિચારમાં પડયાં અને બોલ્યાં.

"જો કે મણીકાન્ત નહિ માનશે, તો પણ હું તેમને સમજાવીશ. એક વર્ષ સુધી જેમ તેમ થોભાવીશ. પણ એટલા વખતમાં શાન્ત થઈ જજે—સઘળાં ગાંડા વિચારો તજી દેજે અને ખોટા અવિચારી ચાહને ભૂલી જજે."

"વારૂ" કહી રમાકાન્ત વિચારમાં પડયો. આ પળે ત્યાં કાન્તા આવી. લક્ષ્મીબાઇ આનંદ પામ્યાં અને કાન્તા રમાકાન્તપર રૂડી અસર કરશે એવું ધારી ત્યાંથી અળગાં થયાં.

# પ્રકરણ ૧૩ મું.

## કાન્તાકુમારી.

કાન્તા યુવાનીના વસન્તકાલમાં આવેલી અઢાર વર્ષની એક યૌવનસંપન્ન સુન્દરી હતી. રસિક પુરૂષના હૃદયને ઉન્મત્ત બનાવી તેમનાં નયનોને કોઈ દિવ્ય દૃષ્યના દર્શન જેવું મનોહર વદનકમલ જો કે કાન્તાના શરીરની શોભારૂપ હતું છતાં તેપર "પાઉડર" ચોપડી કુદરતી સુન્દરતામાં વધારો કરવા જતાં ઉલટી સુન્દરતામાં ઓછપ આણી સૌન્દર્યની છટાને કચડી નાખી હતી. મદનઉદ્યાન-ની એ સૌગન્ધ્યયુક્ત કુસુમકલિ યુવાનીના પૂરમાં તણાતી હતી—મદન મદિરાની કેફથી લ્હેર ખાતી હતી અને સૌન્દર્યની દેવી બની વાતાવરણમાં સૌન્દર્ય ભરવા ચાહતી હતી. કાન્તા સુન્દર ગણી શકાય ખરી તથાપિ હિન્દુ નજરે તેણીનું સૌન્દર્ય લાવણ્ય રહિત મનાતું અને જો કે તે પોતાના અન્તઃકરણમાં પોતાના સૌન્દર્યને સર્વોત્કૃષ્ટ ગણતી અને લલચાવનારા મનાતા તેના પ્રસ્ફુટ અવયવોથી રમાકાન્ત મોહ પામશે એવું કાન્તા દઢતાથી માનતી. રમાકાન્તને આકર્ષવાનું સુગમ થઇ પડે તે માટે ઉભયને એકાન્ત કરી આપવા લક્ષ્મીબાઇ ચાલ્યાં ગયાં તેથી કાન્તા આનન્દ પામી અને મનમાં લક્ષ્મીબાઇનો ઉપકાર માનવા લાગી.

કાન્તા રમાકાન્તની છેક નજીક ખુરશી લઈ બેઠી તોપણ રમાકાન્ત કાંઇ બોલ્યો નહિ. પોતાની સુન્દરતાનું ગુમાન રાખનારી—પોતાના રૂપથી ભલભલાને મોહ પમાડનારીને રમાકાન્તે બોલાવી શુદ્ધાં નહિ—અંતઃકરણના ઉમળકાથી નહિ તો બહારથી વિવેક જણાવવા "કેમ કાન્તા!" એટલું પણ ન કહ્યું તેથી કાન્તાને પોતાનું અપમાન થયલું જણાયું. રમાકાન્તપર ગુસ્સો આવ્યો—અભાવ ઉત્પન્ન થયો—રમાકાન્ત અરસિક અને સૌન્દર્યની પરિક્ષા કરવામાં કાચો મનાયો—પણ રમાકાન્તના વદનાકાશપર ગાંભીર્યના છવાયેલાં વાદળાં જોઇ એ સર્વ અભાવસૂચક ભાવનાઓ જ્યાંથી

આવી હતી ત્યાં ચાલી ગઇ અને રમાકાન્તના શોકનું કારણ જાણવા કાન્તાના સ્ત્રીહૃદયમાં તીવ્ર જીજ્ઞાસા ઉત્પન્ન થઇ—જે પોતાનો થનાર છે તેની સાથ આંખો મેળવવાની ઇચ્છા થઇ—પોતાનાને પોતા તરફ ખેંચવાનું મન થયું.

રમાકાન્ત તેણીના આગમનથી માહિતગાર હતો. કાન્તાને તેણે જોઇ હતી. કાંઇ બોલવું જોઇએ એમ તો લાગ્યું પણ શું બોલવું તે સૂઝયું નહિ તેથી ચૂપ રહેવામાંજ માન સમજ્યો. કાન્તા થોડીવાર ચૂપ રહી પણ તેણીની ધીરજ ખૂટી અને બોલી.

"આપ ક્યારે આવ્યા ?"

"આજેજ."

હિન્દુ સ્ત્રીઓ બહુધા અભણ હોય છે અને તેથી કેટલીકવાર કેળવાયેલાઓને હિન્દુ સંસારમાં રસ ન પણ માલૂમ પડતો હોય તો તે સ્વાભાવિક છે; પરન્તુ હિન્દુ સંસારના અભ્યાસીને કહેવાની જરૂર ન હોય કે આ અભણ અને અરસિક મનાતી હિન્દુ યુવતીઓમાં એવું મીઠું માધુર્ય ઉભરાઇ જાય છે કે જેવી મીઠાશ અને માધુર્ય પૃથ્વીના નવે ખંડમાં ફરી વળતા પણ ન મળે.

કાન્તા અભણ ન્હોતી. કેળવાયેલી દૃષ્ટિએ તેનામાં રસિકતાનો ખળખળ ઝરો વહેવો જોઇએ. પણ નૈસર્ગિક નિયમ છે કે કેટલાકો કેળવણી લઇ પોતાના આદર્શની ભૂમિકા સ્વર્ગિય બનાવે છે અને કેટલાકોના હૃદયમાં ઉચ્ચ કેળવણી ઊછ્રૃંખલતા અને ઉધ્ધતાઇનું વિષમ ઝેર રેડે છે. કાન્તાને બીજા વર્ગમાં મેલી શકાય. તે મેટ્રીક સુધી ભણી હતી પણ એટલામાં તો તે પોતાને સૌન્દર્ય, કલા, વિજ્ઞાન, સાહિત્ય, આદિ સર્વ મનુષ્ય જીવનની ખૂબીઓથી ભરપૂર મનાવવા કોશેષ કરવા લાગી. માતાનું મરણ થતાં પિતાના રાજ્યમાં સ્વતન્ત્રતા મળી અને એ સ્વાતન્ત્યનો કાન્તાના ઉદ્ધત સ્ત્રીહૃદયે ઘણો બૂરો ઉપયોગ કર્યો. આર્ય ધર્મના પવિત્ર સિદ્ધાંતોનું ઉલંઘન કરી એકાન્તમાં કૌમાર્યજીવન પરાયા પુરૂષોની સંગતમાં ગુજારવા લાગી અને આવી વર્તણુકથી કાન્તાના ચાહનારા ઘણા વધ્યા.

રમાકાન્ત મણીકાન્તને ઓળખતો હતો અને તેના ઘરના વાતાવરણથી પણ પરિચિત હતો. અમર્યાદિત સ્વાતંત્ર્ય મનુષ્યજીવનને

કેવી અંધારી ખાઇમાં ઘસડી લઇ જાય છે તે રમાકાન્તે જોયું હતું. તેથી કાન્તા તરફ મૂળથીજ અભાવ હતો, તેમાં લીલા જેવી શાન્તિની દેવીએ—પ્રેમની પ્રતિમાએ તેના હૃદયમાં અમૃતની ધારા રેડી—આ જગત્માં સ્વર્ગ બતાવ્યું અને તેથી ગગનમાં લીલા સાથ રમનારાને કાન્તા સાથ પૃથ્વીપર ફરવાનું ન ગમ્યું.

સુધરેલા વાતાવરણમાં જેને સ્વતંત્રતા કહેવામાં આવે છે તેવી સ્વતંત્રતાને ચાહનારી કાન્તામાં પાશ્ચાત્ય રિતિરિવાજોનું અનુકરણ કરવાનો શોખ હોય એ સ્વાભાવિક છે આમ પાશ્ચિમની નકલ કરવાથી હિન્દુ બાલાનો મુખ્ય શૃંગાર શરમ કાન્તાથી બસો માઇલ દૂર રહેતી. કાન્તા રૂપાળી હતી-સૌન્દર્ય સંપન્ન હતી—યુવાન હતી-ગુલાબી ગાલોવાળી હતી-યૌવનની છટાથી વિભૂષિત હતી. પણ એ સઘળું સૌન્દર્ય અને લાવણ્ય આર્યદૃષ્ટિએ કેળવાયાં ન્હોતાં અને તેથી હિન્દુ લલનાની મનોહરતા, ચપળતા, નાજુકતા, મન્દતા, તરલતા, તન્મયતા, ભિરૂતા આદિ આદિ મુગ્ધ ભાવોથી તેણી તદ્દન નિરાળી હતી.

મુગ્ધા લીલા જ્યારે શરમાઇ જઇ, પોતાના નયન કમલોને એકવાર પ્રિયતમ તરફ તીરછી નજર ફેંકવાનો હુકમ કરી અન્ય પલે ભૂમિપ્રતિ તાકી દઇ, પગના નખવડે ભૂમિ ખોતરી, હૃદયમાં હર્ષ છતાં કોઇ અનિર્વચનીય મૂઝવણથી મૂઝાઇ જઇ, મન્દમન્દ હાસ્યથી મધુરસથી ભરપૂર અધર પર કોઇ દિવ્ય સત્તા ઝમાવી, પ્રેમના ઉમળકાથી મીઠી વાણીનો અમૃતઝરો વહેવરાવો રમાકાન્તને એ ઘડી સ્વદેહે સ્વર્ગના દર્શન કરાવી આવતી ત્યારે કાન્તામાં મુગ્ધ હૃદયની મુઝવણ—મુગ્ધ નયનોની નેહભરી મસ્તી—સ્ત્રી હૃદયની અમૃત ભરી મીઠાશ—હૃદયમાં સ્થાન મેળવવાની—આંખોમાં શમાવાની—શકિત જણાતાં નહિ. એ બધા ઉત્તમ સ્ત્રીગુણો કાન્તાથી ડરી જઇ તેનાથી સદા દૂરના દૂરજ રહેતા. અનેક અમૂલ્ય આભૂષણોથી કાન્તા જ્યારે પોતાની નાજુક ગણાતી ડોકને શણગારી મનોહર દેખાવામાં—નાજુક હિરાકણિ જડિત બંગડીઓથી કરકમલ શણગારવામાં જગત્નો આનન્દ ગણતી ત્યારે લીલામાં તેનાથી જૂદાજ પ્રકારનું સૌન્દર્ય ભર્યું હતું. કાન્તાની કિમતી સાડીઓનો ઠઠેરો લીલા પાસે ન્હોતો. તોપણ રમાકાન્તને કાન્તા કરતાં તે

સુન્દર લાગતી. વાળ હોળવાની—સુગંધીદાર તેલ નાખી સુવાસિત કરી, અનેક પ્રકારના મોહક આકારમાં સુન્દર રીતે ગોઠવવાની, છેલ્લામાં છેલ્લી ફેશનને વશ થઇ કાન્તા જ્યારે સુન્દર ગણાવા ફાંફાં મારતી–રખેને એકાદ વાળ ખેરવાઇ જાય એવા ડરથી અંબોડાના વાળ સાથ સાડીના છેડાને સોનેરી "પીન"થી જડી દઇ સર્વેની નજર પડે તેમ સુંદર માથું ઉઘાડું રાખતી–સાડી પહેરવામાં પણ સુધરેલી ઢબની નકલ થતી–આર્યબાલાની હંસણી જેવી નાજુક ચાલને ઉંચી "હીલ"ના "બુટ"થી રાજીનામું આપવાની ફરજ પડતી ત્યારે લીલામાં આમાંનું કાંઇ ન્હોતું. લીલા કાન્તાથી તદન ઉલટીજ હતી. લીલામાં કુદરતેજ સુન્દરતા ભરી હતી. લીલા સુન્દરજ જન્મી હતી અને તેથી કાન્તાથી તદન જૂદી પડતી.

રમાકાન્ત ગ્રેડયુએટ હતો. તેણે ઉંચી કેળવણી લીધી હતી અને આ ઉંચી કેળવણીથી તેનાપર ઉંચા સંસ્કારો પડયા હતા, ઉચ્ચ કેળવણી લઇ તેણે પોતાના વિચારો, મનોરથો અને સિદ્ધાંતો ઉચ્ચ પ્રકારના બનાવ્યા હતા. ઉંચી કેળવણીનું ખરૂં રહસ્ય તે સમજ્યો હતો. તેના દિલમાં સ્વદેશ માટે ખરી દાઝ હતી. તથા ધર્મ તરફ અથાગ મમતા હતી. આ દાઝ અને મમતાને લીધે તેની જીન્દગી તદ્દન પવિત્ર અને નકલ કરવા જોગ આચારવિચારવાળી બની હતી. તેના સઘળા વિચારો આદર્શ હતા. તેની વાણીમાં મીઠાશ, વર્તનમાં વિવેક અને દિલમાં દયા માલૂમ પડતાં ! તેના અંતઃકરણમાં નમ્રતા અને આત્મભોગના બીજો વવાયાં—આ બીજો જાગીરદાર નીર્મલકાન્તની દયાલુ લાગણીથી પોષાયાં અને આજે તેના મધુર ફળો જગત ચાખતું થયું. રમાકાન્તના આદર્શ સિદ્ધાંતો સાધવા માટે તેને એવી પત્ની જોઇતી હતી કે જે તેને આ નિઃસાર સંસારમાં સાર બતાવે–સ્વર્ગ અનુભવાવે—આ પદવી લીલાને મળી.

રમાકાન્તને જે જોઇતું હતું તે લીલાએ આપ્યું. સ્વચ્છ પ્રેમનો લીલાએ વરસાદ વરસાવ્યો. મીઠા શબ્દોનાં લ્હાણાં કર્યાં. પોતાનાં હૃદયની મીઠાશ "કાન્ત"ના હૃદયમાં ભરી. દયા જીવનનો મહા મંત્ર ગણ્યો. પરમાર્થમાં જીવનની સફલતા માની, અને રમાકાન્તની આશા ફળી. લીલા સાથ એક થવાથીજ જગતમાં તેની

કીર્તિ વધશે એવું દઢતાથી માન્યું. લીલા માટે તેના હૃદયમાં અખંડ પ્રેમનો ઝરો વહ્યો.

કાન્તામાં જે કુદરતી સુન્દરતા હતી તેનાં કરતાં લીલાને વધુ બક્ષીસ જગત્‌ના પેદા કરનારે એ વિષયમાં કરી હતી. કાન્તામાં રૂપાળા ગણાવાનો ફાંકો હતો—લીલામાં તેનું નામ ન્હોતું. લીલા પોતે સુંદર છે એમ સ્વપ્ને પણ ધારતી નહિ. કાન્તા પોતાની દેહને નાજુક ગણી તેને સુખ આપવા અનેક ફાંફાં મારતી જ્યારે લીલા નાજુક હોવા છતાં દેહ ફાની છે એવું ગણી તેનો પરમાર્થ કરવા ચાહતી. લીલા ગરીબીમાં જન્મી હતી--ગરીબીમાં ઉછરી હતી—ગરીબી અનુભવી હતી—તેથી દુઃખીઓને જોઇ દાઝી જતી, રંકોને સુખી કરવા "કાન્ત"ને વીનવતી. આ ગુણનો કાન્તામાં અભાવ હતો. તેને મન પોતે સુખી એટલે જગત સુખી! પોતાનું રૂડું થયું એટલે આખું જગત્ આનંદમાં ડુબ્યું ! લીલાના હૃદય જેટલી ઉદારતા તેનાં હૃદયમાં ન્હોતી. રમાકાન્ત આ સઘળું જાણતો. મણીકાન્તના ઘરના વાતાવરણથી રમાકાન્ત જાણીતો હતો અને તેથી લીલાનો ચાહનારો લીલાના પ્રેમમાં અડગ રહ્યો.

" રમાકાન્ત! મુસાફરીથી ઘણા કંટાળી ગયા હો એમ લાગે છે. જરા ચ્હા લેશો ?" કાન્તા રમાકાન્તનું દીલ જીતવા ફોકટ મહેનત કરવા માંડી.

" ઉપકાર થયો કાન્તાકુમારી! પણ મને ચ્હાની જરૂર નથી હૃદયની શાન્તિ માટે!"

" જગત્ જેને શાન્તિ કહે છે તેવી શાન્તિ તમને શાથી મળી શકે વારૂ ?"

"આ સવાલનો જવાબ આપવા હું નારાજ છું."

" આનંદ વ્યાપી રહ્યો છે આખા આબુરોડ ઉપર અને તમે શોકમાં કેમ છો, રમાકાન્ત ?"

" જે માટે આનન્દ થાય છે તેથીજ."

કાન્તા નિરાશ થઇ.

" રમાકાન્ત! એક સવાલ પૂછું ?"

“ ખુશીથી. ”

“ આપને ખોટું તો ન લાગે ?”

“ મારી લાગણીજ મરી ગયલી છે, કાન્તાકુમારી ! એટલે મને ખોટું નજ લાગે. ”

“ ના—ના એમ ના બોલો. તમારા મુખની ગંભીરતા સૂચન કરે છે કે તમારા હૃદયપર કાંઈ કાતીલ ઘા થયો છે. ”

“ અને તેનું કારણ મારાં લગ્ન છે. ” રમાકાન્તે સ્પષ્ટ કહી દીધું. કાન્તા આશાભંગ થઇ.

“ મારી સાથ આપના લગ્ન થાય તેથી આપ દિલગીર છો?”

“ હા—કંઇક તેવુંજ.”

“ શું હું આપને યોગ્ય નથી ?”

“ નહિ—હું તેમ કહેવા માગતો નથી...પણ...”

“ પણ શું ?”

“ તમે અયોગ્ય છો એમ નથી———”

“ ત્યારે ?”

“ આપણુ બંનેના લગ્ન અયોગ્ય છે. ”

“ એટલે ?”

“ આપણાં હૃદય એક નથી.”

“ લગ્ન થયાં પછી ઐકયતા એની મેળે જામશે. ”

“ ઐકયતા કંઇ આમંત્રણ કરી આવતી નથી.”

“ રમાકાન્ત ! તમે તમારૂં અન્તર કોઈ મુગ્ધાને અર્પણ કર્યું હોય એમ લાગે છે. ”

“ તમારી અટકળ તદન સાચી છે, મીસ કાન્તા કુમારી !—”

“ અફસોસ !...પણ......” કાન્તાનો નાટક શરૂ થયો.

“ પણ શું કાન્તા કુમારી ?”

“ હું એમ કહેતી હતી કે તમે તેને પરણુતા કેમ નથી ?”

“ એજ ગંભીર સવાલ છેને ?”

“ એનો શો અર્થ ?”

“ મારી માતા એ લગ્નની વિરૂદ્ધ છે. ”

કાન્તાને આ વાકયથી શાન્તિ ઉપજી. રમાકાન્ત જેવો શ્રીમન્ત પતિ પોતાના ભાગ્યમાંથી છટકી જાય તેથી જે શોક અને જે ગમગીની ઉપજી તે આ છેલ્લાં વાકયથી શમી ગઈ. અને તેણીનું અન્તર આનંદથી ઉછાળા મારવા લાગ્યું. પણ રમાકાન્ત તે જાણી શકયો નહિં. રમાકાન્તના શોકમાં કાન્તાએ પણ ભાગ લીધો. રમાકાન્તની દિલસોજ સખી હોવાનો ડોળ ઘાલ્યો. મોઢું ઉતારી નાંખ્યું. ઉભય વચ્ચે થોડીક પલ મૌન પથરાયું અને તે સ્ત્રી હૃદયે તોડી.

" રમાકાન્ત ! ત્યારે શું આપણાં લગ્નન થાય ?"

" મારી માતા એવું ઇચ્છે છે. પણ હું નહિ."

" રમાકાન્ત ! શું આ મનોહર મૂર્તિને " કાન્ત " કહી સંબોધવાનો પ્રસંગ નજ આવે ?" કાન્તા લગભગ રડમસ થઈ બોલી"

" કાન્તાકુમારી ! હું કેવો અભાગી છું ?"

" શાને માટે ?"

" એટલાજ ખાતર કે એક બાજુ લીલા અને એક બાજુ તમે ! તમને છોડું છું તો તમને દુઃખ થાય છે જ્યારે લીલાને તજતાં અમો બન્નેનું મોત નીપજે છે."

" અફસોસ ! હૃદયમાં ધારેલી ધારણાઓ ધૂળમાં મળી કાન્ત ! મને એકવાર કહેવા દો કે વ્હાલા કાન્ત ! તમે સુખી થાવ---તમારા સુખને માટે હું મારો ભોગ આપીશ." કાન્તાએ પ્રપંચ નાટકની શરૂઆત કરી. તે જાણતી હતી કે રમાકાન્ત આત્મભોગ આપનારને ચાહનારો છે અને તેથી આ નવો પ્રપંચ રચવાનું તેણીએ યોગ્ય ધાર્યું.

કાન્તાની શોકમય દશાથી રમાકાન્તને લાગી આવ્યું. આજ પળે લીલાની મનોહર મૂર્તિ નજર સામે ખડી થઇ. સ્નેહનો ઉમળકો આવ્યો. લીલાની કાળી સ્નેહભીની આંખો, નાજુક શરીર, મોહક ચ્હેરો, નમ્રતા, વિવેક, પ્રેમ એ સર્વ નજર આગળ તરી આવ્યાં અને રમાકાન્તના હૃદયમાં તો લીલાજ ચ્હોંટી ગઈ ! કાન્તાનો આત્મભોગની લાગણીથી રમાકાન્ત તેનાપર રાજી થયો ખરો—

કાન્તા માટે માન ઉપજ્યું ખરૂં—પણ પ્રેમ નહી! કાન્તાને જે જોઇતું હતું તેમાં તેણી વિજેતા થઇ નહિ.

"મીસ કાન્તા! તમે મને ચાહો છો?"

"અન્તરના ઉંડાણથી."

"ત્યારે હવે?

"આપને ખાતર, આપના સુખને ખાતર, આપની લીલાના સુખને ખાતર હું મારો ભોગ આપીશ. આપને સુખી જોઇ સુખી થઇશ."

"શું કોઇ લાયક યુવાનને ન પરણાય? મને ભુલી ન જવાય?"

"એકવાર જેને હૃદયમાં જગ્યા મળી તે જગ્યા બીજાને શી રીતે અપાય?—જો તેમ થતું હોય તો લીલાની પદવી મને ન અપાય?"

રમાકાન્ત ચુપ થયો—તે ઝંખવાણો પડી ગયો.

"કાન્તા! કાંઇ ઉપાય?"

"ઉપાય એજ—કે જે મનોહર મૂર્તિ આ હૃદયમાં વસી છે તે તો ત્યાં સદા રહેવાનીજ—એટલે આ દેહમાં પ્રાણ છે ત્યાં સુધી તો આપને ચાહવાનીજ. આપના સુન્દર મુખના દર્શન કરી સદા આનન્દ પામીશ–આપના આનન્દમાં આનન્દ માનીશ અને આ જગત્‌માં પ્રેમની ધૂન જગાવી જગત્‌ને પ્રેમનો મહામંત્ર શીખવીશ" કાન્તા લાગણીભર્યા સ્વરે બોલી,

"અફસોસ! મારે લીધે કેટલાંને દુઃખ?" રમાકાન્તનું જીગર ચીરાઇ ગયું.

"કાન્તા! તમારા હૃદયપર ઘા થતો નથી?"

"થાય છે—પણ કોને કહું, કાન્ત!"

"કાન્તા! શું મને ન ભૂલાય?"

"કાન્ત! મારા હૃદયના ચીરા ના કરો--મેં નિશ્ચય કર્યો છે કે આપનેજ વરવું. મારા હૃદયમાં આપજ ચ્હોંટયા છો—હવે બીજાને ન ચહવાય!"



"રમાકાન્ત ! તું બેવકૂફ છે," લક્ષ્મીબાઈ બોલ્યા.

પૃષ્ઠ ૧૧૯.

" અફસોસ ! મારે લીધે એક પણ જીવ દુઃખી તો થવાનોજ!"

"તો બન્નેને સુખી કરો "

" શી રીતે ?"

" બન્નેને પરણો."

" એક મ્યાનમાં બે તલવાર શી રીતે રહી શકે ?"

" તમારા જેવા વિદ્વાનને તેથી ડર નથી. "

" તોપણુ એવું હું કદિ કરૂં નહિ. "

"તમારા અંતઃકરણમાં જરા પણ લાગણી જણાતી નથી. રમાકાન્ત !"

" શું તમને મારૂં મારૂં લાગણી-હીણું લાગે છે ?"

" એમાં શું કાંઇપણુ શક છે, ભલા ?"

" બે પત્નીથી સંસારમાં કલેશ થશે."

" અને તે પણ એક વિદ્વાનના ઘર વિષે ?"

" ઠીક છે-આ વિષે હું વિચાર કરીશ."

લક્ષ્મીબાઇ આ સમયે ત્યાં આવ્યાં અને બન્ને વચ્ચે ઘણી વાતચીત થયલી જોઇ ખુશી થયાં.

" કાંતા ! દીકરી ! તુંજ મારા ઘરમાં શોભશે !"

" પણુ કાન્ત તે ઇચ્છતા નથી, માત !"

" શું રમાકાન્તે તારૂં પણુ ન માન્યું ?"

" એમનું હૃદય પરવશ થયું છે. "

" રમાકાન્ત ! તું બેવકુફ છે. "

" હશે માત !—" રમાકાન્ત બોલ્યો.

" માતુશ્રી ! એમને કાંઇ પણ કડવાં વચન ના કહો. જેવી એમની ઇચ્છા ને મારૂં નસીબ !–" કાન્તાએ ભલાઇ બતાવી.

" કેવી ભલી છે ?" રમાકાન્ત મનમાં બોલ્યો. કાન્તા માટે કંઇક માન પેદા થયું. કાન્તા આ જોઇ શકી અને આનન્દ પામી.

" માતા ! કાન્તા અને લીલા બન્નેને ન પરણાય ?" રમાકાન્તે તોડ કાઢયો-પણુ હૃદયનો નહિજ !

" રમાકાન્ત ! તું ગાંડો તો નથી થયો. પહેલાથીજ કાંઇ

બબ્બે કન્યા પરણાય ? તું આટલો નિર્લજ્જ કેમ થયો ?—"

"હિન્દુ સંસારમાં આ કાંઇ નવીન નથી માતા ?"

"પણ તે તો છોકરાં ન થતાં હોય તેને !—..."

"ત્યારે મારે હાલમાં લગ્નજ નથી કરવાં." રમાકાન્તે છેલ્લો વિચાર દર્શાવ્યો,

"હાલમાં ભલે તો લગ્ન મુલતવી રાખીએ."

કાન્તા જવા તૈયાર થઇ. લક્ષ્મીબાઇએ રમાકાન્ત તેનોજ થશે એવી ધીરજ અને આશા આપી. કાન્તાને કંઇક સન્તોષ થયો. આત્મભોગ આપવાના નાટકથી પણ રમાકાન્ત અંજાયો છે એથી પણ જરા આશા આવી અને અશાન્ત પણ આશાભર્યા હૃદયે ઘેર ગઇ.



# પ્રકરણ ૧૪ મું.

---

## કચ્ચડાતી કલિ. !

રમાકાન્ત મુંબઈ યુનીવર્સિટીનો એક બાહોશ ગ્રેજ્યુએટ હતો. ઉચ્ચ કેળવણી લઇ તેણે પોતાના જીવનના આદર્શની ભૂમિકા ઘણા ઉચ્ચ પ્રકારની બનાવી હતી. તે અનેક આદર્શ સંસ્થાઓનો સ્થાપક અને ચાલક હતો. અનેક આદર્શ વિચારોનો પોષક હતો. હિંદુ સંસારના કેટલાક ઘાતકી રિવાજો નાબુદ કરવાની પહેલ કરનાર—તે માટે આત્મભોગ આપી સત્યાગ્રહની લડત ચલાવનાર સાચ્ચો વીર સુધારક હતો. અનેક સદ્‌ગુણો અને લાયકાતોથી તેનું અંતઃકરણ શણગારાયલું હોવા છતાં લીલા અને કાન્તા બેમાંથી કોને સ્વીકારવી અને કોને તજી દેવી એ સવાલનો નિર્ણય તે કરી શકયો નહિ. અલબત્ત, તેના હૃદયમાં લીલા માટેજ પ્રેમ હતો, લીલાજ તેની શાન્તીદાયી સખી હતી, તેનાં નયનો લીલાનેજ જોવા તલસતાં અને લીલાએજ તેને આ જગત્‌માં પિયુષઝરણુના મિષ્ટ વારિનો સ્વાદ ચખાડયો હતો તોપણ કાન્તા માટે તેને લાગી આવ્યું. કાન્તાના છેલ્લા વિચારો, રમાકાન્તના જીગરમાં સાચી મનાતી કાન્તાની આત્મભોગ આપવાની લાગણી, અને જગત્‌માં પ્રેમધુન જગાવવાની કાન્તાની દ્રઢતા એ સર્વ યાદ આવતાં કાન્તા માટે પણ રમાકાન્તને કંઇ કંઇ થઇ જતું. ગંજાવર સભાઓમાં, હજારો મનુષ્યોની મેદનીમાં એક બાહોશ ભાષણકર્તા તરીકે, વિદ્વતાભર્યાં, ઉત્તમ વિચારવાળાં જુસ્સાભર્યાં ભાષણથી સભાજનોને પોતામાં લીન કરી નાખનાર, પ્રજાનો હિતચિંતક, હિંદનું ભલું ચાહનાર, ગરીબોનો પાલક, અનાથોનો આધાર, અનેક સુ–ધારક સંસ્થાઓનો સ્થંભ, વિદ્વાનોને માન આપનાર જીંદગીનું ઉત્તમ સુખ —જીવનની પહેલી જરૂરીઆત અને સંસારરથના મુખ્ય ચાકરૂપ પ્રેમના ગહન વિષયમાં પડતાં કોઇ અજબ—અકથનિય સ્થિતિમાં આવી પડયો. એક બાજુ લીલા અને બીજી બાજુ કાન્તા ! કોને સુખી કરવી અને કોને દુઃખી કરવી એ ગંભીર સવાલ ઉપસ્થીત

થતાં મુઝાયો. આ વેળાએ તેની સર્વ વિચાર શક્તિ જાણે ગુમ થઈ ગઇ હોય એમ તેને લાગ્યું અને તેથી લીલાનો ચાહનારો કાન્તા અને લીલા ઉભયમાંથી કોને સ્વીકારવી એ પ્રશ્ન જેમ જેમ ધોળતો ગયો તેમ તેમ તે વધુ ગંભીર અને ગુંચવાડાભર્યો થઇ ગયો.

લક્ષ્મીબાઇ મણીકાન્તને મળ્યાં. રમાકાન્તની સ્થિતિ જણાવી અને લગ્ન મુલતવી રાખવા વિનંતી કરી. મણીકાન્તે લગ્ન મુલતવી રાખવા કબૂલ કર્યું પણ "વિવાહ" કરવાની ઉતાવળ કરી. અને તેના મુખ્ય કારણમાં તેનાં સગાંવ્હાલાં કાન્તાની મોટી વય જોઇ તેને કડવા વચન કહી ટૂંપી ખાય છે એમ જણાવ્યું. હિન્દુ સંસારમાં કન્યા પન્દર વર્ષની થતાં તો સગાં વહાલાંઓ મ્હો ભાવતી ટીકાઓ કરવા માંડે છે એ જાણીતી બીના છે અને તેથી મણીકાન્તની વાતમાં લક્ષ્મીબાઈને સત્યતા જણાઇ. લક્ષ્મીબાઇએ વિવાહમાં રમાકાન્તની સંમતી માગી અને સંજોગો તપાસી, ચીરાતાજીગરે, રમાકાન્તે વિવાહ કરવા કબુલ્યું. લક્ષ્મીબાઇને સ્વર્ગ મળ્યું. કાન્તાના આનંદનો અવધિ થયો. આખા આબુ રોડ પર ધમાલ ચાલી. સઘળા બંગલાઓ જાણે કેવોક આનંદ હોય તેમ હર્ષથી ગાજી રહ્યા—પાર્ટીઓ અપાઇ—નાચરંગ થયા. રમાકાન્તને કાન્તા જેવી સુંદર, કેળવાયલી અને કુળવાન કન્યા મેળવવા માટે અનેક અભીનન્દનો મળ્યાં. કાન્તા સખીઓમાં ભાગ્યશાળી મનાઇ. નોકર-ચાકરોમાં ઇનામનાં લ્હાણાં થયાં; શ્રીમંત વર્ગને પણ આ સમયે "ડીનર પાર્ટી"થી સંતોષવામાં આવ્યો. "શાન્તીભુવન" બાગે પરસ્તાનમાં ફેરવાઇ ગયું. હજારો રોશનીના પ્રકાશથી ઇંદ્રભુવન જેવું બન્યું. સર્વત્ર આનંદ મંગળ વ્યાપી રહ્યો—સઘળે હર્ષની ધુન જામી રહી. જ્યારે રમાકાન્ત જેના વિવાહ થાય છે, જે કાન્તાનો ભાગ્યશાળી ભરથાર મનાય છે તેજ અત્યારે ગમગીનીમાં ગીરફતાર થયલો નજરે પડે છે. શાન્તીભુવનની દીવાલપર કુદતી વેલો જાણે રમાકાન્તની આવી દશાની મશ્કરી કરતી હોય એવું તેને લાગ્યું. લીલી છંમ વનસ્પતિ, સુન્દર ફુલો, મનોહર લીલી વેલો એ સર્વ રમાકાન્તને કરડવા ધાતું હોય તેવું જણાયું. હજારો લાઇટની ભભકાદાર રોશની તેની આંખના તેજનો નાશ કરી નાંખતી હોય

એવો ભાસ થયો. આખું જગત ઘાતકી અને ક્રૂર જણાયું. શ્રીમંતાઇ અને ગરીબાઇના કુદરતી ભેદ માટે તેના પ્રેમમાં કાંટા રૂપે ખુંચનાર જગતને તેણે નિઃસાર માન્યું. હૃદય અશાન્ત થયું. ચીત ચકભ્રમ બન્યું. લીલા યાદ આવી. રડી પડાયું. કાન્તા હર્ષઘેલી બની તેની પાસેજ બેઠી હતી. તેને જોતાંજ કોઇ અજબ સ્થિતિ રમાકાન્તે અનુભવી. "ગમે તેમ થાય તોપણ લીલાનેજ પરણવું" એવો દ્રઢ નિશ્ચય કર્યો. કાન્તા નજીક હતી. આ માંગળીક પ્રસંગે રમાકાન્તનું દિલ જીતવા કાન્તાએ ધરતી અને આકાશ એક કર્યાં. તેનો પ્રેમ જીતવા અનેક વલખાં માર્યાં. સુન્દર બનવા–દેખાવા તનતોડ પ્રયાસ કર્યો કલાકે કલાકે સાડી બદલી, નવા ચળકાટભર્યાં હીરા જડીત ઘરેણાંથી પોતાની સુન્દર દેહને દીપાવી–રમાકાન્તને આંજવા પ્રયાસ કર્યો. તેથી ભલભલા મોહિત થયા. કાન્તાના ચાહનારા વધ્યા. અનેક ફાંકડા વિકારી યુવાનો તેના તરફ આકર્ષાયા પણ જે આકર્ષાવો જોઇએ તે તો નજ આકર્ષાયો. કાન્તાની આશા નજ ફળી. તેના આ પ્રયાસનું ફળ બુરૂં આવ્યું. રમાકાન્ત પોતે શોકમાં છે છતાં કાન્તા હર્ષમાં રહે છે, સુંદર વસ્ત્ર તથા ઘરેણાં પહેરે છે, એ વિચાર આવતાં આત્મભોગ આપનારી કાન્તા રમાકાન્તના હૃદયમાં લાગણી વગરની જણાઇ. કાન્તા માટે જે કંઇક માન તેના બહારના ડોળપરથી ઉપજ્યું હતું તે નાશ પામ્યું; અને કાન્તા–સુન્દર કાન્તા દુઃખદાયકજ થઇ પડી. રમાકાન્તના હૃદયપર લીલાએ સંપૂર્ણ વિજય મેળવ્યો. કાન્તાની આત્મભોગની લાગણી ફક્ત ડોળજ હતી એવું રમાકાન્તના અંતરમાં વજ્રલેપ થઇ ગયું–કાન્તા તરફ ધિક્કાર છુટયો. રમાકાન્ત "પાર્ટી"માં હાજર હતો પણ કોઇ સાથ ભેળાયો નહિ. તેમાં આનન્દ માન્યો નહિ. જ્યારે કાન્તાએ પોતાને ત્યાં હતાં એટલાં ઘરેણા પહેર્યાં–હિરાજડીત નેકલેશથી પોતાની નાજુક ડોક શોભાવી—હાથમાં હિરાજડીત બંગડીઓ, નાકમાં નાજુક, નથ, કાનમાં એરીંગ વિગેરે વિગેરે એક ઓથી પહેરાય અને શરીરથી ભાર ઝીલાય એટલાં ઘરેણાં તેણે પહેર્યાં. બે કલાકની "પાર્ટી"માં ચાર ચાર સાડી બદલી અને તેના પરિણામે અનેક યુવાનોનાં મન તેણીના પ્રેમ માટે તરસ્યા બન્યાં. કાન્તાને મેળવવા

–તેનો પ્રેમ જીતવા અનેક યુવાનોએ નવા નવા પ્રકારની યુક્તિઓ રચવાનો વિચાર કર્યો અને સુન્દર મનાવાની–ગણાવાની મહત્વાકાંક્ષાએ આડકતરી રીતે એક પ્રકારના વિનાશનું બીજ રોપ્યું !

રમાકાન્તના વિવાહ થયા–તેનું હૃદય ચીરાયું–કાન્તાના હૃદયમાં આનંદ સમાવ્યો શમતો નહિ. લક્ષ્મીબાઈની હોંસ પુરી થઇ મણીકાન્ત ચિન્તારહિત થયો. વિવાહ તો થયા હવે એની મેળે ઠેકાણે આવશે એમ સંતોષ મનાયો.

જ્યારે સર્વત્ર આનંદમંગળ વર્તી રહ્યો ત્યારે જેને આનંદ થવો જોઇએ તેના–રમાકાન્તના હૃદયમાં શોકરૂપી અંધકાર ફેલાયો. તેને જીવન તદ્દન ખારૂંજ લાગ્યું. જગત્ ઝેરી જણાયું. કાન્તાને જોતો અને નખશિખાન્ત સળગી જતો. મનમાં ને મનમાં મૂઝાઇ રહેતો. આવી અસહ્ય વેદનામાં બે ત્રણ દિવસ ગયા. એટલો સમય તેને બ્રહ્માના કરોડો યુગ જેટલો લાંબો જણાયો–લીલા યાદ આવી–લીલાનો પ્રેમ હૃદયમાં ઊછાળા મારવા લાગ્યો. લીલાને મળવાનું–હૃદયે હૃદય મેળવવાનું મન થયું–માતાની આજ્ઞા માગી–જેમ તેમ રજા મળી અને ચાલ્યો.

રમાકાન્ત હમેશાં ફર્સ્ટ ક્લાસમાં મુસાફરી કરતો પણ આ વેળા થર્ડ ક્લાસમાં બેઠો. તેને એવી કલ્પના તો સ્વપ્ને પણ આવતી નહિ કે ગરીબો સાથ થર્ડ ક્લાસમાં કેમ બેસાય ? ગાડીમાં બેઠો અને ગાડી ચાલી. એકાદ પત્થરના કોરી કાઢેલા પૂતળા પેઠે તે વિચારમાં ને વિચારમાં જ્યાં બેઠો હતો ત્યાંજ બેસી રહ્યો–ચ્હોંટી ગયો. જાણે તે જીવતોજ ન હોય, તેમ સ્તબ્ધ બની ગયો, ટ્રેન દોડતી અને એક પછી એક સ્ટેશન છોડી સપાટાબંધ આગળ વધતી પણ રમાકાન્તને કશાનું ભાન નહોતું. તેની આંખો કાંઇ જોઇ શકતીજ નહિ. તેની મગજ શક્તિ કાંઇનો પણ વિચાર કરી શકતીજ નહિ.

ટ્રેન અમદાવાદ આવી અને સ્ટેશન પરની ધમાલથી રમાકાન્ત વિચાર સમાધિમાંથી જાગૃત થયો. સ્ટેશનના પ્લેટ ફોર્મપર ઉતર્યો પાણી પી શાન્ત થવા કોશેષ કરી પણ શાન્ત થઇ શકયો નહિ. તેનું મગજ તદ્દન અશાન્ત બન્યું હતું. અમદાવાદમાં એકાદ દિવસ

વીશીમાં પડી રહ્યો. પણ ત્યાં ગમ્યું નહિ; અમદાવાદની ગંદી વીશીમાં રમાકાન્તને શાંતિ મળી નહિ. પાછો સ્ટેશનપર આવ્યો અને સુરતની ટીકીટ લઇ બેઠો. તેના સુભાગ્યે તેના ડબ્બામાં માત્ર ત્રણજ ઉતારૂઓ હતા. તેમાં એક બ્રાહ્મણ તેની પત્ની અને એક તેર ચૌદ વર્ષની મુગ્ધ બાલિકા હતી. તેર ચૌદ વર્ષનું નાદાન વય હોવા છતાં તે બિચારીના કપાળપર સૌભાગ્યસૂચક ચાંદલો ન હોવાથી તથા હાથમાં સૌભાગ્યના ચિન્હરૂપ ચુડીનો અભાવ હોવાથી હિન્દુ સંસારની જાલમ જાળમાં ફસી પડેલી તે કોઇ કમનસીબ "વિધવા" હોય એવું અનુમાન થઇ શકતું.

"મહારાજ! તમે ક્યાં જવાના છો ?"

રમાકાન્તે સમય પસાર કરવા સહજ પૂછ્યું.

"ડાકોર—આણંદ ઉતરી જવું પડશે. ભાઈ, તમે ક્યાં જવાના છો ?"

"સુરત"

"આપ ક્યાંના રહીશ ? શી ન્યાત ? ધંધો શો ? તમારા પિતાનું નામ શું ? ડાકોર કોઇ વેળા પધાર્યા છો ?..........." એવા એવા ગોર મહારાજે અનેક આડા તેડા સવાલો પૂછ્યા અને રમાકાન્તે તેના સંતોષકારક જવાબ આપ્યા. વાતમાં ને વાતમાં ગોર મહારાજે ડાકોરની મહત્વતા પર લાંબુ લચ ભાષણ કર્યું. "બોડાણા" ને શ્રી રણછોડજી મળ્યા, શ્રી રણછોડજીની તુલા થઇ, ભક્તની લાજ રહી વીગેરે વાતો રસ લઈ લઇ રમાકાન્તને કહી સંભળાવી!! ડાકોરનું શ્રી રણછોડજીનું ભવ્ય મન્દીર, તેની સુન્દરતા, તેની કારીગરી, તેની મહત્તા, તેની પવિત્રતા, તેનું માન, તેનો મહિમા, ભાવીક ભક્તોમાં શ્રી રણછોડજી માટેની અથાગ શ્રદ્ધા, તથા દર્શન કરવાની પ્રબલ ઇચ્છા, એ સર્વ ધીમે ધીમે ગોર મહારાજે રમાકાન્તને વિસ્તારપૂર્વક પોતાની રસીલી ગુજરાતી (!) ભાષામાં સમજાવ્યું અને તે સાંભળી રમાકાન્તને એક દિવસ ડાકોર ઉતરી શ્રી રણછોડજીનાં દર્શન કરી પવિત્ર થવાનું મન થયું. તેણે પોતાની ઇચ્છા ગોર મહારાજ આગળ જાહેર કરી અને અચાનક

મળેલા શ્રીમન્ત યજમાનને જોઇ ગોર મહારાજનો જીવ એક પલ સ્વર્ગની મુલાકાત લઇ આવ્યો !!

"અરે ભાઇસાબ ! પધારોને ! તમારૂંજ ઘર છે ની ! કશી ફકર ચંતા ન કરશો–અમે તમારાજ છઇએ હો—" વીગેરે વીગેરે માનભર્યા વાકયોથી રમાકાન્તને આમંત્રણ થયું. વાતમાં ને વાતમાં ગોર મહારાજે પોતાના વંશ પરંપરાથી ચાલતા આવેલા પ્રખ્યાત ગોરપદાની વાત પણ રમાકાન્તને જણાવી અને તેથી રમાકાન્તને કાંઇક રમૂજ મળી. સુરત જવાની ઇચ્છા રાખનાર આણંદ ઉતર્યા. ત્યાંથી ટ્રેન બદલી ડાકોર જવા સઘળાં ઉપડયાં. વ્હાલીને મળવા જનારો ડાકોર જોવા લોભાયો–ડાકોરનું અવલોકન કરવા લલચાયો અને કંઇ વિચિત્ર ધુનને શરણ થઇ ગોર મહારાજ સાથ ડાકોર ગયો.

ગોર મહારાજ મણીશંકરનું ઘર ડાકોરમાં સ્ટેશનથી થોડેક દુર આવેલું હતું. આ ઘર તદ્દન જર્જરિત હાલતમાં હોવાથી જેમ તેમ ટેકા દઇ ઉભું રાખ્યું હતું અને આવતા ચોમાસામાં તે ટકશે કે કેમ તે માટે દરેક જણને શંકા થતી. રમાકાન્તે પહેલાથીજ દશ રૂપીઆની નોટ ગોર મહારાજના માંગળીક હસ્તમાં પધરાવી અને હવે તેની આગતાસ્વાગતાનું પૂછવુંજ શું ? તેનો પડતો બોલ ઝીલાવા લાગ્યો.

રમાકાન્તને રાજી રાખવા ગોર મહારાજે ગોરાણીને ઘટતા શબ્દોમાં હુકમો આપ્યા અને લક્ષ્મીના પરમ ભક્ત ગોરાણી રમાકાન્તને જોઈ તેની સેવા કરવામાં એવી રીતે ગૂંથાયાં કે પરોણાગત ચાખવાનો જેને ઝાઝો માવરો ન હોય તે એક પળ અકળાઇ યા મૂઝાઇ પણ જાય ! ગોરાણીએ રમાકાન્તના આતિથ્ય માટે સર્વસ્વ અર્પણ કરવાનો દ્રઢ નિશ્ચય કર્યો હતો પણ રમાકાન્ત–અશાન્ત રમાકાન્ત ઉત્તમ ચારિત્ર્ય વિભૂષિત રમાકાન્ત તેણી પર બિલકૂલ લક્ષ આપતો નહિ અને તેથી ગોરાણી કંઇક નિરાશ થયાં.

મણિશંકર ગોરનાં ગોરાણી આતિથ્ય કરવામાં ડાકોરમાં ઘણા ચાલાક ગણાતાં અને શોખિન યજમાનો માટે તો તેમનું ઘર એક સ્વર્ગિય ભુવન જેવુંજ મનાતું. રમાકાન્તને પ્રથમથીજ ગોર મહા-

રાજે શ્રીમન્ત યજમાન તરિકે પિછાન્યો હતો અને ગોરાણીની ચાલાક આંખો પણ રમાકાન્તના ખીસ્સાનું બારિક અવલોકન કરી શકી હતી. આ કારણે ગોરાણી રમાકાન્ત પરથી ઓવરાઇ જવા લાગ્યાં પણ રમાકાન્તપર એ ધાંધલની ઝાઝી અસર થતી નહિ અને તેથી મોહિનિ સ્વરૂપ ગણાવાનો ફાંકો રાખનાર ગોરાણીના મનમાં રમાકાન્ત અરસિક અને મૂર્ખો મનાતો. ગોર મહારાજે પોતાના ઘરનો સારામાં સારો ઉજાસવાળો આગલો ભાગ રમાકાન્તના કબજામાં સોંપ્યો. મણીશંકર ગોર " ક " થી " જ્ઞ " સુધી ભણ્યા હતા એટલુંજ તોપણ ચાર વેદ, છ શાસ્ત્ર અને અઢારે પુરાણના મહાન અભ્યાસી હોઇ સર્વે શાસ્ત્રોમાં પારંગત હોવાનો દાવો કરવાને ચૂકતા નહિ. પોતાની વિદ્વતા બતાવવા જતાં ભાગુતુટું, ભરડી મારેલું સંસ્કૃત બોલતાં અર્થનો અનર્થ પણ કરી બેસતા; પણ તે માટે તેમને ઝાઝી દરકાર ન્હોતી. તેઓ અંતઃકરણથી એવું માનનારામાંના એક હતા કે " સંસ્કૃત તો ફક્ત બ્રાહ્મણોજ બોલી અને સમજી શકે. " તેમની વાચાળ જીભ, ભયંકર પાચનશક્તિ લાડુ તરફની તેમની અસાધારણ રૂચી અને તે રૂચીને લીધે વધેલું ગાગર જેવડું મોટું પેટ, મનુષ્યના મુખપર રહી શકે એવડું મોટામાં મોટું નાક, સપાટ મેદાન જેવું ચળકતું માથું અને યજમાનોના ખીસા તરફ તીક્ષ્ણ નજર નાખતી ચળકતી આંખો એ તેમના શરીરની ખાસ જોવા લાયક વસ્તુઓ હતી ! ! રમાકાન્ત સાથ સાસ્ત્રનો વાદવિવાદ કરવાને પણ મણિશંકર ગોર ચૂકયા નહિ. તેમ કરતાં યજમાનોની અશ્રધ્ધાળુ લાગણી માટે ગાળ દેવાનું પણ ભૂલ્યા નહિ; છતાં રખેને રમાકાન્તને ખોટું લાગે અને પોતે ધારેલી રકમ મળે નહિ તે માટે ચિન્તા કરી રમાકાન્તને રાજી રાખવા મીઠું મીઠું કહેવાનું પણ તેમના મગજની બાહાર ગયું નહીં !

સવારના પહોરનો વખત હતો,—ગોર મહારાજ રમાકાન્તને લઇ ડાકોરની રમણીયતા બતાવવા નીકળ્યા અને સઘળું બતાવ્યું. શ્રી રણછોડજીની મુર્તીના દર્શન કર્યાં અને ત્યાર પછી રમાકાન્તે ઘેર જવાની ઇચ્છા બતાવી પણ ગોર મહારાજ " દક્ષિણા " ના લોભી હોવાથી ઘેર પાછા ન ફરવાથી રમાકાન્તને એકલા આવવું

પડયું. જેમ તેમ ઘર શોધી કાઢયું અને એક પગ હજુ ઘરમાં મૂકયો એટલામાંજ તેના કાને કોઇ નિર્દય સ્ત્રીનો કઠોર અવાજ અથડાયો. આ અવાજ સાથ કોઈ ડુંસકા ભરતું હોય એવું લાગ્યું. શું છે તે જાણવાનું કુતૂહુલ ઉત્પન્ન થયું. તપાસ કરતાં માલૂમ પડયું કે રસોડામાં ગોરાણી પોતાની વિધવા સાવકી છોકરીને પોતાની અમૃત ભરી વાણીથી વધાવીલઇ "માતૃપ્રેમ" દર્શાવી રહ્યાં હતાં અને ગરીબ, વિધવા, નમાયી છોકરી આ સઘળું દયામણે મ્હોંએ ન છુટકે રડતાં રડતાં સાંભળી રહી હતી.

"રાં...આવડી મોટી થઇ તોએ શાણપણ નથી આવતું. રાં...અભાગણી! સારૂં સારૂં ખાવાનું જોઇએ—પેટમાં ચાંપવા તો દોઢમણ જોઇએ—સારૂં ઓઢવા પહેરવાનું જોઈએ—બળદીઆ જેવું ફરવાનું જોઇએ ને કામને નામે "આરતી"! રાં...શંખણી! જરા કહીએ તો મોઢે ચઢી બોલે—અને જરા જરા વારમાં તારા બાપના નામનો છેડો વાળે એ નહિ ચાલે મારા ઘરમાં—તારે રહેવું હોય તો રહે નહી તો જા તારા માટીને ઘેર......"

ગોરાણીના મુખમાંથી જ્યારે આવી વિવેકી ભાષા (?) બહાર પડી વાતાવરણને બગાડતી હતી ત્યારે તેમના કઠોર હાથો વળી "દયા" (!) ની હદ કૂદાવી તે ગરીબ, નમાયી, લાચાર બાળકીના કોમલ શરીરપર પ્રહાર કરવાને પણ ચૂકતા ન્હોતા. તે રાંક ગરીબ છોકરીના નાજુક કાનો તે માતા ગણાતી ચંડાળ રાક્ષસીએ પોતાના સઘળા જોરથી એવા મરડી મૂકયા હતા કે તેમાંથી લોહીની ધારજ વહેવાની ફક્ત બાકી રહી હતી! તે રંક—અભાગી બાલાના ગાલપર પણ તમાચાની વૃષ્ટિ દયા વગર થતી જતી અને રમાકાન્ત જો ગોરાણીની પાસેથી નિર્દયતાનો "પરવાનો" ખૂંચવી ન લેત—મણીને બચાવવા ગોરાણીને ન સમજાવત તો તે રાંક વીધવાની—તે કચડાતી કોમળ કલીની શી દશા થાત તેની માત્ર કલ્પના કરતા અંતર કંપી જાય છે!

તે દુઃખી બાલા મણીશંકર ગોરની પહેલી સ્ત્રીની કમનસિબ પુત્રી હતી. બચપણમાંજ મણીના લગ્ન થયાં અને તેણીનો પતિ ગણાતો નાનો બાબુ પોતે એક કન્યાનો "પતિ" છે એવું જાણ-

વાની, સમજવાની કે કલ્પવાની શક્તિ પણ ધરાવતો ન્હોતો એટલી નાદાન વયમાં શીતળાથી મરણ પામ્યો. અને અભાગણી મણી—નાની, સુન્દર, હસાવવા લાયક, રમાડવા લાયક, નાદાન બાળકી મણી—ત્યારથીજ " વિધવા "નું હિન્દુ સમાજમાં જન્મ સૂધી ન ભુંસાય એવું કલંક માથે લઈ બેઠી! બાબુ મરી ગયો ત્યારે તેના તથા મણીનાં માબાપ—સગાંવહાલાં રડયાં—કૂટયાં—પણ મણીને કાંઇ થયું નહી. કયાંથી થાય? તે નાદાન કોમલ બાળકી શી રીતે જાણે કે તેના જીવનનો સૂર્ય અસ્ત પામ્યો હતો—તેની જીંદગીનું સઘળું સુખ નાશ પામ્યું હતું—તેની બાલક જીંદગીમાંજ તેની સર્વ આશા—મનોરથો અને સુખો હવામાં મળી ગયાં હતાં,—જગતની મીઠાશ—જગતનું માધુર્ય તેણી માટે હિન્દુ સમાજની નજરે સરજાયાંજ ન્હોતાં. ચાર વરષની નાદાન બાળકી હજુ પુરૂં પાધરૂં બોલતાં ન શીખે એટલે તો તેણી એક પતિની પત્ની ગણાય અને બાલક પતિની જીંદગી જોખમમાં આવી પડતાં જીંદગી સુધી તદન નકામી—નિરૂપયોગી અને નિર્માલ્ય મનાય એ પણ હિંદુ સમાજની એક વિચિત્રતાજ!

જગતની સુંદરતા, જગતની મોજમઝા, જગતના વૈભવો એ સર્વ માટે મણી જગતની નજરે નાલાયક ઠરી ચૂકી. ચાર વર્ષની વયમાંજ જીવનમાં ઝેર રેડી બેઠી. વિધવા—નઠારા શુકનની—કાળા મ્હોંની—મનાવા લાગી. બાર તેર વર્ષની થઇ—કંઇક સમજણી થઇ એટલે જગતને જોવા—દુનીઆમાં ફરવા તદ્દન નાલાયક મનાઇ. તેના પોતાના નાના ઘરનેજ તેણીએ પોતાની દુનીઆ માનવી—રસોડાને પોતાનું ફરવા હરવાનું સ્થળ માનવું—એવું ઠર્યું, અને કોઇ વાર બહાર જવાનું સુખ મળતું તો તે ગોરાણી—સાવકી માતા—રાક્ષસીની સાથેજ. એટલે તે ઘરમાં બેસી ગોંધાઇ રહેવા કરતાં પણ વધુ દુઃખકારી હતું!

રમાકાન્ત આ નાજુક કલિને જોઇ દાઝી ગયો. ગોરાણીપર તિરસ્કાર છુટયો—ક્રોધ ઉપજ્યો. મણી—વિધવા—નિરાધાર—નમાયી મણી માટે હૃદયમાં દયાનો ઝરો ખળખળ વહેવા લાગ્યો—ડાકોર આવવાનું સફલ થયું. મણીને દુઃખના દાવાનળમાં બળતી જોઇ ન

શકયો. આ નર્કસ્થાનમાંથી તેણીને મુકત કરવા નિશ્ચય કર્યો. હિન્દુ સંસારના બંધારણ—બાળ લગ્ન જેવા ભયંકર રિવાજો માટે શોક ઉત્પન્ન થયો. મણીના જેવી કેટલી દુઃખી બાળાઓ વિધવા થઈ હશે ? કેટલા આવાં કોમળ ફુલો હિન્દુ સંસારના ઘાતકી રિવાજથી કચડાઇને કરમાઇ જતાં હશે તેની કલ્પના આવતાં તેનું કોમળ હૈયું દ્રવી ગયું. અને આ વિષયમાં અથાગ મહેનત કરવાના કસમ લીધા.

મણીને મારવા માટે રમાકાન્તે ગોરાણીને મીઠા શબ્દોમાં ઠપકો પણ આપ્યો. પોતાની જીંદગાનીમાં ગોરાણીએ કોઇના પણ બોલ સાંભળ્યા હોય તો તે રમાકાન્તનાજ; અને તે પણ તેના તરફથી કાંઇ સારી રકમ મળવાની સુન્દર આશા તેમનાં હૃદયમાં જન્મ પામેલી હોવાથીજ. ગોરાણી આ ઠપકો સાંભળી તો રહ્યાં. પણ પોતે માનભંગ થયલાં જણાયાં અને સ્વતંત્ર ગોરાણી પોતાના મનને શાન્ત કરવા " દર્શન " કરવા ગયાં; પણ અલબત, અમારે કહેવું જોઈએ કે, મણીએ રસોઇ તૈયાર કરીજ રાખવી જોઇએ. સાંજના ભોજન માટે સામગ્રી ચુંટી મુકીજ જોઇએ, પરોણાને સંતોષવાજ જોઇએ, રમાકાન્તનો પડતો બોલ ઊંચકી તેને રીઝવવોજ જોઇએ, એવા એવા હુકમો કરવાનું ગોરાણી ભૂલી ગયા નહિ.

ગરિબડી મણી રસોડામાં બેઠી બેઠી રસોઇ કરતાં પોતાની નિરાધાર હાલત માટે આંસુ પાડતી હતી. રમાકાન્ત ઘરના આગલા ભાગમાં હતો. પણ ગોરાણીના જવા પછી હળવે પગે રસોડા આગળ ગયો. મણીને તેના આવવાની ખબર પડી નહિ. તેણીની ઓઢણીમાં અનેક ઠીગડા હતાં—માથાપરથી છેડો ખસી ગયો હતો—મોહક સુન્દર કાળા વાળવાળું માથું મણીની કુદરતી સુન્દરતાનો ભાસ આપતું. લુગડા ફાટેલા પણ સ્વચ્છ હતા ! કુદરત જેને સુન્દર બનાવે છે તેને સારાં ઘરેણાંની જરૂર રહેતી નથી—મણીમાં કુદરતેજ સુન્દરતા ભરી હતી અને તેથી.—

" નહી મોહતાજ જેવરકા
જીસે ખુબી ખુદા દેતે,
કે દેખો ખુશ્નુમા લગતા હય
કયસા ચાંદ બીનગહને "

એ કિદું કથન અહિં સાચું પડયું. જગતની બનાવટી સુન્દરતા મણી માટે સરજાઇ નહોતી—આવશ્યક પણ નહતી—રમાકાન્ત છૂપાઇને આ સુન્દર બાલિકાને જોઇ રહ્યો અને એક ઉંડો નિઃશ્વાસ નાખ્યો. આવાં કેટલાં ફૂલો જીવન વસન્તકાળમાં, હિન્દુ સંસારમાં, ખીલ્યાં વગર, કરમાઇ જતાં હશે—ખરી પડતાં હશે એ ખ્યાલે કમકમ્યો !

" મણીગૌરી ? જરા પાણી આપશો ?" કહી તે જાહેર થયો અને મણી ચોંકી—માથાપર ઓઢણીનો છેડો બરાબર ઢાંકી દઇ પાણી આપવા ઉઠી—પાણી આપ્યું અને રમાકાન્તે તે પીધું.

"મણીગૌરી ! તમે દિલગીર કેમ છો ?–" રમાકાન્તે પાણી પી લોટો પાછો આપતાં કહ્યું.

મણી કાંઈ બોલી નહિ. "મણકી"ના નામથી સંબોધાતી, માતાની ગાળો સહનારી મણીને "મણીગૌરી"ના માનભર્યા નામથી બોલાવનાર તેની ટૂંકી પણ તેને મન ઘણી લાંબી જીન્દગીમાં રમાકાન્ત પહેલોજ હતો. રમાકાન્તની સ્નેહાળ—દયાળુ લાગણીથી મણીના અન્તરમાં તેને માટે માન ઉત્પન્ન થયું, અને રમાકાન્તે પૂછયું તેના પ્રત્યુત્તરમાં અથવા કોઇ દુ:ખી ઉભરાથી તેણીની અ-બોમાંથી દડ દડ આંસુઓ નીકળી તેના સુન્દર ગાલો ભીંજાવી તેનાં મોહક શરીરપર સરી પડયા. રડતી મુગ્ધાની દયાજનક સ્થીતિ રમાકાન્ત જોઈ ન શકયો અને તેથી દિલાસો દેતો હોય તેમ, દયા ભર્યા અવાજે બોલ્યો,

" મણી બહેન ? રૂદન કરવાથી તમારૂં દુ:ખ ઓછું થનાર છે ?—"

" નહિ—ભાઇ ! પણ આંસુ એ દુ:ખીઓના મિત્ર છે એ તો તમે જાણતાજ હશો !—"

"હા–તે ખરૂં. દુ:ખીઓની છાતીનો ભાર આંસુઓ હલકો કરે છે પણ આંસુઓજ મનુષ્યની ભીની લાગણીઓ ધીમે ધીમે સુકી કરી નાખે છે—"

"તમે ભૂલો છો, ભાઈ. આંસુઓ દુ:ખમાં દીલાસો છે—સ્ને-

હીનું સ્મરણુ છે અને એ આંસુઓ તો અંતઃકરણુને કોમળ અને ભીનું બનાવે છે, ભાઇ!—"

ગામડાંના કઠોર અને અભણુ વાતાવરણુમાં ઉછરેલી બાલકીનું આ વાક્ય સાંભળી રમાકાન્ત સાનન્દાશ્ચર્ય પામ્યો અને કંઈક હિમ્મત ધરી બોલ્યો,

"મણી બ્હેન! તમને અહિં ગમે છે?"

મણી વળી રડી પડી.

"તમને આ નર્કસ્થાનમાંથી છૂટવાનું મન થાય છે?"

"હા ઘણુંયે. પણુ પરમેશ્વર ક્યાં ભલો છે? મોત ઘણુાના મારા ગામમાં આવે છે અને તેમને માટે ઘણુા બળાપો કરે છે. મારે માટે બળાપો કરનાર કોઈ નથી ત્યારે મારૂં મોત કોણુ જાણે કેમ આઘું ને આઘુંજ નાસે છે."

"તમને કોઇ છોડાવનાર મળે તો તમને ગમે ખરૂં?"

"શા માટે નહિ? આ નર્કને તજી સ્વર્ગમાં જવાનું જેને ન ગમે તે ખરેખરી અભાગણીજ હોવી જોઇએ."

"હું તમને છોડાઉં તો તમે મારી સાથે આવશો?"

"મને તમે છોડાવશો? શી રીતે?..."

મણી અજબ થઈ બોલી.

"ગમે તે ભોગે!..."

"મારા પિતા કેમ માનશે?..."

"તારા પિતાને ખબર પડે તો ને?"

"હું ચાલી જાઉં તે ખબર ન પડે?"

"એ ખબર પડે પણુ તું ક્યાં ગઈ તે ખબર ન પડે."

"આપણે ક્યાં જઇશું?"

"ગમે ત્યાં!..."

"શું સાચું કહો છો?..."

"હા..."

"મારા સમ!..."

"તારા સોગન મણી!..."

"તમારો કેટલો આભાર ભાઈ? વિધવાઓ સમાજની કલંકીત સ્ત્રીઓ છે એવું ગણનારા તમે નથી. આ નર્કસ્થાનમાંથી છૂટવાની સ્વપ્ને પણ આશા નહોતી પણ પ્રભુએ મારા તરફ જોયું ખરૂં?"

મણી ચાર ચોપડી ગુજરાતી ભણી હતી. તેણીની માતા જ્યારે જીવતી હતી ત્યારે કંઇક વાંચ્યું હતું અને ગામડાંના અભણ વાતાવરણમાં મણા વિદ્વાન્ સ્ત્રી તરિકે ઓળખાતી. તેણીએ પોતાની સઘળી વાચાળ શક્તિનો ઉપયોગ રમાકાન્ત સાથ વાત કરવામાં કર્યો અને ગામડાંના વાતાવરણથી બીનમાહીતગાર યુવાનને કંઇ કઇ થઇ ગયું. આવા સ્થળમાં ઉછરેલી બાલામાં આટલી બધી સમજ શકતી હશે એવું રમાકાન્તે ધાર્યું નહોતું. એવાં અનેક સુકોમલ પુષ્પો—મધુર સુગંધવાળાં પુષ્પો—હશે હિન્દુ સંસારની કડવી વેલો ઉપર કે જ્યાં તે ખીલ્યા વગર પોતાની મીઠી સુગંધીનો જગત્‌ને લાભ આપ્યા વિના કરમાઇ કરમાઇને, પોતાની જીંદગી અંધારા કારાગ્રહમાં—ઝેરી વાતાવરણમાં પસાર કરી, જગત્‌ના સુખથી અલગ રહી કંગાળ જીવન ગુજારતાં હશે તે માટે રમાકાન્તને અપાર શોક થયો. ગમે તેવા ભોગે મણીને—તે કોમલ કલિને આ ભયંકર કેદખાનામાંથી છોડાવવા, સાવકી માતાના તાણાં ટૂપલાંથી બચાવવા, ગૃહકાર્યનો અસહ્ય બોજો મણીના કોમલ જીવનપરથી ફેંકી દેવા, અથાગ વૈતરામાંથી મુક્ત કરવા, હિન્દુ સમાજના રિવાજની ઘાતકી ચક્કીમાં પીસાતી બચાવવા અને તેમ કરી જગત્‌ની સુંદરતા જગત્‌ને અર્પણ કરવા રમાકાન્તે વિચાર કર્યો.

મણી વિચારમાં હતી. પોતાની સ્થીતિનાજ—નવી જીંદગીનાજ.

"મણી! શું વિચાર કરે છે?"

"કાંઈ નહિ."

"તારે જે કહેવું હોય તે કહી દે. તને જે શંકા થતી હોય તે પૂછી લે. પછી બધાં આવી રહેશે અને આપણી ધારણા ધૂળમાં મળશે."

મણી સાવધ થઇ,

" ભાઇ ! તમે મને સુખી કરશો ?"

" હું તને એક બ્હેન તરિકે પાળીશ. તને જેથી શાન્તિ મળે તેવું કરીશ. તારા જીવનને ઉન્નત બનાવવા પ્રયત્ન કરીશ. સુખ મળવું એ તારા ભાગ્યની વાત છે પણ હું તને સુખી કરવા ગમે તેવો ભોગ આપીશ. પણ એટલી તો ખાત્રી રાખજે કે અહિંના કરતાં તો તને મારે ત્યાં કંઇક વધુજ સુખ મળશે..."

મણી શાન્ત થઇ.

" પણ તમે મને અધવચ છોડી દઈ રખડાવી મારો—મને છોડી ચાલ્યા જાવ તો ? મારી તે વખતે કેવી દશા થાય ?..."

" હું પરમાત્માના સોગન ખાઇ કહું છું, મણી ! કે હું તને કદી પણ નહી રખડાઉં. મારે તને આ જૂલમમાંથી છોડવવીજ છે–તને સુખી કરવીજ છે."

" તમે કેવા ભલા છો ?..."

" ભલાઇ પછી ગાયા કરજે મણી ! તારે જો મારી સાથે આવવું હોય તો જલદી તૈયાર થા..."

" ત્યારે શું તમે મને જીંદગી સુધી પાળશો ભાઇ ?"

" હા–બહેન ! મને બહેન નથી–તું મારી બહેન થજે."

" પણ..."

" પણ શું મણી ?"

" મારા પિતાને મારા રહેઠાણની ખબર પડે અને મને પકડી મારી સાવકી માતાના હાથમાં સોંપે તો તે વેળા મને કેવો માર પડે—" બાળક મણીએ બાળભય બતાવ્યો.

" તારા વિષેની સહેજ પણ ખબર તારા માતપિતાને પડશે જ નહિ, મણી !—"

" એટલે શું આપણે પાતાળમાં પેસી જઇશું ?"

" નહિ—એમ નહિ–પણ જગતના એવા સ્થળમાં તને હું એવી રીતે રાખીશ કે જ્યાં તારા કોઇ પણ ઓળખાણવાળાઓ ન હોય—"

"ત્યાં હું એકલી શી રીતે રહી શકીશ?"

"ત્યાં તારી સાથે ઘણી સ્ત્રીઓ રહેશે—પહેલી તો તારી ભાભીજ."

"હેં મારી ભાભી પણ છે?"

"હા—બહેન!"

રમાકાન્તના વચનથી મણીના હર્ષનો પાર રહ્યો નહિ. મણી—નીરાધારમણી—વિધવા મણી. લાચાર મણી સાવકી માતાના અસહ્ય જુલમમાંથી છૂટી થશે એ ખ્યાલથી મલકાઇ અને પોતાના લઘુ હૃદયમાં નવા જીવનનાં સુખી સ્વપ્નાં ઘડવા લાગી.

મણીને તૈયાર થઇ રહેવાનું કહી રમાકાન્ત પોતાના ઓરડામાં આવ્યો તો તેજ પળે તેણે ગોરાણીને ઘરમાં પગ મૂકતાં જોયાં. ગોરાણી આટલાં બધાં જલદી આવશે એવી તેને કલ્પનાં સુદ્ધાં નહતી. ગોરાણી આવી પહોંચવાથી રમાકાન્ત અને મણીના મનોરથો ધુળમાં મળ્યા અને ઉભય મનમાં મુઝાઇને બેસી રહ્યાં.

"ગોરાણી! જરા પાણી આપશો?" રમાકાન્તે ગોરાણી સાથે પહેલી વાર વાતચીત કરવાની શરૂઆત કરી.

પોતાનું રૂપ, પોતાની ચાલાકી અને પોતાના હાવભાવથી રમાકાન્ત પર સારી અસર કરવાને આકાશ પાતાળ એક કરનારાં ગોરાણીને આ તક મળવાથી અનહદ આનંદ થયો. તેમણે તુરતજ પોતાના માનીતા મહેમાનને પાણી પાયું અને શ્રીમંત પરોણા માટે પાન બનાવવા બેઠાં.

"ગોરાણી! અહીં સુરતના લોકો આવે છે કે?" આ સવાલથી જમના ગોરાણી ઘણાં તાજુબ થયાં. જમનાએ રમાકાન્ત સાથ વાત કરવા ભગીરથ પ્રયત્ન કર્યો હતો પણ તે છતાં રમાકાન્તે તેને મચક આપી નહોતી. આજ રમાકાન્ત હવે તેને નકામા જેવા પ્રશ્નો પૂછે એથી પોતાના મંત્રની પરોણાપર સારી અસર થઇ છે એવું જમનાએ માન્યું અને રમાકાન્ત સાથ ઘણી આડી તેડી વાતો કરી.

"તમે પરણ્યા છો કે?" ગોરાણી હસતાં હસતાં બોલ્યાં.

"હા—પણ—"

" પણ શું ? "—

" એટલે એમ કે મારો ભાઇ પરણવાનો છે—"

" તેય પરણશે થોડા દહાડામાં ! "

" પણ કન્યા મળવી જોઇએને ? "

" કન્યાઓનો શું તોટો છે ? રૂપીઆની કોથળી જરા છુટી મૂકી કે કન્યાજ કન્યા—"

" તમે ભુલો છો ગોરાણી ! એવું તમારાં બ્રાહ્મણોમાં–અ- મારામાં નહિ—"

" પણ શેઠ ! તમારા ભાઈને પરણાવવો હોય તો હું કન્યા ગોતી આપું. !! "

" શું તમે કન્યા આણી આપશો ? કયાંથી ?" કયાંથી ? "તેનું તમારે કંઇ કામ છે ? લંકામાંથી.—"

" પણ અમારે તો વાણીયાની કન્યા જોઇએને ? "

" અરે હા ભાઈ હા ! વાણીઆની–તમે કહો તો બ્રાહ્મણની પછી કંઈ છે ?—"

" બ્રાહ્મણની એટલે ? "

" તમે તદન કાચા છો, શેઠ ? અમારી ન્યાતની અનેક ક- ન્યાઓ વાણીઅણી થઇ ગઈ છે અને આજે વાણીઆઓના ઘર દીપાવે છે. "

રમાકાન્ત ગોરાણીની વાતનો ભાવાર્થ સમજ્યો. સ્વાર્થમાં આંધળા બનેલા, પૈસાના લાલચુ લોકો પોતાની રાંક કન્યાઓ વ- ચીને પોતાનું પાપી પેટ ભરે છે એ બીના રમાકાન્તે સાંભળી હ- તી અને તેથી હવે તેણે મણીને વેચાતી લઇને દુઃખ મુક્ત કરવાનો વિચાર કર્યો.

" ગોરાણી ! ત્યારે શું તમે કન્યા લાવી આપશો ? મને જરા તે દેખાડવશો?—"

" હા–પણ "

" પણ શું ? જે હોય તે કહી નાખોને ?

" પહેલા સાટું નકી કરો–પછી બીજી વાત ! "

" તમે કહો તે મારે કબુલ છે ! પછી કંઇ છે ? "

" જુઓ શેઠ ! કન્યા ચૌદ વરસની છે—પરણી કે ચુલો ફુંકે એવી છે-પણ રૂપીઆ એક હજાર પડશે. "

" મારે કબુલ છે. પણ કન્યા દેખડાવશો ? "

" આ લ્યોની ! કન્યા અમારી મણી ! " ગોરાણીએ સ્પષ્ટ ઉચ્ચાર કર્યો. રમાકાન્તને " ભાવતું હતું તે વૈદે કહ્યા " જેવું થયું. ગોરાણીની માગણીથી તે મણીને છોડાવવા માગતો હતો તેથી પ્રસન્ન થયો પણ પૈસાને માટે બ્રાહ્મણ કન્યાને વેચનારીની નીચતા માટે તેનાપર અત્યંત તિરસ્કાર છુટયો.

" તમારી માગણી મારે કબુલ છે પણ ગોર મહારાજ કંઇ વાંધો લેશે તો. ? "

" અરે ! ગોર મહારાજ તે કોણ વળી ! મહારા મોંમાંથી શબ્દ નીકળ્યો એટલે તમારો બેડો પાર ! "

"ત્યારે આજેજ હું મણીને લઈ જાઉં તો ! "

" અમારે શું ? જોઇએ તો અત્યારે પૈસા આપીને લઇ જાઓ"

આ પળે ગોર મહારાજ આવી પહોંચ્યા અને ગોરાણીને આનંદમાં જોઇ યજમાન રાજા સારી રીતે નીચોવાયા હશે એવું સમજી મનમાં મલકાયા " કેમ નવી ! શું કરો છો ? "

" બેસો-બેસો-તમારૂંજ કામ હતું. આપણી મણીનું મેં એમની સાથે નક્કી કર્યું છે. "

" સોના કરતાં પીળું-દીકરી સુખી થશે—"

" લ્યો ત્યારે રૂપીઆ ગણી આપું !" રમાકાન્ત બોલ્યો.

" હા. "

રમાકાન્તે સો સોના દશ ટૂકડા ગોર મહારાજના મુબારક હાથમાં મૂકયા અને કરન્સી નોટના કકડા જોઇને ગોર ગોરાણી સીધા સ્વર્ગમાં ચાલી ગયાં.

" બેટા—મણી—અહીં આવ"—ગોરાણી બોલ્યાં. પોતાની જીંદગીમાં ગોરાણીના મુખથી આટલા બધા મીઠા શબ્દો મણીએ પહેલીજવાર સાંભળ્યા. મણી આવી અને ગોર મહારાજે પોતાની પુત્રી રમાકાન્તને સોંપી.

"મણી ! તારા પિતાજી તને મારે ઘેર મોકલે છે. તું આવીશ કેની ?"

"હા" મણી આનંદથી ઉભરાતા અંતરે બોલી.

મણીશંકર ગોરે પૈસા માટે પોતાની પુત્રી વેચી. આજના સુધરેલા જમાનામાં બ્રીટીશ મહારાજ્યના પ્રતાપથી ગુલામગીરી બંધ થઈ છે—ગુલામોનાં વેચાણ બંધ પડયાં છે—પણ મણીશંકર જેવા નીચ કસાઇઓ પોતાની ગાય જેવી દીકરીનું આવી રીતે છુપું વેચાણ કરે છે તેને કોણ સજા કરે છે? રમાકાન્ત મણીને દયાથી—સહૃદયતાથી લઇ જતો હતો પણ સઘળાજ કાંઇ રમાકાન્ત હોતા નથી. રમાકાન્તની જગ્યાએ કોઇ ક્રૂર હવસી હોય તો ગરીબડી મણીની શી દશા થાય ? પ્રીય વાંચનાર ! ગમે તે રીતે રમાકાન્તે તે કોમળ કળીને પાપીઓના પ્રહારથી ચગદાતી બચાવી અને મણી આ બનાવથી આનંદ સાગરમાં ન્હાવા લાગી.

બીજે દિવસે રમાકાન્તે મણીને લઈ સુરત જવાનું નક્કી કર્યું અને આજ સુધી સાવકી માના જૂલમથી ચગદાતી બાળા નવીન જીવન ગુજારવા હોંસીલી બની.

# પ્રકરણ ૧૫ મું.

## આનંદ! આનંદ!!

Love rules the court, the camp, the grove;
And men below and saints above.
For Love is Heaven and Heaven is Love.
( Sir W. Scott. )

બીજે દિવસે તેઓ સુરત જવા ડાકોરના સ્ટેશનપર આવ્યાં. ગોર ગોરાણી પણ તેમને વિદાય કરવા આવ્યાં હતાં–રમાકાન્તે ટીકીટ ખરીદી–ટ્રેન આવી અને તેમણે ડાકોરને છેલ્લા પ્રણામ કર્યા. આજ સૂધીની દુઃખી મણી–અંધારા કેદખાનામાં પડેલી મણી–દુઃખથી બળી ગયલી મણી–જગતના શુષ્ક કઠોર, અને દયાહીન વાતાવરણમાં ઉછરેલી મણી–જગતની સુન્દર, દયાળુ અને આનન્દકારી હવાનો લાભ લેવા, જગતની દયા અનુભવવા, જગતના રંગોથી રંગાવા, ડાકોરને છેલ્લી સલામ કરી, માતપિતાના જગતના મનમાં માયાળુ મનાતા–પણ મણીને મન દુષ્ટ ગણાતા–છાંયડામાંથી સદાને માટે મુક્ત થઇ. રમાકાન્ત જેવા દયાળુ પુરૂષની દયાથી–માયાળુ લાગણીથી તેના હૃદયની ભીનાશ અને કુમાશથી દુનીઆની એક ઉપયોગી સ્ત્રી વ્યક્તી તરીકે ગણાવા તેણી ભાગ્યશાળી થશે એ ખ્યાલે મણી મલકાઈ; પોતાના નાના હૃદયમાં બાળક મણી મોટા મોટા મનોરથો ઘડવા લાગી. રમાકાન્તને તેણીએ ધર્મબંધુ માન્યો. અને રમાકાન્તે તેણીને એક બ્હેન તરીકે સ્વીકારી.

ગાડી ચાલવા લાગી અને તેઓ ડાકોરથી દૂર જવા લાગ્યાં.

“ મણી ! તું મારી લીલાને ઘણી ગમશે. ” રમાકાન્તે વાત ઉપાડી.

“ ભાઇ ! મારા સુભાગ્યે આપ જેવા મને ધર્મબન્ધુ મળ્યા”

“ મણી ! તું મારી પ્રશંસા ના કર ”.

“ જેવી તમારી મરજી, ભાઇ !...”

“ મણી ! તું મારી લીલાને રાજી રાખશેની?...”

બાળક મણી સાથ રમાકાન્ત પણ બાળક બન્યો—બાળક જેવીજ વાતો કરવા લાગ્યો.

"હાસ્તો વળી! મારી ભાભીની હું દરેક મરજી સાચવીશ ભાઇ! હું તેને હમેશાં રાજીજ રાખીશ. તેને કાંઇ પણ કામ નહિ કરવા દઉં;..."

"મણી! મારે ત્યાં તો કાંઇએ કામ કરવાનું નથી."

"અહા! ત્યારે તમે કેવા સુખી?..."

"તું ધારે છે એટલો સુખી હું નથી મણી!..."

"હશે; ભાઇ! દુઃખમાં ધીરજ ધરવી..."

"મારી લીલાના દુઃખમાં તું દીલાસો દેશેને મણી?..."

"શા માટે નહી? હું તેના દુઃખમાં ભાગ પડાવીશ. પણ દુઃખ ઇશ્વર કૃપાએ આવશેજ નહી...પરમાત્મા તમારા જેવા દયાળુ દમ્પતીને દુઃખીજ ન કરે..."

"તારી વાણી ફળે મણી! પણ તું ધારે છે એટલો પરમાત્મા ભલો નથી..."

"ના—ના—તે ભલોજ છે, ભાઈ! જુઓ, મેં ધીરજ ધરી તો મારા દુઃખનો અન્ત આણવા તમને મોકલ્યાને?..."

ગામડાના કઠોર વાતાવરણમાં ઉછરેલી બાળકી આટલી બધી સમજુ—આટલી બધી કોમળ ભાવવાળી—આટલી બધી માયાળુ અને આટલી બધી ભીની લાગણીની—આટલી બધી સહનશીલ અને આટલી બધી વિવેકી હશે એમ ગામડાના વાતાવરણથી અપરિચિત રમાકાન્તે ધાર્યું નહોતું. નિર્જન જંગલોમાં ઘણાં સુંદર પુષ્પો પોતાની મધુર પરાગ ફેલાવે છે એ રમાકાન્ત માનતો પણ આવા જીવન પુષ્પો આવે સ્થળે વીરાજતાં હશે એવી તેને આજ સુધી કલ્પના પણ થઇ નહોતી.

"મણી! તું ખચીત મને ઉપયોગી થઇ પડશે."

"શી રીતે, ભાઇ? મારા જેવી એક રંક, નિરાધાર બાળા તમને શું લાભ કરી શકશે?..."

" તું મારી લીલાને દીલાસો દેશે–દુઃખમાં તેનાં હૃદયને શાન્તિ આપશે એટલે બસ છે"

" તે તો મારી ફરજ છે ભાઇ..."

આણંદ આવી તેઓએ ટ્રેન બદલી. સુભાગ્યે અહિંયા પણ તેમને ખોટી થવું પડ્યું નહિ અને હવે ગુજરાતના મધ્યભાગમાં જન્મેલી–ઉછરેલી બાળકી–પોતાની નવી જીંદગી ગુજારવા સુરત તરફ આવતી ગઇ. સુરત આવતાં તેઓ સ્ટેશનપર ઉતર્યા. એક ગાડી ભાડે કરી લીલાનો પ્યારો પતિ તેને ભેટવા ઘર આવવાની ઉછળતા અન્તરે રાહ જોવા લાગ્યો—વેગથી ચાલતી વિકટોરયા ધીમી જણાઈ—પ્રેમથી ઉછાળા મારતું—ઉન્મત્ત થયલું–પ્રેમની લહરીથી ડોલતું રમાકાન્તનું હૃદય—પ્રીતિ મૂર્તિને નીહાળવા–નયને નયન મેળવવા–પ્રેમરસ ચાખી ચખાડવા અધીરી બનેલી આંખોએ જોવું ઘર આવ્યું કે રમાકાન્તને ગાડીમાંથી કૂદકો મારી દોડતા દોડતા લીલા પાસે જઇ પહોંચવાની ફરજ પાડી. ઉછળતા અન્તરે ઘરમાં ગયો. લીલા તેનો જાપ જપતી બેઠી હતી તે કાન્તને જોતાંજ જગતનું ભાન ભૂલી ગઇ. કાન્તના હૃદયમાં શમાવા લીલા અધીરી થઈ–બ્હાવરી બની અને " વ્હાલા કાન્ત–" કહી રમાકાન્તને ગળે વળગી પડી. આ દિવ્ય સુખકર સ્પર્શથી બન્નેને એક પળ આ જગતના મોહમાયા અને વૈભવ, સુખ અને આનન્દ પોતાનાં સુખ આગળ તુચ્છ જણાયાં. લીલાએ કાન્તને પોતાની મીઠી વાણીથી રીઝાવ્યો–પાણી પાઇ–અમૃત જેવું મીઠું પાણી પાઇ શાન્ત કર્યો; અને પ્રેમાળ લલનાની મીઠી સંગતમાં રમાકાન્ત કાન્તા, માતા, વિવાહ અને તેથી થતાં અગાધ દુઃખને પણ ભૂલી ગયો ! બન્ને પ્રેમીઓ સુખથી–શાન્તિથી, જગતના ઘાતકી પ્રપંચો અને સ્વાર્થી ધાંધલનું નામ પણ નહતું જ્યાં એવા શાન્ત સુખી વાતાવરણમાં પ્રેમ–ગોષ્ટી કરવા લાગ્યાં. આ પળે મણી આવી પહોંચી. મણીની સુન્દરતા, મણીનું મુગ્ધ વય, મણીનું લાવણ્ય જોઈ રખેને રમાકાન્ત લોભાયો હોય એવી શંકા લીલાને થઇ પણ... ... ...

" બ્હેન મણી ! આ તારી ભાભી ?" એમ કહી લીલાની રમાકાન્તે મણી સાથે ઓળખાણ કરાવી ત્યારે તે શંકા નાશ પામી.

મણીની દુઃખી દશા લીલાએ જ્યારે જાણી ત્યારે તેણીના દીલમાં મણી માટે તુરતજ દયા પેદા થઇ અને ગરિબાઇની અનુભવીયણ લીલાને મણી માટે કંઇ કંઇ થઇ ગયું—એક પળ પહેલાની શંકા દયામાં ફેરવાઇ ગઈ–રમાકાન્તની ભીની ભાવના અને પારમાર્થિક વૃત્તિ માટે માન ઉત્પન્ન થયું–દુઃખીઓની દયા દુઃખી જાણે એ ઉક્તિ અહિં સાચી પડી અને મણી માટે લીલાના દીલઘાટ પરથી દયાનો ધોધ વહેવો શરૂ થયો.

માયાળુ સ્વરે લીલા બોલી.

“કાન્ત! મને ગમ્મત થશે. અને એ બીચારીનું દુઃખ કમી થશે.”

“એવાજ ઈરાદાથી હું એને લાવ્યો છું પ્રિયે!”

“શું જગત્ આપને ન નીંદે?”

“મણીને મેં બ્હેન માની છે. હું એનો સગો ભાઇજ રહીશ...”

“પણ દૂનીઆ તે માનશે?”

“જગત્માં વસી જગત્ની સપાટી પર વસનારાં પોતાના દુઃખી ભાઇ બહેનો માટે જે મનુષ્ય ગણાતી વ્યકિતના હૃદયમાં દયા નથી, સહૃદયતા નથી—ભીની ભાવના નથી–હૃદયની નમ્રતા નથી–કુમાશ નથી–એવા ઘાતકી, કપટી, સ્વાર્થી, શુષ્ક લાગણીના મનુષ્ય ગણાતા રાક્ષસોની મને સહેજ પણ દરકાર નથી. તેઓ ભલે મને નીન્દે—ભલે મારે માટે ગમે તેવી અફવાઓ ફેલાવી મારી અપકીર્તિ કરાવે—અને છેવટે જો તેઓના ઘાતકી હૃદયની તૃપ્તિ મ્હારા રકતથી થતી હોય તો ભલે મારો પ્રાણ લે—પણ બહેન મણી જેવી હિન્દુ સંસારની કડવી વેલ પરની મધુર કલિઓ તો હું જોઇશ ત્યાંથી મ્હારે ઘેર રાખીશ–પાળીશ–અને જગત્ના પુષ્પોની પરાગ જગત્ને સમર્પીશ—”

રમાકાન્ત મુકત હૃદયે બોલ્યો.

“કાન્ત! આપના જેવા આદર્શ વિચારોનાં ઝરણાં જો દરેક ભારત સન્તાનના હૃદયમાં ઝરતા થાય તો ભારત માતાનો અસ્ત પામેલો સૂર્ય તુરતજ પ્રાચી દિશાના દર્શન કરે—”

“પરમાત્મા એ ભાગ્યશાળી દહાડો આપણને બતાવે પ્રિયે-”

“તે સમયે તો પ્રાણ! આનન્દની રેલછેલ થશે—”

" હા—શાન્તિ—સદ્ભાવ—ઐકય–અને બન્ધુત્વના લ્હાણાં કરીશું તે સમયે !—"

" કાન્ત ? જે માટે આબુ ગયા હતા તેનું શું થયું ?" લીલાએ દુઃખી વાત યાદ કરી. રમાકાન્ત આ વાત ભૂલી ગયો હતો તે તાજી થઇ. વિવાહની વાતનું સ્મરણ થતાં દુઃખી થયો—તેને જાણે તોપના ગોળાએ ઉરાડી મુકવામાં આવતો હોય એવું થયું–અસહ્ય વેદના થઇ–કંઠ રૂંધાઈ ગયો—બોલવા ગયો પણ બોલાયું નહિ–જીભજ લથડી પડી–તેની આવી સ્થીતિથી તેને ચાહનારીનું હૃદય બળી ગયું–પુછેલા સવાલ માટે પશ્ચાતાપ થયો; અને એજ દશા ગરિબ મણીની પણ થઇ.

શું કાંઇ માઠું થયું છે, વ્હાલા ?..." લીલા રૂંધાતા–લથડતા કંઠે બોલી.

" એવું...એવું..."

લીલાના ચીતના ચોરે બોલવાની કોશેષ કરી પણ બોલી શકયો નહિ. પોતાના વિવાહની ખબર જાણતા લીલાના હૃદયપર ભયંકર ઘા પડશે અને તેથી જે અસહ્ય વેદના લીલાને થશે તે જોવા રમાકાન્ત અશકત હતો.

" કાન્ત !..." લીલા પાછી બોલી.

તે એક કરૂણાજનક દેખાવ હતો. એક કરોડપતિ બન્ને મુગ્ધ બાળકીઓ નજીક એક કંગાળ ઝુંપડી જેવા ઘરમાં દયામણે મ્હોંએ—લાચારીથી નસીબદેવીની દયા યાચતો હતો. લીલા તેની પ્રિય સખી હતી–મણી તેની દયાનું પાત્ર હતી. સઘળાંને સરખો શોક થયો. સર્વને જગત્ પર વૈરાગ આવ્યો. સઘળાંની આંખ આંસુથી ભીની થઇ.

આવો કરૂણાજનક વિલાપ આ હતભાગી સ્થળમાં થઇ રહ્યો રમાકાન્ત શોક સાગરમાં તણાઇ જતો હતો. લીલા તેની નજીકમાં પડી પડી ડુસકાં ભરતી હતી. મણી એક બાજુ નીઃસાસા નાખતી હતી. આ પળે બહારથી રજનીકાન્ત આવ્યો. તે એક વફાદાર મિત્ર હતો. રમાકાન્તને આવેલો જોઇ ખુશી થયો પણ તેની શોક મય દશા જોઇ, લીલા અને મણીની હૃદય ચીરી નાખનારી અવ-

સ્થા જોઇ સળગી ગયો. અને એક પત્થરના કોરી કાઢેલા પૂતળાં પેઠે સ્તબ્ધ થઇ ગયો.

"લીલુ ! મારી વ્હાલી લીલુ !..." રમાકાન્ત કંઇક સાવધ થઈ-કંઇક હીમ્મત ધરી બોલ્યો.

"બૂરૂં થયું-માઠું થયું-ખરાબ થયું-મારી અને તારી આશાઓનો ભંગ થયો—આપણાં બંનેના જીવનમાં ઝેર રેડાચું...હાય !......"

"વ્હાલા ? એવું શું થયું ?" કરૂણ સ્વર સંભળાયો.

"મારા વિવાહ થયા......" ભાંગેલું તટેલું-આશાભંગ—પ્રેમભંગ—દિલ-બોલ્યું. લીલાના જીગરના ચીરા થઇ ગયા. રજનીકાન્ત દીગમૂઢ થઇ ગયો. આટલું કહેતાં તો ત્યાં ગમગીની, શોક, મુઝવણ, અને ગંભીરતાના ગાઢ વાદળાંઓ છવાઇ ગયાં ! આખાં જગતના દુઃખીઓનું દુઃખ તેમની પર આવી પડયું. આખું જગતજ દુઃખી જણાયું. સંસાર સાગરને તળીએ સઘળાં પહોંચી ગયાં ! તેમને પૃથ્વીનો અન્ત નજીક જણાયો. રમાકાન્તને જીવન ઝેરી જણાયું. તેના વિવાહથી તેના હૃદયપર કારી ઘા પડયો અને આ ઘાથી, આ દુઃખથી, આ નિરાશાથી, આ ગમગીનીથી અને આ આઘાતથી તેનું હૃદય નબળું બન્યું. બેભાન જેવો થઈ ગયો. લીલા ગભરાઇ ગઇ અને એક ચીસ પાડી રડી પડી. રજનીકાન્ત તેની નજીક દોડી ગયો. રમાકાન્તનાં વદનકમળપર ગુલાબજળ છાંટયું—કંઇક અસર થોડી વારે થઇ-આંખ ઉઘડી-તે બકયો.

"મારી લીલા...બસ લીલા...કાન્તા નહિ...લીલા...લીલા..."

સઘળાં શોકમાં ગીરફ્તાર થયાં.

"ભાઇ રમણ !" ગુલાબજળ પાછું છાંટતાં રજનીકાન્ત બોલ્યો.

કંઈક અસર થઇ—આંખો પાછી ઉઘડી-આજુબાજુ જોયું—લીલાને જોઇ આનન્દ પામ્યો-ફીકકું હસ્યો.

"લીલુ ! મારી પાસે આવ."

લીલાએ તેમ કર્યું.

"હું તારોજ છું હં ! જગત્ ભલે ગમે તેમ કરશે. કાન્તાને પરણાવવા ભલે મારી માતા દબાણ કરશે. કુદરત ગમે તેવી આફત લાવશે તો પણ હું તારોજ છું અને રહીશ હં લીલું !..."

આ અવર્ણિય સ્નેહભર્યાં વાક્યોથી લીલાને દિવ્ય સુખ અને અનેરિ શાન્તિ મળી.

"રમણ!..." રજનીકાન્ત પાછો બોલ્યો.

"હં...તું ક્યારે આવ્યો ?"

"હમણાંજ."

"કાંઇ સમાચાર ? કાંઇ જાણવાજોગ ?..."

"એવું કાંઇ નથી. દુઃખીઓ દિનપરદિન કમી થતાં જાય છે તારી દૈવી સહાયથી !..."

"પરમાત્મા તેમને સુખી રાખો."

"ભાઇ, આ બાળા..."

"હા–એ એક દુઃખી વિધવા છે. હિન્દુ સંસારની કડવી વેલપરનું મધુર પુષ્પ છે..."

"લાગ્યો છે તું ખીલવવા..."

"નહિ. મેં એને ધર્મની બ્હેન માની છે. એ બિચારી બાળ વિધવા છે. આપણે ત્યાં રહેશે. લીલાની સખી થશે. સુખ પામશે. પોતાની જીન્દગીની આપણી સાથે રહી સફળતા કરશે અને પોતાની દુઃખી બહેનોને દિલાસો દઇ શાન્ત થશે..."

"રમણ..." રજનીકાન્તે કહ્યું.

"શું તારા વિવાહ કાન્તા સાથે થઇ ગયા ?"

'હા–મારા જીવનમાં ઝેર રેડાયું–મારી આશાભરી જીન્દગાનીનો મ્હોર કચડાઇ ગયો–મારા જીવનવસન્તમાં ઘનઘોર વાદળાં છવાયાં––મારાં સર્વ મનોરથો ધૂળમાં મળ્યા––મારા સઘળાં સીદ્ધાંતોપર પાણી ફર્યું–મારી સઘળી આશાઓ નાશ પામી–મારી જીન્દગી પાયમાલ થઇ ગઇ–" રમાકાન્ત જુસ્સામાં આવી હૃદયનો ઉભરો કાઢવા લાગ્યો. તેના મુખાકાશપર શોકનું વાદળું છવાઇ રહ્યું હતું.

"રમણ ! તું વીર હોવા છતાં શા માટે હિમ્મત હારી જાય છે ? મનુષ્ય ધારે તે કરી શકે છે !..."

"એ દીવાના મગજની ભ્રમણા છે, રજનીકાન્ત !..."

"નહિ—એ શાણા માણસોનો જીવનમંત્ર છે, રમણ ?

"શું કાળા માથાનો માનવી ચાહે તે કરી શકે ?"

"હા—"

"તું ગાંડો તો નથી થયોને ?"

"નહિ—નહિ."

"ઠીક ત્યારે. હજી વિચાર કરીને કહે કે, મનુષ્ય ધારે તે કરવા સમર્થ છે ?"

"હા—એકવાર નહિ પણ હજારવાર—હા."

રમાકાન્ત આશ્ચર્ય પામ્યો.

"રજનીકાન્ત ! તું કાંઇ અજબ ધૂનમાં જણાય છે !"

"અલબત ! હું ઘણોજ આનન્દમાં છું."

"શાને માટે ?..."

"તારા આનન્દ માટે !..."

"હું તો શોકમાં છું !"

"પણ હું તને આનન્દમાં જોઉં છું."

રમાકાન્તને રજનીકાન્તના મગજ માટે ચિન્તા ઉત્પન્ન થઇ.

"તું શું બકે છે ?—"

"રમણ ! હું કોઇ દિવસ પણ જૂઠું બોલું એવું તું માની શકે ?—"

"નહિ"

"તારા દુઃખમાં હું સુખ માનું એવું તારૂં અન્તર માની શકે ?"

"નહિ."

"બસ ત્યારે—હું તને સુખી જોઉં છું અને તેથી હું હર્ષમાં છું. નાહક ચિન્તા ના કર. હિમ્મત ના હાર—તારા જીવનના મહાન સિદ્ધાંતોનો નાશ ના કર. તારી દેશ માટેની કાળજી, દુઃખીઓ તરફની દાઝ અને પરમાર્થી જીવન ગાળવાની તારી લાલસાને અન્તીમ પ્રણામ ના કર—"

"જ્યાં સુધી શાન્તિનું સાધન મળે નહિ ત્યાં સુધી હવે એ મહા મંત્રો સધાવા અશકય છે."

"તને જે જોઇએ તે હું આપીશ."

"મને લીલા જોઇએ !—"

"તો લીલા આપીશ."

"રજનીકાન્ત ! તું શું બકે છે ?"

"બકતો નથી, રમણ !–"

"ત્યારે શું તું મને લીલા સાથ પરણાવશે ?"

"હા—"

"જગતની નજરે–ધર્મની નજરે લીલા મારી થશે ?"

"હા."

"હું સ્વપ્નું તો નથી જોતો ?"

"નહિ રમણ ! આ સત્યજ છે."

"શી રીતે લીલા મારી થશે, રજની ?"

"લીલા તારી છે એટલે તારીજ થશે."

થોડીકવાર ચૂપ રહી રમાકાન્ત પાછો બોલ્યો.

"રજનીકાન્ત ! તું મને ઠગનો તો નથી ?"

"નહિ–હું સત્યજ કહું છું."

"ત્યારે મને કહે તો ખરો કે......"

"હવે ખુશી થાને–તને લીલા જોઇએ છે અને તેજ તારી જીવનસખી થશે." રજનીકાન્ત હસતાં હસતાં બોલ્યો.

"હું નથી માની શકતો."

"મારા વચનમાં વિશ્વાસ નથી ?"

"છે–પણ સમય એવો ગંભીર છે કે મારાથી આ માની શકાતું નથી. લીલા પવિત્ર આર્ય ધર્મ અનુસાર મારી ધર્મ પત્ની થાય એ મને તો અસંભવિત લાગે છે."

"એ અશકય વાતને હું શકય બનાવીશ."

"એટલે તું પરમાત્મા છે, એમ ?"

"નહિ. તોપણ હું લીલા સાથ તને પરણાવવાની શક્તિ ધરાઉં છું."

"કાન્તા સાથ મારા વિવાહ થયા છે અને જે સમય જાય છે તેમાં લગ્ન થશે."

"લગ્ન ક્યારે થનાર છે?"

"એક વર્ષ પછી."

"બસ ત્યારે. હું તને આ વૈશાખ માસમાં લીલા પરણાઉં તો?"

"ત્યારે તો તું મારો પરમાત્મા! ... પણ હવે કહે તો ખરો?..."

રજનીકાન્ત હસી પડયો. સર્વ જાણવા આતુર બન્યો.

"તને લીલા જોઈએ છે ને? ગોળ ખાધા સાથે કામ કે ગોળનું નામ પાડયે??"

"હવે મારી ધિરજ નથી રહેતી રજની!"

"દિયરજી! હવે નાહક ના ટવળાવોની?..."

લીલાએ પણ સાંભળવાની ઇચ્છા પ્રકટ કરી.

"જુઓ, સાંભળો–મણીપુરમાં મહાન પંડિત શ્રીમાન દયાશંકર શર્મા પધાર્યા છે. હું એઓશ્રીને મળ્યો અને તમારી સ્થીતિ અથઇતિ કહી તમારા શ્રેયનો માર્ગ પૂછયો. અને એઓશ્રીએ પાંચ પ્રતિષ્ઠીત પંડિતો સમક્ષ–હિંદુ રીતિ અનુસાર તમારાં લગ્ન કરી આપવાની ઇચ્છા જણાવી..."

"અને આ લગ્ન ધર્મ અનુસાર ગણાય!"

"શા માટે નહિ? શું શાસ્ત્રનિપૂણ પંડીતજી ધર્મ ન સમજતા હોય? તેઓશ્રીની સહી સાથ તમને લગ્નની "સરટીફીકેટ" મળશે અને કોઇ પણ કાળે—કોઇ પણ સ્થળે તમારાં લગ્ન ધર્મ અનુસાર પૂરવાર કરી શકાશે.

"આહાહા! કેવો આનન્દ! મને હર્ષની ઘેન આવે છે! ઘડી પહેલાં હું દુઃખી હતો—અત્યારે સુખના શિખરપર છું પરમાત્માની ગતિજ ગહન..."

"પ્રાણ! રજનીકાન્ત દિયરજીનો મોટો ઉપકાર થયો. એમના મગજને શાબાશી ઘટે છે."

" સ્ત્રીઓને મીઠું મીઠું બોલતાં કોણ જાણે કોણે શીખવ્યું હશે ?" રજનીકાન્ત ટકોર કરી બોલ્યો.

" તમને જેણે આવી પ્રશંસા કરતાં શીખવ્યું તેણેજ." લીલાએ હાજર જવાબ આપ્યો.

સર્વ હસી પડયાં.

તેઓ મણીપુર ગયાં નિરાધાર મણી પણ સાથે હતી. તેના ઘાતકી માત પિતાએ તે બિચારીની ફરીથી ખબર પણ ન લીધી. ગોરાણીએ એમ માન્યું કે " ઘરમાંથી ખાવ્ર ટળી. " પણ જ્યારે તેમને સઘળું ઘરનું કામ કરવું પડતું ત્યારે મણીને ગાળો દેવાતી–પણ મણી તે સાંભળી શકતી નહિ. પિતા ગણાતા ગોર મહારાજને કંઇક લાગ્યું પણ તે નહિ જેવું ! તેમને તેમની પુત્રી કરતાં પત્નીની વિશેષ જરૂર હતી. અને તેથી પોતાના હૃદયનો ઉભરો જો કોઇ વેળા પુત્રી માટે લાગી આવતું તો ગોરાણીના "મારશ્યલ લૉ" ના ડરથી સ્પષ્ટપણે બ્હાર કાઢી શકતા નહિ.

તેઓ મણીપુર આવ્યાં. અને શ્રીમાન પંડીત દયાશંકર શર્મા સમક્ષ સૂર્યની સાક્ષીએ પ્રતિષ્ટીત પંડિતોએ હિંદુ રીતિથી–પવિત્ર આર્ય ધર્મ પ્રમાણે લીલા રમાકાન્તને સોંપી અને શ્રીમાન પંડીતજીની સહી સાથ તેમને લગ્નની સરટીફીકેટ મળી

પ્રિય વાચક ! જો કે આ સમયે અહિં ધામધુમ ન્હોતી, બન્ને પક્ષનું કોઇપણ સગું ન્હોતું, સુંદર વાજીંત્રો ન્હોતાં કે રંગરાગ ન્હોતો, તોપણ જે સુખ, જે આનન્દ અને જે શાન્તિ બન્ને પ્રેમીઓને મળ્યાં તે વર્ણવવા અમે કેવળ અસમર્થ છીએ. લીલા હર્ષઘેલી થઇ ગઇ. રમાકાન્ત પોતાને જીવતો સ્વર્ગમાં ગયલો માનવા લાગ્યો. આ સર્વ માટે રજનીકાન્તનો આભાર મનાયો—તે સઘળાંનો માનીતો થઇ પડયો.

લીલાના રહેઠાણ માટે મણીપુરજ પસંદ કરવામાં આવ્યું. મણીપુર સુરતથી પંદરેક માઇલ દૂર આવેલું એક રમણિય ગામડું હતું. તેની ત્રણ બાજુએ આંબાના ઝાડોની અલગાર આવી રહી હતી જ્યારે ચોથી દિશાએ તાપી નદીના નિર્મળ બીલોરિ કાચ જેવાં પાણીના વહેનથી તેની કુદરતી સુંદરતામાં ઓર વધારો થતો.

કુદરતના શોખીનોનું મણીપુર માનીતું ગણાતું. મણીપુરમાં રમાકાન્તે એક કામચલાઉ ઘર ખરીદ્યું અને તાપી નદીના રમણીય કિનારાપર એક સુન્દર મકાન બાંધવા, તેને સુન્દર રીતે શણગારવા, અને તેની આસપાસ સુન્દર વાડી બનાવી તેને સુશોભીત કરવા રજનીકાન્તને રમાકાન્તે સોંપ્યું.

મણી, લીલાની પ્રિય સખી થઇ પડી. અહિં તે મુગ્ધ બાલિકાને તેના પિતાના ઘરનાં જેમ કાંઇ પણ વૈતરૂં કરવાનું નહોતું. અહીં સાવકી માતાની ગાળો સાંભળવાની નહોતી–નિર્દય હાથોનો માર સહન કરવાનો નહોતો—અહીંયા કેદખાનામા ગોંધાઇ મૂઝાવાનું નહોતું. અહિંઆ હિન્દુ સમાજની ક્રૂરતા સહેવાની નહોતી. અહિંયાં કોઇ તેને “ વિધવા ” ગણી તીરસ્કારવાનું નહોતું, પણ અહિંયા તો તેને યોગ્ય સ્ત્રી કેળવણી મળતી સર્વ કોઇ તેને માયાથી બોલાવતું. તેની સાથ માયાથી–વ્હાલથી વર્તતું. લીલા તેને પોતાની સગી બહેન જેવી ગણતી. પહેરવાને સારાં–સ્વચ્છ વસ્ત્રો મળતાં–જૂલમ અને ક્રૂરતાનું અહિંયા નામ નહોતું–કઠોરતાની અહિં હસ્તીજ નહોતી. અહિંયા તો અખંડ શાન્તિ–દૈવી સુખ–અજબ સ્નેહ અને ભીની લાગણીની રમણીય વૃષ્ટિથી મણીને સ્વર્ગીય સુખ મળતું !

---

# પ્રકરણ ૧૬ મું.

## સૌન્દર્ય આશ્રમ.

Our only weapon is education–education of women—because it is their part to influence Homelife and to fashion the future generation.

**H. H. The Maharaja.**

Gaikwar of Baroda.

રમાકાન્ત અને લીલાના લગ્ન થયા. લગ્નની પવિત્ર ગ્રંથિથી જોડાયેલાં પ્રેમાળ દમ્પતીને પરણ્યા પછી જગત્માં જગત્ના મીઠા મીઠા લ્હાવા લેવા–દેવા સિવાય જાણે કંઈજ સ્વાર્થ ન હોય તેવું જ લાગે છે. રમાકાન્ત સમાજ સેવાનો રસિયો હતો–દેશોન્નતિ માટે સતત પ્રયાસ કરનારો હતો–કર્તવ્યપરાયણ હતો–છતાં પણ જગતની મીઠી મીઠાશનો સ્વાદ તેને ન્હોતો ગમતો એમ ન્હોતું, લીલા જેવી પ્રેમાળ–સુંદર–હલેતી–રસિક–નમ્ર–અને યુવાન સ્ત્રીનો સમાગમ મળવાથી રમાકાન્તે પોતાને ત્યાં–મણીપુરના ને ન્હાના મ્હોલ્લામાં આવેલા જૂના ઘરમાં–ઇન્દ્રભુવન ઉતરી આવેલું જોયું. એ આખો દિવસ લીલા સાથ દિવાનખાનામાં વાતો કરતો બેસી રહેતો. લીલા રસિક પતિની રસિક પ્રિયા થવાથી હવે શૃંગારની મીઠી મીઠી વાતો કરવા લાગી. શૃંગારશાળામાં લીલા નવી હતી–હજુ શૃંગાર શાસ્ત્રમાં પૂરતી પારંગત ન્હોતી થઇ—અને તેથી પતિ સાથ રીસાવું–પતિના હૃદયમાં તાલાવેલી જગાવવી—નયનને નેહભરી રીતે નચાવવાં–નયનના નૃત્યપર રસિક પતિને ડોલાવવો—એવા સ્નેહના ખાસ હાવભાવથી નીરાળી હતી–તોપણ એ હમણાં હમણાં–રમાકાન્તના લગ્ન પછી "શૃંગાર સરોજ" અને "કલાપી" નાં કાવ્યો વાંચી એ વિષયમાં વધુ નિપુણ બની હતી. હવે એ "તું મુજ સુન્દર ગીતડું હું તારૂં ગુલગુલ" સમજી શકતી. રમાકાન્તને વારેવારે શૃંગારની કવિતાઓ ગાઇ સંભળાવતી અને કોઈ કોઈ

વાર તો પ્રેમના ઉમળકાથી રમાકાન્ત સાથ એવાં અડપલાં કરતી કે રમાકાન્ત ગરિબડી લીલામાં આટલી બધી શકિત કયાંથી આવી તે માટે તાજુબ થઇ જતો.

આ સ્નેહાળ યુગ્મનો આખો દિવસ વ્હાલા–વ્હાલી કરવામાં જતો. રમાકાન્તને મનગમતી વ્હાલી મળવાથી અને લીલાને રસિકકાન્ત મળવાથી જાણે હવે જગ જીતી ગયા એવું લાગતું. લીલા અત્યારે જીવન વસન્તકાળમાં ડોલતી હતી. એને શોક, દિલગીરી, ગ્લાનિ, ગમગીની એવા એવા સઘળા શબ્દો અત્યારે કડવા ઝેર જેવા લાગતા. એનું જો ચાલતું હોત તો એ ગુજરાતી શબ્દ કોષમાંથી એવા દુઃખમય શબ્દોનો નાશ કરાવત. ખરેખર, લીલાના સુખનો–સૂર્ય મધ્યાન્હે પહોંચ્યો હતો; તોપણ આવા અખૂટ આનન્દ ખળખળની વહી જતી સરિતાના પ્રચંડ વેગમાં શોકનું એક ઝરણુ મળતું. આ ઝરણનું મૂળ મણી હતી. લીલાને મણીની દયાજનક સ્થીતિ માટે અનહદ શોક થતો. તે મુગ્ધ બાલિકા અત્યારે મદનમળસકાનું ઝાંખું ઝઝકળું જોતી હતી. મણીના શરીરપર યુવાવસ્થાના ચિહ્નો માઘ માસમાં આંબાના ઝાડ ઉપર જેમ મ્હોર ફૂટે તેમ ફૂટતાં હતાં. મણીનું સૌન્દર્ય યુવાવસ્થાના ખીલતાં અવયવોથી દિનપ્રતિદિન વધતું હતું. લીલા આ જોતી— અને તે ગરિબ બાળાના અભણ અને અજ્ઞાન માતપિતાએ તેના જીવનને વિષમય બનાવી દીધું હતું તેથી દુઃખ પામી ઉભીને ઉભી બળી જતી. મણીના નિઃસાસા, મણીની મુઝવણ, મણીની કાતિલ વેદના, મણીના હૃદયની બળતરા લીલા અને રમાકાન્ત જોતાં— જાણતાં–સમજી શકતાં–તે માટે શોક પામતાં અને હિન્દુ સંસારના અનિષ્ટ બંધારણથી ત્રાસ પામતા. રૂઢીપ્રિય સમાજની નિષ્ઠૂરતા અને કટૂતાથી મણી જેવી કેટલી સુકુમાર કળીઓ કરમાઇ જતી હશે—બળી જતી હશે—એ ખ્યાલથી કમકમતાં.

આજે રજનીકાન્ત, રમાકાન્ત, લીલા અને મણી સઘળાં એક દિવાનખાનામાં બેઠાં હતાં. રમાકાન્તના લગ્ન થયા પછી આજેજ આવી રીતે સઘળાં સાથે વિનોદમાં બેઠાં અને થોડીક વાર તો રજનીકાન્ત અને લીલાના–વ્હાલી ભાભી અને દિયરજીના—રસિલા ટહુકા ચાલ્યા. મણી–નાદાન–નિરાધાર—લાચાર મણી પણ કંઇ

વાતમાં હુંકારો પૂરતી; પણ એનું નાદાન હૃદય જેને મનુષ્યનું હૃદય વાંચવાની આવડત હોય તેને ચીરાઇને છીન્ન વિછિન્ન થયેલું જણાય એ ચૌદ વર્ષની હતી છતાં એના વિચારો ચૌદ વર્ષના ન્હોતા. એણે રંકદશા—નિરાધારપણું—જૂલમ, ત્રાસ અપરમાતાની ગાળો સહન કરી હતી; અને ચૌદ વર્ષની મુગ્ધાએ ત્રીસ વર્ષની પ્રૌઢા જેટલું સહનશીલપણું આટલી ન્હાની વયમાં સંપાદન કર્યું હતું. હું વિધવા છું, બાળવિધવા છું, ધર્મ પ્રમાણે હવે મારાથી ન પરણાય, કોઇ પરણવા તૈયાર પણ ન થાય., પરણું તો ધર્મવિરૂદ્ધ ગણાય, એવા વિચાર આવતાં મણીને પોતાની જીંદગીપર અભાવ આવતો. અને આવું શુષ્ક જીવન ગાળવા કરતાં તો મૃત્યુ સારૂં એવું કોઇ કોઇ વાર થઈ જતું. રમાકાન્તને એણે ધર્મ બંધુ માન્યો હતો. રજનીકાન્તને એ વારંવાર જોતી—ઘણીવાર એની સાથ નિર્દોષપણે વાત પણ કરતી અને એ રજનીકાન્ત જ્યારે નવરો હોય ત્યારે એની પાસે બેસી કંઈ કંઇ વાંચતી શુદ્ધાં. મણીની બાલીશતાથી રજનીકાન્ત આનન્દ પામતો. એના ન્હાના ન્હાના કોડ પૂરા પાડવામાં એક જાતનો આનંદ સમજતો. એ મણીના કપડા—મણીના વાળ—વિગેરેની પણ કાળજી રાખતો. મણીના સુન્દર વાળોમાં સીંચવાને એ સુગંધીદાર તેલ આણી આપતો—મણીને સુન્દર કપડાં પહેરાવતો. મણીને આ ગમતું. એ રજનીકાન્તનો મૂંગો આભાર માનતી. રજનીકાન્ત માટે એના હૃદયમાં અનિર્વચનિય ભાવના ઉત્પન્ન થઈ હતી તે આથી પોષાતી—રજનીકાન્તની ન્હાની ન્હાની—રસ વિનાની—નકામી વાતોમાં પણ મણી રસ લેતી. રજનીકાન્ત નિર્દોષ ભાવે સઘળું કરતો મણીને હસાવતો—રમાડતો—પણ મણીએ પોતાના હૃદયમાં ઘણી ઉંડી આશા રમતી કરતી હતી. રજનીકાન્ત તે જાણતો નહિ. એને એવું સ્વપ્ન પણ ન્હોતું. મણી એ સ્પષ્ટ કહી શકતી નહિ. મણી રજનીકાન્તને ચાહે છે—એના પ્રેમની ભૂખી છે એ નિરાધાર મણીથી બોલાતું નહિ.—એને અનેક શંકાઓ થતી—અનેક ભય જણાતા તોપણ જાણમાં ભવિષ્યની દરકાર રાખ્યા વિના એણે રજનીકાન્ત તરફના પ્રેમના બીજને પાણી પાઈ ઉછેર્યું હતું.

ચારે જણા એક રાઉન્ડ ટેબલની આસપાસ બેઠાં હતાં. લીલા વાર્તાલાપની શરૂઆત કરતાં બોલી.

"કાન્ત ! શું મણી સુખી ન થઇ શકે ?" લીલાએ રમાકાન્તને પૂછ્યું.

"શી રીતે લીલા ?" લીલાનો કાન્ત બોલ્યો.

"તે હું શું જાણું ?...પણ કોઇપણ રીતે એને સુખી કરો, આવી કેટલી સુકુમાર કળીઓ સમાજના પગ તળે કચડાઇ જતી હશે ?"

"હિન્દુ બાળવિધવાઓની સંખ્યા એક નહિ, સો નહિ, હજાર નહિ–પણ લાખોથી અંકાય છે..."

"શું તેમનાં ઘાતકી માબાપોને સહેજ પણ દયા નથી આવતી; તેમની રાંક ગાય જેવી દીકરી માટે ?"

"કેટલાકો લક્ષ્મી માટે પોતાની રાંક કન્યા બાલક યા વૃદ્ધ પતિને સોંપી તેમની આશાભરી જીંદગીનો નાશ કરે છે; ત્યારે કેટલીક નિર્દોષ બાલિકાઓ ઘાતકી રિવાજની વેદીમાં હોમાઇ જીવન ખારાં કરી બેસે છે..." રમાકાન્તે જવાબ આપ્યો.

"અરેરે ! તે ઘાતકી માબાપો શું પોતાની રંક કન્યાઓ માટે જરાપણ લાગણી ધરાવતા નથી ? ધિક્કાર છે તે અવિચારી જૂલમી માતપિતા ગણાતા મનુષ્ય રાક્ષસોને કે જેઓ લક્ષ્મી માટે પોતાની દિકરીરૂપ ગાય કસાઇના હાથમાં સોંપે છે ? અને ધિક્કાર છે હિન્દુ રિવાજને માનનારા ઘાતકી અણસમજુ અભણ–મૂર્ખ માબાપોને કે જેઓ "શ્રીમંતનો પુત્ર પારણામાંજ પરખાવો જોઇએ" એવી માન્યતાને વશ થઇ બાલલગ્નને ઉત્તેજન આપતા હોય ! બાલપણમાં લગ્ન કરવામાં માન સમજનારા આંધળાઓની આંખ હવે ઉઘડવી જોઇએ અને હિન્દુ સંસારનું આ મુખ્ય કલંક દૂર થવુંજ જોઇએ, કાન્ત !......" લીલાએ સૂચના કરી.

"લીલે ! એ માટે સતત પ્રયાસ અને સ્વાત્મ–ભોગની જરૂર છે. દૃઢ વિચારના સમર્થ સુધારકોની મોટી ફોજની આવશ્યકતા છે અને જ્યારે હિન્દુઓનો કેળવાયેલો વર્ગ કમર કસીને આવા સડાઓ દૂર કરવા પોતાની જીંદગી સમાજને અર્પણ કરશે ત્યારેજ આવા જડ ઘાલી બેઠેલા રિવાજો નાશ પામશે. આવો માંગલિક સમય આવે–આટલી બધી આત્મભોગ આપવાની શકિત હિન્દુ

યુવકોના હૃદયમાં ભેગી થાય ત્યાંસુધી તો આપણી આંખોએ આવી નિરાધાર બાલકીઓ લાખોની સંખ્યામાં જોવી પડશે—તેમનાં અસહ્ય દુઃખો—તેમના નિઃશ્વાસો—તેમની તીવ્ર વેદના અને ભયંકર આઘાતો• લાચારીએ અને દુઃખી દીલે જોવાં પડશે અને તેમને દુઃખી થતી જોઈ આપણે પણ દુઃખી થવું પડશે."

"શું આપણી વિધવા બહેનો સુખી થાય એવાં કાંઇ પગલાં ન ભરી શકાય? મણી જેવી નિરાધાર બાળ વિધવાઓ પુનર્લગ્ન ન કરી શકે.?," લીલાએ પ્રશ્ન પૂછ્યો.

"લીલા! હજુ તું નાદાન છે—ધર્મ જેવા ગહન વિષયથી અજ્ઞાન છે. પવિત્ર આર્ય ધર્મે જે ફરમાવ્યું છે તે સત્ય છે—એટલુંજ નહિ પણ તદ્દન સત્ય છે. આપણાં ધર્મ શાસ્ત્રો લખતી વેળાએ આપણી સમાજની સંસ્કૃતિ ઉજવળ રાખવા માટે આપણા ઋષિ મુનીઓએ જેટલો ઉંડો વિચાર કર્યો છે તેટલો કોઈપણ ધર્મના પ્રવર્તકે કર્યો હોય એમ હું માનતો નથી. વિધવાઓને પુનર્લગ્ન કરવાની છૂટ મળે તો સમાજની કેવી અધોગતિ થાય તે સમજવાની તારામાં હજુ શક્તિ નથી, લીલા!—" રમાકાન્તે જૂના વિચારનો બચાવ કર્યો. રજનીકાન્ત રમાકાન્ત જેવા ઉદાર પુરૂષના આવા વિચાર સાંભળી આશ્ચર્ય પામ્યો. અને બોલ્યો:

"રમાકાન્ત! સમાજની અધોગતિ વિધવાઓને પરણાવવામાં આવે તો થાય કે હમણાં બાળ વિધવાઓ કુદરતી જ્વાળા ન સહેવાયાથી કુકર્મ કરે તેથી થાય?" લીલા પોતાના તરફથી વકીલાત કરનારની દલીલ સાંભળી આનન્દ પામી.

"આપણા સમાજનું બંધારણ સર્વોત્તમજ છે, રજની?"

"શી રીતે રમણ? કંઇ દલીલ? કંઇ દાખલો?"

"દુનિયામાં અનેક ધર્મો જન્મ પામ્યા અને નાશ પામ્યા. બાબીલીઅન, એસીરીયન, ગ્રીક અને રોમન મહારાજ્યો સ્થપાયાં—ઉદય પામ્યાં—અને નાશ પામ્યાં—એજ પ્રમાણે ઘણા દેશોનાં તત્વજ્ઞાનની પણ દશા થઇ. સૉક્રેટીસ, પ્લેટો, અને એરિસ્ટોટલની ફીલોસૉફી જન્મી, વખણાઇ અને હાલમાં તેને માનનારા અને નહિ માનનારાના જૂદા જૂદા વર્ગો પડયા—પણ આપણા ઋષી

મુનીઓએ આપણા સમાજનું—ધર્મનું ઉત્તમ બંધારણ કરેલું હોવાથીજ હિન્દુ તત્વજ્ઞાન આજસૂધી દુનિયામાં જીવતું રહ્યું છે. આજ સાબીતી છે કે, આપણો ધર્મ અદ્વિતિય છે—" રમાકાન્તે પ્રત્યુત્તર વાળ્યો:

"ત્યારે શું તું પણ એમ કહેવા માગે છે કે હિન્દુસ્થાન તો દેવોની ભૂમિ અને હિન્દુ ધર્મ તો શ્રી પરમાત્માએ પોતે રચેલો એટલે તદ્દન ખામીરહિતજ......"

"નહિ—એમ નહિ. પણ આપણું તત્વજ્ઞાન વિદેશીય તત્વજ્ઞાન કરતાં ઉત્તમ છેજ."

"આપણે તત્વજ્ઞાનની વાત કરતા નથી."

"સમાજ બંધારણ પણ આપણું ઉત્તમ છે."

"હું તને બન્નેના જવાબ આપીશ. આપણો ધર્મ અને આપણું તત્વજ્ઞાન આજ સૂધી કેમ અખંડ રહ્યા છે તે તું જાણે છે?"

"હા—"

"શું ?"

"તે સત્ય છે તેથી."

"તેમાં સત્યતા છે એ વાત ખરી; આપણી ફીલૉસોફી ઉત્તમ છે એ વાત પણ ખરી; છતાં તું એ તો માનતોજ હશે કે કપાળે કપાળે જૂદી મતિ પ્રમાણે વિદ્વાનોમાં દરેક વિષયમાં મતભેદ તો હોયજ."

"હા—એ હું માનું છું."

"બસ ત્યારે. હવે સાંભળ કે આપણું તત્વજ્ઞાન આજ સૂધી ટકી રહ્યું તેનું કારણ કાંઇજ નહિ પણ જેમ ગ્રીકમાં સૉક્રેટીસ, પ્લેટો, એરીસ્ટોટલ એમ એક પછી એક તત્વવેતાઓ જન્મતા ગયા તેમ આપણા દેશમાં ન જનમ્યા તેજ છે. ઘણી વખત તારા જેવા વિચારવાળાઓ તારીજ દલીલ આગળ લાવી કહે છે કે, તમુર, ઔરંગઝેબ, નાદીરશાહ અને મહમ્મદ ગઝનવી તથા એવા એવા અનેક શહેનશાહોના હુમલાઓ છતાં હિન્દુ ધર્મનો સનાતન પ્રવાહ અખંડ રહ્યો છે; પણ તેઓ ભૂલી જાય છે કે, ખરૂં જોતાં આપણા ધર્મના અસ્તિત્વનું મૂળ કારણ પરદેશીઓના હુમલાઓજ

છે. પરદેશીઓના હુમલા સામે રક્ષણ કરવાને માટે આપણો જેટલો સમય ગયો તેટલો સમય આપણે ધાર્મિક ચર્ચામાંથી મુકત થયા; અને તેથી આપણાં ધર્મ માટે મતભેદ પડતો અટકયો. વળી શંકર સ્વામી તથા બુદ્ધ પછી કોઇ એવો મહાત્મા જનમ્યો નથી કે જે હિન્દને ખરો ધર્મ શીખવી શકે. ટૂંકામાં હિન્દુઓમાં કોઇ ધર્મ ધુરંધર મહાત્મા જનમ્યો નહિ—હિન્દુઓ અંધારામાં રહ્યા—અને બ્રાહ્મણો નાકની દાંડી પકડી ૐ ઉચ્ચાર કર્યો કે સંધ્યા કર્મની પૂર્ણાહુતિ થઇ એવું માનવા લાગ્યા. હજુ હિન્દુસ્થાનના અસંખ્ય લોકો "અમે હિન્દુ" એટલા શબ્દો સિવાય હિન્દુ ધર્મનો કક્કો ખખ્ખો જાણતા નથી; અને આવી અજ્ઞાન દશાને લીધેજ આપણા ઋષી મુનીઓ જે લખી ગયા તે આજ સુધી કાયમ રહ્યું. ચાલુ જમાનામાં મહાત્મા દયાનંદ સરસ્વતી જનમ્યા. એમણે હિન્દુસ્થાનને વેદ ધર્મની ખરી દિશાઓ બતાવવાનું બીડું ઝડપ્યું. અને પરિણામમાં "આર્યસમાજ" નો જન્મ થયો. માત્ર મહાત્મા દયાનંદ સરસ્વતીનાજ પ્રયાસથી હિન્દના લાખો લોકો ધર્માંધ વહેમો અને ઢોંગ ધતુરા છોડી આર્ય સમાજમાં ભેળાયા. આથી હવે સનાતની અને સમાજીસ્ટ એવા બે વર્ગ હિન્દુઓમાં પડયા અને રૂઢીપ્રિય સનાતનીઓ આર્યસમાજના કટ્ટા શત્રુ પણ થઇ પડયા. એકજ મહાત્મા આટલું પરિવર્તન કરી શકે તો ગ્રીક આદિ દેશોમાં તો અનેક ફીલસુફો થયા તેથી તેઓમાં અનેક પ્રકારના મતમતાંતર ચાલ્યા અને તેથી તેમનું તત્વજ્ઞાન છીન્નવિછિન્ન થઇ ગયું. તારી પહેલી દલીલનો આ જવાબ છે—હવે કહે; પુનર્લગ્ન સંબંધી તારો શો મત છે ?"

રજનીકાન્તનો પ્રત્યુત્તર રમાકાન્તને રૂચ્યો. મણી અને લીલાને તો વજ્રલેપ થઇ ગયો. રજનીકાન્તની વિદ્વતા માટે સઘળાને માન ઉપજ્યું મણીને તો કંઇ કંઇ થઇ ગયું.

"પુનર્લગ્ન કરવા જોઇએ કે નહિ તે સવાલ બાજુએ રાખતાં વિધવાઓના આપણી સમાજની હાલની સ્થીતિ જોતાં સમાજનું નવું બંધારણ કરવાની ખાસ જરૂર છે એવું મારૂં માનવું છે—" રમાકાન્ત બોલ્યા.

"પણ દેશમાં જે લાખો બાળવિધવાઓ બળતી ચિતામાં તડફડતા જીવડાના જેમ કંગાળ જીવન ગુજારે છે તેમનું શું કરવું ?"

"હું માનુછું કે વિધવાઓ સાથે હવે આપણે થોડીક છૂટછાટથી કામ લેવું જોઇએ. ઋણી જેવી બાળકીઓનો ખાસ અલાહેદો વર્ગ કરી જો તેમનાં લગ્ન કરવામાં આવે તો સારૂં; એમ મને પણ ઘણીવાર થઇ આવે છે. આવા લગ્ન યોગ્ય ગણાય કે નહિ તે હું જાણતો નથી. તો પણ લાખો હિન્દુ બાળવિધવાઓ માટે કાંઇ પણ પગલાં ભરવાની ખાસ જરૂર છે એવું હું માનું છું...છતાં કમનસીબે વિધવા થયલી બાળાઓ–સંસાર કરતાં વૈરાગ્ય તરફ ઢળે તો સારૂં એવું હું ઇચ્છું છું. ધર્મ શાસ્ત્રો બાળલગ્ન કે કન્યા વિક્રય કરવા કહેતાં નથી. પુનર્લગ્ન કરવાની છૂટ સ્ત્રીઓને ન મળવી જોઇએ એવું હિન્દુ શાસ્ત્રો કહે છે અને તે સસજ છે. પુનર્લગ્ન ન કરવા એટલે પોતાના સ્વર્ગસ્થ પતિનો પ્રેમ હૃદયમાં તાજો રાખવો–તેનાં નામનો જાપ જપવામાંજ જીવન પુરૂં કરવું. આ રીવાજ પ્રેમને ઉચ્ચ બનાવવા કરવામાં આવ્યો છે. પ્રેમને સંગીન રૂપ આપવા પુનર્લગ્ન અટકાવવામાં આવ્યાં છે...નહિ તો મનુષ્યનું જીવન પશુ જેવુંજ થઇ જાત. આપણા હિન્દુ સમાજમાં બાળવિધવાઓ એટલી મોટી સંખ્યામાં વધી પડી છે કે જે સંખ્યાજ સાંભળતાં મારા હૃદયમાં તીવ્ર આઘાત થાય છે ! આ દુઃખી યુવાન વિધવાઓ કુદરતી લાગણીપર કાબુ ન રાખી શકવાથી અનીતિના અંધારા માર્ગમાં ફસી પડે અને તેમ થતાં હિન્દુ સંસારપર કાળાં કલંકો ચોંટે તો તેમાં કોનો દોષ કાઢવો ? આપણા ઋષીમુનિઓ પુનર્લગ્ન સામે જે લખી ગયા છે તે કાળને અનુસરી લખી ગયા હશે ! હાલમાં જમાનો બદલાયો છે. તે વખતે બાળલગ્ન અને વૃદ્ધલગ્ન થતાં નહોતાં. અને આપણે જાણીએ છીએ કે કન્યા લાયક ઉમ્મરની થતાં તેને "સ્વયંવર" કરી પરણાવવામાં આવતી આવાં લગ્ન ઘણાંજ સુખી નીવડતાં; પણ કમનસીબે એ રીવાજ બંધ પડયો અને કન્યા વિક્રય, તથા બાળલગ્ન જેવા ઘાતકી રીવાજો જન્મ પામ્યા. આ કારણસર હવે જમાનાને યોગ્ય સુધારો કરવોજ જોઇએ અને જે લાચાર બાળવિધવાઓ સાસુ નણંદની ગાળો સહન કરી જીવનવસન્ત કાલ કંગાલ દશામાં પસાર કરે છે તેમને પુનર્લગ્ન કરવાની

છૂટ આપવીજ જોઈએ એવું મારૂં માનવું છે. આથી આપણા સંસારમાંથી અનીતિ દૂર થશે અને તેમ થતાં અનેક બાળહત્યાઓ તથા ગર્ભપાતો થતાં અટકશે. યાત્રા કરવાને બ્હાને યાત્રાના પવિત્ર સ્થલોમાં પોતાના ગર્ભનો નાશ કરી આવતી વિધવાઓનો તેથી અંત આવશે અને કદાપી જુના વિચારવાળા ધર્માંધ લોકો એમ માનશે કે ધર્મ વીરૂદ્ધ પગલું ભરી સુધારકો પાપ કરે છે તો હું કહીશ કે પુનર્લગ્ન કરવાથી જો કાંઇ પાપ લાગતું હોય તો તે પાપ બાળહત્યા કરતાં ઘણું ઓછુંજ હશે. હવે જુના અને નવા વિચારવાળા-ઓએ સાથે મળીને કામ કરવાની જરૂર છે; સુધારકો પુનર્લગ્ન શાસ્ત્રસંમત ઠરાવવા જે પ્રયાસ કરે છે અને જુના વિચારવાળાઓ તે નર્કમાં ધસડી જનારૂં છે એમ મનાવવા આકાશ પાતાળ એક કરે છે પણ તેઓ અન્તે ખોટાં છે. તેમનામાં આંધળો જુસ્સો છે. કોઇ ખરા સમાજ સેવકો નથી. સુધારક અને ઓર્થોડોક્ષ ઉભય પક્ષને સંતોષ મળે તોજ હિન્દુ સમાજની પ્રગતિ થશે અને તે માટે મણી જેવી નાદાન બા-લાઓ વીધવાજ શા માટે થાય? એવો પ્રશ્ન દરેક હિન્દુ ગણાતા મનુષ્યના હૃદયમાં પેદા થવો જોઇએ. પુનર્લગ્ન લાભદાયી છે એવું સમાજના મનપર ઠસાવવા જે પ્રયત્ન કરવામાં આવે છે તેટલોજ પ્રયાસ જો કન્યા વિક્રય અને બાળલગ્ન દાબી દેવા માટે કરવામાં આવે તો પછી મણી જેવી બાલાઓ વિધવા થાય ખરી? જો આજ મણીને અત્યારે એટલે હમણાં પરણાવવામાં આવી હોય તો એનું જીવન કેવું સુખી હોય? અને તેમ છતાં યોગ્ય વયે યોગ્ય પતિ સાથ, લગ્ન કરીને પણ જો કોઈ બાળા કમનસીબે વિધવા થાય તો તે પોતાના પતિ તરફના પ્રેમને લીધે બીજો પતિ કરવા તૈયાર થશે નહિ. વળી પશ્ચિમમાં પુનર્લગ્નનો રીવાજ છે. એક સ્ત્રી ગમે તેટલા ધણી કરી શકે છે અને તેથી ત્યાંની "મેટ્રીમોનીયલ કોર્ટ" છુટાછેડાના કેસો ચૂકવતાં થાકી જાય છે. હિન્દુ સંસારમાં આજસૂધી એક પણ છુટાછેડાનો કેસ બન્યો નથી એ તેમના ઉજળા સંસારની ખુબી છે, અને પુનર્લગ્ન ધર્મ વિરૂદ્ધ છે એવી માન્યતાના પ્રતાપ છે. તોપણ જે વિધવાઓ વધી ગઈ છે તેઓ માટે તો યોગ્ય બંદોબસ્ત હવે થવોજ જોઇએ. વળી પારસી કોમમાં પણ પુનર્લગ્નની છુટ છે. પણ એ લોકોમાં

લાયક વયેજ લગ્ન થતાં હોવાથી ઝાઝાં પુનર્લગ્ન થતાં નથી અને મારા સાંભળવા પ્રમાણે જે સ્ત્રી પુનર્લગ્ન ન કરી પોતાના મરહુમ પતિની યાદ પોતાના જીગરમાં તાજી રાખે તેના તરફ પારસી ભાઇઓ ઘણા માનથી જુએ છે. આનો અર્થ એજ થાય છે કે, "પુનર્લગ્ન" કાંઇજ નહિ પણ પ્રેમ જેવી દૈવી વસ્તુને હલકી પાયરીપર મૂકનાર એક ખરાબ રીવાજ છે. જે સ્ત્રી પોતાના મનગમતા પતિ સાથ પરણે તે પોતાના વ્હાલાના મરણ પછી પોતાની સુન્દરતા બીજાને અર્પણ કરે એ તદ્દન ધીક્કારવા જોગજ છે. છતાં આપણા અને બીજી કોમોના સંજોગો વચ્ચે ઘણો ફરક છે અને તેથી આપણી હિંદુ કોમમાં તો હવે પુનર્લગ્ન થવાંજ જોઇએ. હજુ પારસીઓ પુનર્લગ્ન બંધ કરે તો ચાલે; કારણ કે તેઓમાં બાળ લગ્ન થતાં નથી; પણ આપણામાં તો દર વરસે હજારો બાળલગ્નો થાય છે અને દસમે વરસે વસ્તીની ગણત્રી વેળા લાખો બાળ વિધવાઓ થયેલી આપણને માલૂમ પડે છે. વળી આપણા સુધારકો પણ પાણીદાર નથી. જે સુધારકો બહાર સુધારક હોવાનો ડોળ કરી મોટાં ભાષણો આપે છે તેઓમાં કેટલા એવા સાચા સુધારકો છે કે જેઓ પોતે પુનર્લગ્ન કરવા રાજી હોય? હજુ આપણી સોસાયટીમાં અનેક માધવદાશ રૂઘનાથદાશ અને કરશનદાશ મુળજી જેવા આદર્શ વીર સુધારકો જન્મવાની ખાસ જરૂર છે અને ત્યારેજ હિંદુ સંસાર કંઇક અંશે સુધરી શકશે-મેં એવા અનેક સુધારકો જોયા છે કે જેમનાં ઘરમાં તેમની પોતાનીજ પુત્રી તેર વરશની વયમાં વિધવા થઇ ખુણો પાળતી હોય! "કાજીજી કહેને વાલે-કરને વાલે નહિ." એવો આ વર્ગનો ઘાટ છે. જ્યારે તેઓ પોતેજ આવા છે તો તેઓ સમાજનું શું ભલું કરી શકશે? હજી જૂના વિચારની સમાજને કેળવાતા ઘણી વાર છે. વૃદ્ધ લગ્ન અને બાળલગ્ન જેવી નાશ થઇ શકે તેવી પ્રથાઓ નાશ પામતી નથી તો પુનર્લગ્ન દાખલ તો શી રીતે થઇ શકશે? લીલા! જો મ્હારા વિચાર પ્રમાણે યત્ન કરવામાં આવે તો હિન્દુ સંસારમાં એક પણ બાળવિધવા રહે ખરી? મણી જેવી દુઃખી બાળાઓને જોઈ પછી દાઝવાનું રહે ખરૂં? પણ હિન્દુઓ આરંભશૂરાજ પૂરવાર થયા છે. સંસાર સુધારાની કોનફરન્સમાં એક વર્ષને અંતરે ભેગા મળી

મોટાં મોટા ભાષણો આપી–થોડાક ઠરાવો પસાર કરી—નાતાલના દિવસો ગુજારવાથી બગડેલો હિંદુ સંસાર સુધારાવાનો નથી. તે માટે આત્મભોગ અને સતત પ્રયાસની જરૂર છે. આ ભાષણોની ગામડાનાં અભણુ વાતાવરણપર અસર થતી નથી. "હિન્દુ સંસાર"–તેની વ્યાખ્યા નક્કી કરવી એ ઘણું મુશ્કેલ છે. પ્રથમ ગામડાના અભણુ લોકોને કેળવવાની જરૂર છે. સુધારો તેમનામાં પ્રથમ કરવાનો છે. સડી ગયલા શરીરના ભાગને કાપી નાખવાની પહેલી જરૂર છે—જરા રોગવાળો ભાગ તો દવાથી પણ સારો થઈ શકશે—"અનીતિનો નાશ થવો જોઇએ અને મહારાજોની સત્તાપર અંકુશ મૂકાવો જોઈએ" એવું માની મહુંમ આદર્શ સુધારક રા૦ કરસનદાસે જે આત્મભોગ આપ્યો તેવો આત્મભોગ આપવા સુધારકોની મોટી ફોજે તૈયાર થવું જોઇએ--હિંદુ સમાજમાં જ્યાં સુધી અનેક કરસનદાસો ઉત્પન્ન થાય નહી ત્યાં સુધી હિન્દુ સંસારને સુધારવાની કલ્પના કરવી તે હાસ્યાસ્પદજ ગણાશે! "આમ ન કરવું જોઇએ" એમ પોકાર ફરવાથી જે અસર થતી નથી તે ત્યારે થાય છે કે, જગતનો એવું બોલનારો વર્ગ પોતાની માન્યતા પ્રમાણે વર્તી "જગતમાં આમ વર્તવાની જરૂર છે અને તેથી સુખ મળે છે" એવું જગતના મનપર ઠસાવે! આ માટે પ્રથમ પોતાનોજ ભોગ આપવો જોઇએ. તન મન, ધનથી સમાજને કેળવવી જોઇએ, તેમ કરતાં જે હાડમારીઓ, મુશ્કેલીઓ, સંકટો અને આફતો આવે તે સહેવા તૈયાર થવું જોઈએ. "સહો અને મજબુત થાઓ." અને જ્યારે આટલી બધી નિઃસ્વાર્થતા, આટલો બધો સ્વાર્થ ત્યાગ, આટલી બધી પરમાર્થી લાગણી હિન્દુઓની સુધરેલી સમાજમાં જન્મ પામશે ત્યારેજ—હિન્દુ વિધવાઓના દુઃખ જોઈ બળી જનારાઓ હિન્દુ સંસારમાં સઘળી "સધવાઓ" જ જોઇ શકશે"

"તું આટલું સમજ્યો છે રમણુ! એ મહદ ભાગ્યની વાત છે. હવે તને સમજાવતાં મને ઝાઝી મુશ્કેલી ન નડે. તું એવું કહેવા માગે છે કે આપણા સંસારમાં સ્વયંવર જેવી પ્રથાઓ હોય જેમ તારા લીલા સાથ ગાંધર્વ વિવાહ થયા તેમ લગ્ન થતાં હોય તો હિંદુ સ્ત્રીઓને પુનર્લગ્ન કરવાની જરૂર ન રહે પણ તું ભૂલી જાય છે કે પૂર્વે પતિના મરણ પાછળ સ્ત્રીઓ સતિ

થતી હતી. આથી તેમને તેમની યુવાવસ્થામાં મનનું કઠણ તપ કરવાનું ન્હોતું અને તેથી તેઓ સતિ કહેવાતી. હાલમાં સ્ત્રીઓ સતિ થતી નથી. વળી હું કાંઇ સઘળી વિધવાઓને પુનર્લગ્ન કરવાની છૂટ આપવાની હિમાયત કરતો નથી પણ જે બાલ વિધવાઓ પોતે "પતિ" શબ્દની વ્યાખ્યા પણ સમજી શકતી ન્હોતી એટલી ન્હાની વયમાં વિધવા થઇ જીંદગીમાં ઝેર રેડી બેઠી હોય તેવી અક્ષતયોની બાલ વિધવાઓનેજ પુનર્લગ્ન કરવા દેવા જોઇએ એવું મારૂં માનવું છે. તું કહે છે કે, જુના અને નવા વિચારવાળાઓએ સાથે મળીને કામ કરવું જોઇએ પણ તેની સુધારકો ના પાડતા નથી. જૂના વિચારવાળાઓજ એવા ભયંકર કસમ લઇ બેઠા છે કે એ જાંગલાઓના નામનો ઉચ્ચાર પણ ન કરવો તો પછી તેઓ સહેજસાજ છૂટ મૂકી સુધારકો સાથ શી રીતે કામ કરવા તૈયાર થશે ? એ લોકો તો પોતાની પપેટા જેવી મોટી આંખોએ જુવે છે કે, પોતાની બહેનો અને પુત્રીઓ બાર વર્ષની વિધવા થઇ યુવાવસ્થા અનીતિમાં ગુજારે છે, ગર્ભવતી થતાં તેઓજ તેને જાત્રાએ મોકલી ગર્ભપાત કરવાની સરળતા કરી આપે છે—અને ધર્મીષ્ઠ હોવાનો આડંબર રાખી મોટા ટીલાં તાણી દુનિયામાં ફરે છે—જે સમાજની આટલી બધી અધોગતિ થઇ ગયેલી હોય તેનેસુધારવા માટે કેવો ભયંકર ભોગ આપવો પડે તે તો તું જાણે છે. અનેક કરસનદાસો, અને અનેક માધવદાસો આપણી સમાજમાં થવા જોઇએ; છતાં એટલુંજ પૂરતું નથી. જે બાલવિધવાઓ વધી પડી છે તેમને પુનર્લગ્ન કરાવવાંજ જોઇએ—તેમનાં શુષ્ક જીવનમાં રસ રેડવોજ જોઇએ—અને એવી બાલવિધવાઓ જે અત્યારે દેશને તદ્દન નિરૂપયોગી થઈ કંગાળ જીવન ગુજારે છે તેઓ પણ કદાપિ એવા વીર પુત્રને જન્મ આપી શકે કે જે ભારતના હૃદય માટે આભ અવની એક કરવાની હામ ભીડે. દેશોન્નતિના અનેક પ્રકાર છે. હિન્દની ઉન્નતિ એક દષ્ટિએ બહુ દૂર છે. દેશના પુત્રોએજ દેશના સાંસારિક બંધારણો સડાવાળાં કરી મુકી દેશની પ્રગતિના વેલાપર એવો ભયંકર પ્રહાર કર્યો છે કે દેશોદય માટે પ્રયાસ કરનારાઓને સાંસારિક બંધારણોજ ડગલે ને પગલે નડયા કરે છે."

આ મનનીય ભાષણની સચોટ અસર સઘળાંપર થઈ. અને વિષયનો અંત લાવવા લીલા બોલી:

"ત્યારે કાન્ત! મણીએ હવે શું કરવું?"

"મારી હવે ખાત્રી થઇ છે," રમાકાન્ત બોલ્યો,

"કે બાલવિધવાઓના પુનર્લગ્ન થવાંજ જોઇએ. મણીને આપણે પુનર્લગ્ન કરાવીશું, લીલુ!"

"અહા! ત્યારે તો મણી સુખી થશે ખરી!" લીલા બોલી. પણ આ શબ્દોથી મણી આનંદ પામી નહિ. લાચાર બાળવિધવા સમાજના પ્રહારથી કચડાઇ ગઇ હતી. એને પોતાના જીવનમાં રસ રેડવાની પ્રબળ ઇચ્છા હતી ખરી, પણ તે રસ રેડનાર એના મનમાં વસી ગયેલો રસિકવરજ હોવો જોઇએ. રજનીકાન્તને એ ચાહતી, રજનીકાન્તની આજની વકતૃત્વ શકિતએ એને પૂરી વશ કરી લીધી અને હવે એને રૂંવે રૂંવે રજનીકાન્તના પ્રેમનો મંત્ર લખાઈ ગયો હતો.

"મણીને પુનઃ પરણાવવીજ—" રજનીકાન્ત બોલ્યો. અને મણીનું હૃદય ચીરાઈ ગયું. એને પરણવાનું ગમતું હતું; પણ રજનીકાન્તજ એને પરણાવવાની વાત કરે એ ન્હોતું ગમતું. એને રજનીકાન્ત સાથ પરણવું હતું; પણ મૂંગો ગોળ ખાઇને મનમાંજ સ્વાદ સમજી રહે તેવી મણીની દશા થઇ અને તેથી એની માનસિક પીડા ઉલટાની વધી પડી.

"રજનીકાન્ત! મણી વિષે તારે હજુ કાંઈ કહેવું છે?"

"મણી માટે લાયક યુવાન જ્યાં સૂધી મળી આવે ત્યાં સૂધી તો પરમાત્માએ એને જે સ્થીતિમાં મુકી છે તેમાંજ એણે સંતોષ માનવો—" રજનીકાન્ત બોલ્યો. જાણે એક એક શબ્દ ભાલા જેટલો તિક્ષ્ણ હોય તેવું મણીને લાગ્યું. ગુપ્ત પ્રણય નાશકારક નીવડવાનો સમય આવ્યો અને મણીના હૃદયમાં ભયંકર જ્વાળા સળગવા માંડી.

"એને પરણનારા તો ઘણા મળી આવશે." લીલા બોલી.

"હા—પણ તને ખબર છે લીલુ! કે આપણી સમાજની સ્થીતિ કેવી છે? જેઓ કુળવાયના તથા પાંચ પૈસે સુખી છે તે-

ઓને કન્યા મેળવતાં સહેજ પણ મહેનત પડતી નથી. તેઓ માત્ર ભાષણ કરી "પુનર્લગ્ન કરો–પુનર્લગ્ન કરો" એવા બરાડા પાડનારાજ છે, જ્યારે પુનર્લગ્ન કરનારાઓમાં ઘણાખરા પુરૂષો કોઇ પણ સારામાઠા કારણસર તેમને તેમની ન્યાતમાંથી કન્યા ન મળે ત્યારેજ કુમારા રહેવા કરતાં પુનર્લગ્ન કરી સુખી થવા તૈયાર થાય છે. આવા પુરૂષોને પરણનાર વિધવા બનતાં સુધી સુખી થઈ શકતી નથી અને તેઓ થોડોક સમય સાથે રહી છુટાં પડે છે. મણીની આવી સ્થીતિ ન થાય એટલે કે તેને પરણનાર કોઇ સારો કેળવાયલો લાયક યુવાન મળી આવે ત્યાં સુધી તો તેણીએ મનનું કઠણ તપ કરવાનું છે.—"

"અને એવું તપ તમે કહેશો ત્યાં સુધી હું કરીશ, ભાઇ—" મણી પોતાની અકથનીય સ્થિતિ કોઇ કળી ન જાય તે માટે જાણે પોતે ચાલુ ચર્ચામાં ભાગ લેતી હોય એવું બતાવવા બોલી:

"મણી! તારૂં ભલું થાય, તારી જીંદગી સુખ અને આનંદમાં જાય, તને શાન્તિ મળે અને તારૂં જીવન ઉચ્ચ અને આનંદી બને એવો માર્ગ હું તને બતાવીશ. તોપણ સંસારની મોહમાયાથી તારે બાર ગાઉ દૂરજ નાસવું પડશે."

"તમે કહેશો તે માર્ગે ચાલી સુખી થઈ તમને આશીશ દઇશ ભાઇ!"

"બહેન! મારો વિચાર આખી સ્ત્રી જાતીની ઉન્નતિ કરવાનો છે. સ્ત્રીના ઉદય સાથજ દેશનો ઉદય થશે એવું મહાન પુરૂષોનું માનવુંજ છે. એ માટે મારે એક આશ્રમ સ્થાપવો છે, જેમાં તારા જીવનને ઉચ્ચ બનાવવા સાથ આખા સ્ત્રી સમાજની અને દેશની સેવા તારે બજાવવાની છે. આપણે આજ મણીપુરમાં એક આશ્રમ ચાલુ કરીશું; કારણ શહેરના ધાંધલીયા વાતાવરણ કરતાં ગામડાંના શાન્ત વાતાવરણમાં આપણી દુઃખી બ્હેનોને વધુ શાન્તિ મળશે. શાન્તિમાંજ બાલિકાઓ કેળવાઇ શકશે. આ આશ્રમમાં ઘણી વિદુષીઓ પણ રોકાશે. અને તારે તથા તારી સહાયકોએ કોઇ પણ સ્ત્રી આશ્રમને આશરે આવે તેમને દિલાસાના મધુર વચનોથી શાન્તિ આપી તેમનાં દુઃખો ભૂલાવવાનાં છે. તેઓ એક ધર્માદા

આશ્રમમાં છે એવું પણ સ્મરણુ તેમને થવું ન જોઇએ. તારે બાળ વિધવાઓને સુખી કરવા, તેમને પવિત્રતા તરફ આકર્ષવા ખાસ ધ્યાન આપવાનું છે. આ વિષયમા તુંજ સારો પ્રકાશ પાડી શકશે. ગમે તે કોમની દુઃખી સ્ત્રીના હૃદયમાં તારે અમૃત રેડવાનું છે. ”

“ હું મારાથી બનતું કરીશ. ભાઈ ! ”

“ તારે સઘળી સ્ત્રીઓનાં જીવન પવિત્ર રાખવાનાં છે અને તે માટે તારે પોતે પવિત્ર રહેવાનું છે. ”

“ ભાઇ ! હું આપની મરજીને આધીન છું. ”

“ એમાંજ તારા સ્ત્રી જીવનની સફળતા છે મણી ! ”

“ વિધવાજીવનને પવિત્ર રહી આદર્શ પૂરવાર કરીશ, ભાઈ ! ”

“ કાન્ત ! હું આ આશ્રમમાં .....” લીલા બોલી.

“ તારી ઇચ્છા હોય તો તારે પણ તેમાં જોડાવું અને એક સ્ત્રી તરીકે સ્ત્રીને ઉપયોગી થવું. ”

“ તારી કલ્પના ઘણીજ ઉત્તમ છે, રમણુ ! હું પણ તને આવીજ કોઈ સૂચના આપણી બહેનોની દુઃખી સ્થીતિ સુધારવા માટે કરવાનો હતો ” રજનીકાન્તે રમાકાન્તના વિચારને પુષ્ટિ આપતાં કહ્યું.

“ નામ શું આપશો કાન્ત ! તમારા આશ્રમનું ! ”

“ તુંજ ગોતી કાઢવાની કૃપા કરને ! ”

“ હું શું કહું ? મણી ? ”

“ ભાઇ કહે તો કેમ? ” મણી બોલી.

“ ચાલો, બધું મારેજ કરવું કે? ”

“ ત્યારે કોણ કરશે કાન્ત ! અમે તો આપની પાછળ આપને પગલે પગલે ચાલનારીઓ: જ્યાં સૂધી પતિ પોતાની પત્નિના જીવનને ઉન્નત બનાવવા પ્રયાસ કરે નહિ ત્યાં સૂધી અમે કશું કરી શકનાર નથી. અમે અબળા જાતિ શું કરી શકીએ ? પુરૂષોએજ સ્ત્રીઓને સમાજના હીત માટે ઉત્સાહવાળી બનાવવાની છે. પુરૂષો એજ અમારા કાનમાં આદર્શ વિચારોનું અમૃત રેડવાનું છે અને તેમ કરી જે મીઠી આશાઓ અમારી તરફથી તેઓ રાખે છે તે ળવવાની છે. ”

"એમ કે? તારામાં આટલી બધી શક્તિ હશે એવું મ્હેં ન્હોતું ધાર્યું લીલુ ?"

"ધાર્યું ન્હોતું પણ હવે તો અનુભવ્યુંને ?"

"હા—તારા જેવી સદ્દગુણી..."

"ચાલો, બ્યુગલ ફુંકાવા માંડયા ! તમને પુરૂષોને વખાણ કરતાં બહુ આવડે છે, હે કાન્ત !"

"અને સ્ત્રીઓએ મીઠું મીઠું બોલવાનો ઇજારો લીધો છે ખરૂંને ?"

"ચાલો, હવે કહોને કે તમારા આશ્રમનું નામ શું ?"

"મારો આશ્રમ તો "ગૃહસ્થાશ્રમ" લીલુ ?"

"કેમ વળી મશ્કરી કરી કે ?"

"તને નથી ગમતું એ ?—"

લીલા મૌન રહી—નીચું જોયું—સ્મિત કર્યું—અને "ગમે છે" એવો વાયરલેસ સંદેશો રમાકાન્તને નેત્રાદ્વારા પહોંચાડયો.

"બોલ, મણી ! નામ શું રાખશું ?"

"તમેજ કહોને, ભાઇ !"

"લીલુ ! તું કાંઇ કહેશે ?"

"હા—મારૂં નામ રાખશો ?"

"જરૂર."

"સાંભળો ત્યારે—પુરૂષો સ્ત્રીઓને સુન્દર કહે ખરૂંને ?"

"હા—"

"ત્યારે એવી સુન્દર કહેવાનારીઓનો જે આશ્રમ તે..."

"તે સૌન્દર્ય-આશ્રમ ખરૂં ?"

"હા—કેવું કળી ગયા ?"

"મનોમન સાક્ષી છેની !"

"મને પણ એ નામ ગમે છે." મણીએ મત આપ્યો. રજનીકાન્તે પણ એ સામે કાંઇ વાંધો લીધો નહિ અને નામ નક્કી થયું.

રૂપીઆ પાંચ લાખના બાદશાહી રકમથી સૌન્દર્ય—આશ્રમ સ્થપાયો. આ આશ્રમને આદર્શ બનાવવા રમાકાન્તે જર કે જોરૂ

મતની કશી કચાશ રાખી નહિ. આશ્રમમાં ગ્રેજ્યુએટ સ્ત્રીશિક્ષકો રાખવામાં આવી. તેની લાયબ્રેરીમાં ઉત્તમ સ્ત્રી ઉપયોગી પુસ્તકો ખરીદી મૂકયાં–અને આ રીતે પોતાના જીવનના ઉત્તમ કાર્યોમાં રમાકાન્તે એકનો વધારો કર્યો. આ આશ્રમના મુખ્ય ઉદેશો સમાજની ક્રૂરતાથી દુઃખી થતી–કચડાતી–રીબાતી—મણી જેવી હિન્દુ બાલવિધવાઓનાં જીવન સુખી બનાવવા—તેમને આશ્રમમાં રાખી સુખી કરવા–ધર્મ તરફ તેમની વૃતિઓ વાળી–વિધવા જીવન ઉન્નત કરવા અને,

"છે વૈધવ્યે વધુ વીમળતા ! બ્હેન સૌભાગ્યથી કંઇ.

"છે ભકિતમાં વધુ વીમળતા બ્હેન શૃંગારથી કંઇ."

કથનને સાચું પુરવાર કરવાના હતા.

વળી આશ્રમની શાળામાં બાળાઓને સ્ત્રી ઉપયોગી ગુજરાતી અંગ્રેજી શીક્ષણ આપવું, સ્ત્રીઓના ધર્મ સમજાવવા અને તેમને એક પ્રેમાળ પત્ની અને ડાહી માતા બનાવવા સખત મહેનત કરવી એ પણ આ આશ્રમના સ્થાપકની પ્રબલ ઇચ્છામાંની એક હતી.

સમાજની કમનસીબ રૂઢીને લીધે યા કોઇ કારણે થોડી કેળવણી લઇ પરણી ગયલી સ્ત્રીઓએ પોતાના નવરાશના વખતમાં પોતાનો અભ્યાસ આશ્રમની લાયબ્રેરીમાં સ્ત્રીઉપયોગી પુસ્તકો વાંચી વધારવો અને સ્ત્રી જીવનને ઉન્નત કરવું એ આ આશ્રમના સ્થાપકનો ત્રીજો હેતુ હતો.

આવા આવા અનેક સ્ત્રી જીવનનો ઉદય કરવાના આશ્રમના હેતુઓ અત્રે વર્ણવવાની જરૂર નથી. ટુંકમાં તે એક આદર્શ સંસ્થા હતી. તેનો સ્થાપક આદર્શ વિચારનો અને પવિત્ર જીંદગી ગુજારનારો હતો. અને તેથી આ આશ્રમ થોડાજ સમયમાં દોષરહિત મનાવા લાગ્યો.

---

# પ્રકરણ ૧૭ મું.

## કરમાઈ જતી કળી !

રમાકાન્તની ઉદારતાથી સૌંદર્ય આશ્રમ સ્થપાયો—ચાલુ થયો, અને પ્રજામાં માનીતો પણ થયો. હિંદુ સંસારને જે એક મહાન્ ખોટ હતી તે આથી પુરાઇ. આ આશ્રમથી અનેક દુઃખી નિરાધાર અનાથ અબળાઓને આશરો મળ્યો: અનેક અભણ સુંદરીઓને કેળવણી રૂપ મધુર ફળનો સ્વાદ ચાખવાનો લાભ મળ્યો, અનેક દુઃખી અબળાઓને દિલાસો મળ્યો અને અનેક દુઃખી બાળ વિધવાઓને પવિત્ર જીવન ગુજારવાનું તથા અખંડ શાન્તિ મેળવવાનું સ્થાન અને સાધન મળ્યું.

આ આશ્રમના કોઈ પણ દુઃખી સ્ત્રી કાળી રાત્રીએ આશરો લેવા ચાહે તો લઇ શકતી, એટલુંજ નહિ પણ જાણે પોતાનુંજ ઘર હોય તેમ ત્યાં આનંદથી રહી શકતી: શું સધવા કે વિધવા, બાળા કે તરૂણી, મુગ્ધા કે પ્રૌઢા દરેકને માટે સૌન્દર્ય–આશ્રમનાં દરવાજા ગમે ત્યારે ખુલ્લા રહેતા. આથી ગરિબાઇ તથા અનાથ અવસ્થા યા બીજા કારણે આપઘાત કરી અકાળે જીંદગાનીનો અંત આણતી, ભૂખે રીબાઇ મરતી, લાચારીએ અનીતિના નાશકારક ખાડામાં ગબડી પડતી અને એવાજ બીજા નાશકારક માર્ગે ભૂલી પડતી અબળાઓ આ આશ્રમમાં આવી સુખી થઇ: આશ્રમનું સઘળું કાર્ય સુધા નામની એક કેળવાયલી ચંચળ યુવતી કરતી. મણી તે માટે અશકત હતી. સુધા સ્ત્રીઓ માટે દાઝ ધરાવનારી, દેશની ચડતીની ઇચ્છા રાખનારી, તે માટે સખત મહેનત કરનારી, અને આત્મભોગ આપનારી, દઢ મનની તરૂણ યુવતી હતી. સુધા પોતાના ઉન્નત ચારિત્ર્યથી, થોડાજ વખતમાં આશ્રમના સ્થંભ રૂપ ગણાવા લાગી. તેના સતત્ પ્રયાસથી, તેની વિદ્વતાથી, તેની વાણીની મીઠાશથી, તેની અંતરની ઉંડી લાગણીથી, તેની દિલસોજી, દયા, વિવેક અને નમ્રતાથી તેણે સર્વે દુઃખી સ્ત્રીઓનાં દીલ હરી

લીધાં—તેમનાં દુઃખો ભૂલાવી દીધાં અને તેમના જીવનને સુખી બનાવવા પ્રયત્ન કર્યા. આથી "દયાની બહેન" તરીકે સુધા મણીપુરમાં અલ્પ કાલમાં પંકાઇ ગઇ.

સર્વ સાથ મણીને પણ કેળવણી મળતી. લીલા પણ કોઇ કોઇવાર આવતી પણ નહિ જેવીઃ મણી હવે આશ્રમમાંજ રહેતી. ત્યાંજ રહેવાની તેને માટે જરૂર હતી. જગત્‌ની ધાંધલ અને મોહ-માયાથી તેણે દૂર રહેવાની પ્રથમ જરૂર હતી. મણી ધર્મ પુસ્તકો વાંચતી—ધર્મપર શ્રદ્ધા રાખવા—મનને દૃઢ કરવા મહેનત કરતી—પરમાત્માના રટનનું તાન લગાડતી—જીવનને પવિત્ર રાખવા કાળજી રાખતી અને પોતાનાં વિધવાજીવનને ઉચ્ચ બનાવવા મથતી. પણ રજનીકાન્તમાં ચ્હોંટેલું ચિત્ત ઘણીવાર મણીના હૃદયસાગરને ઉન્મત બનાવી દેતું અને કોઇ કોઇવાર એકાન્ત મળતાં વિધવા મણી કલાકોનાં કલાકો સુધી આંસુઓનો જોસભર પ્રવાહ પોતાના કપોલ પ્રદેશપરથી નીચે ફેંકી દઇ પોતાની સુન્દર છાતી આંસુઓથી ભીંજવી નાખતી.

પંદર વર્ષનું વય થવાથી—મસ્તાન યુવાનીની મધુર વાંસ-લડીનો દિવ્ય સુર મણીને કાને અથડાયો. રતીપતિએ ક્રૂર થઇ પોતાના કોમળ ગણાતાં પ્રેમનાં બાણો વિધવા મણીપર ફેંક્યા અને મણી ઘાયલ થઇ.

"ઓ વિભુ! મારૂં શું થશે?" આંખોમાંથી આંસુનો પ્રવાહ રેડતાં મણી આવા દયાજનક ઉદ્દગારો કાઢતી. દૃઢ મનની હોવા છતાં, સુધા—અઢાર વર્ષ સૂધી પવિત્ર રહેલી—સંસારના રંગથી રંગાયા વિના રહેલી સુધાને જોવા છતાં, સુધાના મીઠાં બોધમય ભાષણો સાંભળવા છતાં, "ગાર્ગી" જેવી આર્ય બાળાઓનાં પવિત્ર જીવનવૃતાંતો વાંચ્યા છતાં—સમજ્યા છતાં પણ મણી કુદ-રતી જ્વાળાથી તપતી—બળતી. વસન્ત ઋતુમાં વનસ્પતિ જુનાં પાંદડાં તજી નવાં ધારણ કરે છે—સુન્દર બને છે તેમ મણીએ પણ બાળક અવસ્થા પસાર કરી જીવન વસંતમાં પ્રવેશ કર્યો. મદનના મોહક ચિન્હો-એ મણીની શોભામાં વધારો કર્યો. કમળનું ફૂલ સૂર્યનાં ઉગવાથી પ્રફુલ્લ થાય તેમ મણી યૌવન સૂર્યદર્શનથી ખીલી—યુવાનીના પૂરમાં તણાવા

લાગી. મણી સુન્દર બની પણ આ સુન્દરતા જગત્‌માં નાલાયક અને નકામી જણાઇ. જંગલના તજાયલાં વાતાવરણમાં ખીલી રહેલાં મધુર પુષ્પોના જેવી દશા ગરિબ મણીની થઇ. કોમળ કળી કરમાવા લાગી–બળવા લાગી–દુઃખી થવા લાગી–રાંક વિધવા નિરાશ થઇ ગઇ અને પોતાના વિધવા જીવનના દુઃખોથી ત્રાસ પામી, હિન્દુ સમાજની લાચાર વિધવાઓ તરફની કરડાકી યાદ કરી, સુન્દર મણી મદનને ગાળો દઇ ઉંડા નિઃસાસા નાખવા લાગી.

વૈશાખ માસની પૂર્ણમાનો દિવસ હતો. આ મહિનામાં મણીપુરમાં ઘણી સખત ગરમી પડે છે અને આજ મહિનો મણીપુરમાં ખરા ઉન્હાળાનો ગણાય છે. તેજસ્વી સુરજના કિરણો ઘણીજ સખત રીતે તપતાં અને તે માણસના શરીરને બાળી નાખતાં. આવી ગરમીથી સઘળા લોકો ત્રાસી જતા અને મેઘરાજાની પધરામણીની કાગને ડોળે રાહ જોતા.

આવી ગરમી મણીને પણ સહેવી પડતી. મદનના કાતીલ બાણોથી ઘાયલ થઇ મણી દુઃખી થતી હતી તેમાં ગ્રીષ્મ કાલની ઉષ્ણતાથી અભી વૃદ્ધિ થઇ, ગ્રીષ્મ ઋતુ–મધુર કંઠની કોયલના હૃદય ફાડી નાખનારા પ્રેમ ઉત્પાદક "કુહૂકુહૂ" ટહુકા–મનોહર આંબાની ડાળી ઉપર લચી રહેલી–ઝુકી રહેલી કાચી કેરીઓ, અને ઠંડા પવનની મંદમંદ લહેરો અને વૈશાખ મહિનાની એવી અનેક કુદરતી સુંદરતા મણીના રજનીકાન્તના સ્નેહ વિના તરફડતા હૃદયને બાળી નાંખતી ! આવી કુદરતી લીલાઓથી મણીને સહેજ પણ શાંતિ કે આનંદ મળતો નહિ પણ ઉલટી વેદનાજ થતી. તે કોમળ કળી માટે એક પણ માર્ગ રહ્યો નહોતો. રમાકાન્તે તેને લાયક પતિ શોધી કાઢવાનું વચન આપ્યું હતું પણ એનો લાયક ભરથાર કયારે મળશે અને મણી જેવી વિધવા સાથ લગ્ન કરવા કયો બહાદુર હિન્દુ યુવાન તૈયાર થશે તે મણીનું નાદાન અંતઃકરણ સમજી શકયું નહિં. કોઈ તૈયાર થાય તેને મણી પરણવા ન્હોતી માગતી. એણે ગુપ્ત રીતે પોતાનું હૃદય રજનીકાન્તને સોંપ્યું હતું અને હવે " રજનીકાન્ત, મારો સ્વીકાર કરો, " એવું કહેવાની એનામાં શક્તિ ન્હોતી. આથી થોડું ભણેલી મણી ઘણી મૂઝાઇ. એને કંઇજ સુઝયું નહિ. આખરે રજનીકાન્તના નામનો મનમાં ને મનમાં જાપ જપી, તેને

નિષ્કામ પ્રેમથી ચાહી જીવન પૂરૂં કરવાનો વિચાર મણીના અન્તઃકરણમાં જનમ્યો. પણ આવા વિચારનો કિલ્લો ઘણીવાર કામદેવના તિક્ષણ બાણો ભેદી નાખતા અને તેથી મણીનો આખો દિવસ લગભગ રૂદનમાંજ પસાર થતો.

"શું આમને આમ—આવા દુઃખમાં આવી વેદના સહિત આખું જીવન પસાર કરવું પડશે? સુધા તો પરણી શકશે પણ મને તો કોઇ પરણવાજ તૈયાર ન થાય—પરણું તો તે હિંદુઓની નજરે ધર્મ વિરૂદ્ધ ગણાય—વ્યભીચાર કહેવાય—અનીતિ મનાય—હાય !" પવિત્ર જીવન ગાળવાની ઇચ્છા રાખનારી આવા વિચારમાં પડી.

સુધા ઘણી ચતુર હતી. સુધાની ચપળ આંખોએ મણીની વિકારી સ્થીતિ ઘણો વખતથી જાણી લીધી હતી અને ત્યારથીજ સુધાએ મણીને પોતાની પાસે રાખવા માંડી. સુબોધક દાખલાઓ, મહાન સતીઓની બોધદાયક વાતો, મધુર દીલાસા અને મીઠાં વચનોથી મણીનું દુઃખ ભૂલાવવા સુધાએ પ્રયત્ન કર્યો પણ મણીના હૃદયમાં ભડભડ બળતી પ્રેમની ચિતા આવા મીઠાં બોલોથી શાન્ત થઈ નહિ. પતિની શીતળ છાંયા ઇચ્છનારી મણીને સૌન્દર્ય આશ્રમની શાંત છાંયા સુખકર નીવડી નહિ.

હવે સુધા થાકી અને એક છેલ્લો ઉપાય અજમાવ્યો. અનેક બાળ વિધવાઓની સુધા સભા ભરતી. મણીને સાથે રાખી તેમનાં દુઃખો સાંભળતી અને મણીને વિધવાઓના દુઃખોથી ડરાવી વિષય વાસનાથી દૂર રહેવા ચેતાવતી.

સુધાએ આ યુકિતથી " એક કાંકરે બે પક્ષી માર્યાં. " એક તો મહાન ઝેરી જગતનો પડછાયો બતાવી જગતના મોહકુંડમાં પડતાં પ્રથમ તેમાંની ભયંકરતાની ચેતવણી આપી અને બીજું વિધવાઓની ખરી સ્થીતિ જાણી લીધી. આવી સભામાં અનેક બાળ વિધવાઓ એકઠી થતી અને પોતાનું દુઃખ ખુલ્લાં દીલે કહી સંભળાવતી; અને પછી જીવન ખારૂં જણાય—સંસાર નીઃસાર જણાય શાંતિ મેળવવાની ઇચ્છા થાય તો—આશ્રમમાંજ પોતાનાં જીવનનો બાકી રહેલો કાળ પસાર કરતી.

આ વિધવાઓમાં અનેક નવજુવાન સ્ત્રીઓ અને અસંખ્ય

મુગ્ધાઓ-નીચ માબાપોની પૈસા માટે દીકરી વેચવાની અધમતાને લીધે પોતાનાં જીવનમાં ઝેર રેડી બાળક વયમાં પતિનું છત્ર ગુમાવી સૌભાગ્યસુચક ચીન્હનો નાશ કરી બેઠી હતી.

આ વિધવાઓમાં અનેક પોતાની યુવાનીમાં મદનનાં બાણો સહવા અશકત થવાથી અનીતિની નાશકારક રેલમાં તણાઇ ગયલી જણાઇ. આથી અનેક ગર્ભપાતો થયા-બાળહત્યાઓ થઇ-ઘણી સ્ત્રીઓ આબરૂને લીધે કુવો તળાવ કરી માર્ગે લાગી ગઇ. અનેક કુટુંબો વચ્ચે કલેશ થયો-અનેક હવસી યુવાનો સુંદર વિધવા માટે લડી મુઆ—અનેકના જીગરોમાં ઝેર રેડાયા-ઘણાંના લોહી રેડાર્યા. પછી જેના હાથમાં તે વિધવા આવી તેણે કેટલોક વખત રાખી, સુખી કરી, દુઃખી કરી અને છેવટે કાઢી મુકી. બીચારી ન્યાતથી ગઇ, કુટુંબથી ગઇ, નીતિથી ભ્રષ્ટ થઇ, ધર્મથી ભ્રષ્ટ થઇ, અને અંતે નિરાધાર થઇ આપઘાત કરવાના નિશ્ચયપર આવી પહોંચી. વળી કેટલીક પરધર્મીઓને લઇ નાસી ગઇ, તેમની નામ નિશાની પણ રહી નહિ અને તેમનું શું થયું તે પણ જણાયું નહિ. ઘણી વિધવાઓ સાસરાના દુઃખથી દીવાની બની, ઘરકામ અને મજુરીની ચક્કીમાં પીસાઇ જાઇ—ચીમળાઇ જઇ, સાસુ નણંદના તાણાટપલાથી વીંધાઇ જઇ આપઘાત કરી માર્ગે લાગેલીની વાતો પણ આ સભામાં થઇ. કેટલીક પરધર્મી-ખ્રિસ્તી મીશનરીઓને શરણે જઇ પડેલી જણાઇ—કેટલીકોએ ઝેર ખાઇ અકાળે અંત આણ્યા. અને અનેક બાલાઓ દુઃખ દાવાનળમાં બળી જઇ લાચારીએ કંગાળ જીવન એક પશુ પેરે પસાર કરતી જણાઇ.

સુધાએ આ સર્વ ધ્યાનમાં લીધું અને તેની નોંધ લીધી. મણીએ તે જીગરપર ચીતરી લઇ જગતની જંજાળથી દુર રહેવાના કસમ લીધા. સુધાએ અનેક બાળ વિધવાઓને પવિત્ર જીવન ગાળતાં શીખવાડ્યું અને આ આશ્રમ સ્ત્રીઓને આશીર્વાદ સમાન થઇ પડયો. અઠવાડીઆમાં એકવાર સ્ત્રી ઉપયોગી વિષયપર ભાષણ થતું, અને દરરોજ ધર્મના ગ્રંથો વંચાતા. તે સાંભળવા અનેક સ્ત્રીઓ આવતી અને સુધાની અમૃત જેવી વાણીથી શાન્ત થઇ ઘેર જઇ ઘરમાં શાન્તિ ફેલાવતી.

પોતાની દુઃખી બહેનોની કરૂણાજનક કથા સાંભળી મણીએ વિકારથી દુર રહેવાનો નિશ્ચય કર્યો–સુધાએ એ બીજને પાણી પાયું તોપણ મણી દિનપ્રતિદિન બેચેન બનતી ગઇ શાન્ત, હસમુખી મણી ગંભીર અને વિચારશીલ બની. તેનું મન ભ્રમિત થયું. વિચારમાં ને વિચારમાં ગરકાવ રહેવાથી તેનું હૃદય નબળું પડયું.

આજે તેની નજરે એક ચકવા ચકવીનું પ્રેમી જોડું પડયું; તેમને આનંદ કરતાં જોઇ મણીની શાંત લાગણીઓ જોરાવર થઇ અને મદનનો માર સહન કરવા અશક્ત થઇ પડી. " મારા કરતાં આ પંખીઓ પણ સુખી છે." મણી બોલી. "આ પક્ષીઓ કેવાં સુખી છે?...હાય! મારૂં જીવતર તે શું જીવન છે? નહિ નહિ–આના કરતાં તો ઓ વિભુ! મૃત્યુ આપ! ઓ યમરાજા! મોકલ–મોકલ જલદી તારા દુતોને! મારો પ્રાણ લેવાને–મૃત્યુની અસહ્ય ગણાતી વેદના હું સહીશ—આનંદથી ખમીશ–નથી સહેવાતી હવે આ દુષ્ટ વેદના!...હશે કંઇ પાપ પૂર્વ જન્મના આ જન્મે આવી નડયાં! હાય!..." આશ્રમના એક ઓરડામાં મણી આવું આવું બકતી બેઠી હતી. સુધા નજીક ન્હોતી એટલે મણીની બેચેની વધી અને મદનનો માર પણ વધ્યો!

"બાબુ! મારા "જીવન"! તું મને મુકી બચપણમાંજ મરી ગયો!... હું જગતને મન તદ્દન નિર્માલ્ય ઠરી–કેટલો અન્યાય? ...હશે...ઓ દુઃખી બહેનો! આવી દશામાં પવિત્ર રહેવું કઠણ છે. માટે પરણુતીજ ના સમજણી થયા વિના! ઓ વિભુ! હવે ના પરણાવતો હિંદુ સંસારમાં કોઇ ઢીંગલા ઢીંગલીને..."કહી મણીએ ઓરડાનું બારણું ઢાંકયું. નજીકમાં એક બારીક મજબુત દોરો પડી હતી તેનો ફાંસો બનાવી ગળામાં નાંખ્યો. તીવ્ર વેદના થઈ. બળીને ખાખ થતું જીગર ફાટી ગયું—આંખોએ ધોધમાર આંસુ રેડયાં–આશાભરી જીંદગીનો જીવન–વસંતકાળમાં અંત લાવવા–મદનના મારથી મહાત થઇ મરવા તૈયાર થયલી મણીની નજરે આખાં જગતમાં શીહા અંધકાર પથરાયલો જણાયો.

"ઓ પ્રભો! મને ક્ષમા કરજે. મારાથી નથી સહેવાતુ તેથીજ મરૂં છું. મારા જીવન! મારા વ્હાલા! બાબુ! હું તારી પાસે આવું છું તેં મને છોડી પણ હું તને કેમ છોડી શકું? ... ..."

મણીએ ચીરાતા હૃદયે આપઘાત કરવાનો વિચાર કર્યો. બારીક દોરીનો ફાંસો ગળામાં હતો તે એકવાર બહાર કાઢયો. તેના તરફ દીવાની જેવી આંસુભરી આંખોએ જોઇ રહી.

"તુંજ મને સુખ આપશે." કહી દોરીને ચુંબન કર્યું.

આ સમયે સુરજ અસ્ત પામ્યો અને સુર્યાસ્ત સાથ ચંદ્રમાની દિવ્ય, શીતલ, સુખકર ચાંદનીએ જગતને સુંદર બનાવ્યું. મણી બારી આગળ આવી ઉભી. ચંદ્રમા જાણે મણીને જોઇ શરમાઈ જતો હોય તેમ સફેદ વાદળીમાં ભરાયો, લપાયો, કંઇક હિમ્મત કરી સ્વચ્છ આકાશમાં આવ્યો—પ્રકાશવા લાગ્યો. મણીના હૃદયને આ શિતળ કિર્ણોએ અગ્નિ કરતાં વધુ ભયંકર રીતે બાળી નાંખ્યું—વિધવાના જીગરમાં આ શાંતિદાયક કિર્ણો અગ્ની જેવા જણાયા. મણી રડી પડી.

"મારો પતિ કોણ બાબુ?...છટ! કાન્ત! ...અહા! વ્હાલા રજનીકાન્ત! તમેજ મારા પતિ! બાબુ મારો પતિ શાનો? પતિને જોતાં પત્નિને વીજળીના જેવી પ્રબલ લાગણી થાય છે. બાબુને જોઇ મને કંઇ થયું ન્હોતું. અમે એક દહાડો રમવાની ઢીંગલી માટે લડયા હતાં એ અમારા સ્નેહનો અગત્યનો પાઠ!...વ્હાલા કાન્ત! તમેજ મને પ્રથમ આકર્ષી—તો હવે ન સ્વીકારો?—હાય!..." મણી રડવા લાગી. એના શોકનો અવધિ થયો.

"વારી જાઉં વ્હાલા, રજની, તારા પરથી. શું તું મારો ન થાય?" વિધવા લવી.

"શું આપઘાત કરૂં? જીંદગીનો અકાળે અંત આણું? શાને માટે? શાને માટે વિધવાજીવન વગોવું? શાને માટે મારે માથે કલંક વ્હોરૂં?—" મણી બોલી. અને દોરીને ગળામાંથી બહાર કાઢી દૂર ફેંકી દીધી.

"ત્યારે હવે શું કરૂં? કાન્ત મને સ્વીકારશે?...અભાગણી મણી! એ આશા વ્યર્થ છે. એમને કન્યાનો શું ટોટો કે તને પરણવા તૈયાર થાય!—"આ વિચાર આવતાં મણી ખુબ રોઇ. એનું હૃદય તદ્દન પ્રેમવશ થયું હતું. એ રજનીકાન્તની વિના મૂલ્યે વેચાણ થઈ હતી.

"ત્યારે શું રોજને રોજ આમ બળ્યા કરૂં?" તેણે પોતાના મનને પ્રશ્ન પૂછ્યો. કંઇ ઉત્તર મળ્યો અને મણી કંઇ અજબ ચેતન આવ્યું હોય તેમ ઉઠી, એક કાગળ લઇ તે પર લખવા લાગી

**બહેન સુધા,** કેટલાંક અનિવાર્ય સંજોગોને લીધે હું આશ્રમ છોડી જાઉં છું. મારી ચિન્તા કરશો નાહ. મ્હારી શોધ પણ કરશો નહિ. ભાઈ રમાકાન્ત, લીલા, રજનીકાન્ત તથા તમારી હું બહુ આભારી છું; પણ આપ સઘળાના એ અનહદ ઉપકારનો બદલો મારાથી વાળી શકાતો નથી. પરમાત્મા સર્વને સુખી રાખે એજ પ્રાર્થના. મ્હારી વ્યર્થ શોધ કરશો તો મહેનત ધુળમાં જશે.

લે. હતભાગી,

**મણી.**

મણીએ પત્ર લખ્યો. અને છાતીમાં છુપાવી સૂઇ ગઇ. બીછાનામાં પડી પણ ઉંઘ આવી નહિ. એ મધ્ય રાત્રિની રાહ જોતી હતી. આખરે ડોળા તણાવી સણસણ કરતી મધ્ય રાત્રિનો સમય થયો અને મણી પેલો પત્ર એક ટેબલપર મૂકી ધીમેથી બારણું ખોલી, આજુબાજુ ઘણી બારિક નજર નાંખી આશ્રમનો કંપાઉંડ છોડી તાપી નદિને કિનારે કિનારે ચાલવા લાગી. એ આજુબાજુ સહેજપણ નજર નાખ્યા વિના કિનારે કિનારે ચાલી જતી હતી અને પ્રાતઃકાળ થતાં સુધીમાં તો ઘણે દૂર નીકળી ગઇ.

સ્હવારે જ્યારે મણી ચાહ પીવા ન આવી ત્યારે સુધા તેના ઓરડામાં ગઇ અને મણીના ઓરડાનું બારણું ખુલ્લું જોઇ ગભરાઈ પત્ર વાંચી રોઇ પડી. બીજી સ્ત્રીઓ સુધાની બુમથી દોડી આવી અને મણી માટે આમ તેમ શોધ કરવા માણસો દોડાવ્યાં; પણ વ્યર્થ ! લીલા, રમાકાન્ત અને રજનીકાન્તને પણ આ ખબર પડી. તેઓ પણ દિલગીર થયાં અને અનેક તર્કવિતર્ક કરવા લાગ્યાં રમાકાન્તે ગમે તેમ કરી મણીની શોધ કરવા એકાદ બે વિશ્વાસુ માણસો રોકયા પણ તેમને કશીપણ ભાળ તુરતા તુરત મળી નહિ; એટલે હાલ તુરત તો સઘળાને મન મનાવી લાચારીએ બેસી રહેવું પડયું.

# પ્રકરણ ૧૮ મું.

## સુધાનો સ્નેહ.

"પહરે નહિ ઇલ્મકે દફતર અલેફ, બે, તે, ન હમ શીખે;
"ન તખ્તી હાથમેં પકરી ન હમ છુના કલમ શીખે.
"ફકત ઉસ ઇશ્કકી મકતબમેં, હમ નામે સનમ શીખે;
"સીવા ઉલ્ફત કે ઓર કુછ, હમ નહિ અપની કસમ શીખે."

જગત્ ઉદ્યાનની સુંદર કલિ લીલા અત્યારે સુખના શિખરપર વિહાર કરે છે. રમાકાન્ત કર્તવ્ય સમજનારો, જગતને માટે ઘણું કર્યું છતાં હજી ઘણું કરવાનું બાકી છે, ફરજનું કરજ હજી પૂરૂં થયું નથી એવું માનનારો ન હોત તો લીલાની અતિશય પ્રેમાળ ગોદમાંથી બહાર નીકળવાની ઇચ્છાજ ન કરત; સંયુક્તાએ પૃથ્વીરાજને કેદ કર્યો હતો તેમ લીલા તેને કેદ કરત; અને તે પોતાના મહાન કામોથી વિમુખ થાત...જો કે તેમ થયું નહિ અને તે રમાકાન્તની દેશ દાઝને લીધેજ. આ સુખી યુગલના સુખનો અત્યારે ઉદય થયો હતો તોપણ મણીના ગુમ થવાથી તેમને પારાવાર શોક થયો. અને મણીને ગમે ત્યાંથી શોધી કાઢવા રમાકાન્તને લીલાએ વિનંતી કરી.

સુધા આશ્રમની સેક્રેટરી હતી. લીલા સાથ સુધાને પણ મિત્રાચારી બંધાઇ, અને સુધાએ પોતાનું અમૃત લીલામાં ભર્યું. સુધા આશ્રમના કાર્યમાંજ હમેશાં ગુંથાઈ રહેતી—નવરી પડતીજ નહિ તોપણ દિવસમાં એકાદ વાર લીલાને મળવા જતી, અને પોતાની મીઠાશનો લાભ લીલાને આપતી.

સૌન્દર્ય આશ્રમ દિનપ્રતિદિન ઉદય પામતો ગયો. તાપી નદીના રમણિય કિનારાપર આવેલું તે સાદું પણ સુંદર મકાન જોતાંજ જોનારાના હૃદયમાં પૂજ્યભાવ અને પવિત્રતા ઉત્પન થતાં. સુધાની અનંત કાળજીથી તેની સુંદરતા અને ઉપયોગિતામાં વધારો થયો. સુધાએ ઉંચી કેળવણી લીધી હતી તેથી આશ્રમમાં સ્વચ્છતા રાખવા તથા સુખશાંતિના નિયમો પાળવા પળાવવાની ખાસ કાળજી

રાખતી. વળી સર્વ સામગ્રી યુક્ત પુરઃસર ગોઠવીને પણ સુધા આશ્રમને સુંદર બનાવતી—પોતાની સુંદરતા આશ્રમમાં ભરતી—અને બધળે આનંદનીજ રેલ રેલાવતી !

રમાકાન્તે લીલા સાથ આનંદમાં દિવસો ગાળવા માટે જે સુંદર બંગલો બંધાવવા રજનીકાન્તને સોંપ્યું હતું તે આ આશ્રમની નજીકજ બાંધવામાં આવનાર હતો. બંગલાનો પાયો ચણવાનું કામ ચાલતું હતું. રજનીકાન્ત તે પર દેખરેખ રાખતો. સુધાએ આશ્રમના "કમ્પાઉંડ"માંથી તેને વારંવાર જોયો હતો રજનીકાન્ત સંગિતનો શોખીન હતો; આનંદની ધુનમાં મીઠા રાગથી એકાદ પ્રેમભર્યું ગાયન કોઇવાર લલકારતો. સુધાએ આ અમૃતનો સ્વાદ ચાખ્યો હતો. ગાનારા માટે માન ઉત્પન્ન થયું હતું. રમાકાન્તે એક દિવસ બંનેની ઓળખાણ પણ કરાવી હતી. તે વેળા બંનેએ કંઇ વાતચીત પણ કરી હતી પણ ત્યાર પછી બન્ને એકમેકને મળવા આતુર હોવા છતાં મળવાનો વખત આવ્યોજ નહિ. અને સુધામાં વસેલુ "અમૃત" ચાખવા રજનીકાન્ત ભાગ્યશાળી થયોજ નહિ.

રજનીકાન્ત બી. એ. સુધી ભણ્યો હતો. "આર્ટ"નો અભ્યાસી હતો. કુદરતી લીલાનો શોખીન હતો. તેને જગતની ધાંધલ કરતાં રમણિય જંગલમાં પર્વતોપર, નદી કિનારે કે કાશ્મીર જેવા સુન્દર પ્રદેશમાં જીવન ગાળવાનું બહુ ગમતું. સુરતની ગગનચુંબીત હવેલી કરતાં નદી કિનારે આવેલું ઝુપડું વધુ પસંદ પડતું. તેનું જીવન રસીલું હતું. સ્વભાવ પણ આનંદી હતો. હાલમાં તે તાપી નદીના કિનારાપરજ એક નાનો માંડવો બાંધી તેમાં પડી રહેતો અને દિવસના બે વખત રમાકાન્તને ત્યાં જઇ ભોજન લઇ આવતો.

રાત્રીદેવીના શીહા અંધકારપર બાર કલાક વિશામો લઇ ભગવાન સૂર્ય નારાયણે પોતાના વિજયી લશ્કર સાથ ધસારો કર્યો અને જગતપર મળસકાનો મીઠો, સુખકર, ઝાંખો, રમણિય પ્રકાશ પડયો. હજુ મ્હોડે મ્હોડું સૂઝે તેમ ન્હોતું. આ વેળા સુધા જાગ્રત થતી અને તાપી નદીમાં ન્હાવા પડતી. આજે પણ રોજના નિયમ પ્રમાણે દાતણ કરી, સ્નાન કરવા માટે નદીના બિલોરી કાચ જેવા નિર્મલ પાણીમાં ઉતરી. આ મનોહર રૂપસુંદરીને જાણે કામ-

દેવે પોતાને હાથેજ દુન્યાની સઘળી સુંદરતા ભેગી કરી ઘડી હોયની એવું લાગતું. યુવાનીનાં મોહક ચીન્હો તેના સુંદર શરીર પર ખીલી રહ્યાં હતાં—યુવાનીના પુરમાં ધસડાતી જગતની આ સુંદર અપસરા હજુ ઝાંખું અંધારૂં હોવાથી નદીમાં મસ્તી કરી પાણી ઉછાળતી આમ તેમ નાચવા લાગી. નાગણને શરમાવે એવા લાંબા કાળા રેશમી વાળનો ચોટલો તદ્દન છુટો હોવાથી સુંદર યુવતીની શોભામાં વધારે થયો. તેના મોહક શરીરપરનું વસ્ત્ર પાણીથી ભીંજાઇ તેના શરીરને બાઝી ગયેલું હોવાથી તેના સુંદર અવયવો કાંઇક સ્પષ્ટ થતા, તે ચંદ્રમાને શરમાવે અને અચળ મનના મુનીઓને પણ એક પળ મોહ પમાડે એવી લાગતી. તાપી નદી પણ પોતાની આ જુવાન સખીના મેળાપથી પ્રેમ મસ્ત થઇ પોતાના પતિ સાગર દેવને ભેટવા જતી હોય એવો ભાસ તેના વેગ ભર્યા—કંઇક ધીમા—રમણિય વ્હેનથી થતો. નામે સુધા, રૂપે સુધા, ગુણે સુધા, અને કામે સુધામાં અત્યારે કોઇ અજબ સુધા ભરી હતી.

અજાયબ સંજોગ વચ્ચે રજનીકાન્ત કુદરતી લીલા નીહાળતાં નીહાળતાં આ સ્થળે અત્યારે આવી પહોંચ્યો, અને કુદરતી સુંદરતા જોનારને જગતની અને પરમાત્માની કોઇ મહાન્ સુંદરતા જોવાની અચાનક તક મળી ગઇ. સુધાની સુંદરતાનું રજનીકાન્તને પ્રથમજ ભાન થયું. જીવનમાં પ્રથમજ હૃદયકંપ થયો અને જે અનુરાગ મેળવવા માટે મણી વલખાં મારી નિરાશ થઈ કોણ જાણે કયાં ચાલી ગઇ તે અનુરાગની જ્વલંત લાગણી સુધાને જોતાંજ થઇ આવી. સુધાને જોઇને તદ્દન સ્તબ્ધ થઈ ગયો પણ તે નહિજ જેવો—બીજી પળે વિવેક ખાતર ચાલતો થયો.

સુધા રજનીકાન્તને અચાનક આવેલો જોઇ પ્રથમ તો ચમકી પણ અન્તરમાં આનંદ પામી. રજનીકાન્ત ચાલી જવા લાગ્યો તેથી નિરાશ થઇ. ઉભા રાખવાનું મન થયું. ભીનાં વસ્ત્રથી શરીર ઢાંકયું અને બોલી.

"મી૦ રજનીકાન્ત! ઉભા તો રહો..." મધુર સતારના અવાજને પણ શરમાવે એવા સ્વરે રજનીકાન્તના હૃદયમાં



સુધા રજનીકાન્તને અચાનક આવેલો જોઈ પ્રથમ ચમકી.

પૃષ્ઠ ૩૧૮

અમૃત રેડયું.

સુધા બહાર આવી અને વીજળીક વેગે વસ્ત્ર બદલી રજની-કાન્ત સાથ વાત કરવા લાગી.

"અચાનક અહિંયા કયાંથી આવી ચઢયા, મી. રજનીકાન્ત?"

"કુદરતની લીલા નીહાળતાં નીહાળતાં આમ આવી ચડયો મીસ સુધા કુમારી! માફ કરશો—મને ખબર ન્હોતી કે તમે સ્નાન કરવા આવ્યાં હશો..."

"હશે; પણ રજનીકાન્ત! આજે તમે કેટલા "વ્યુઝ" લીધા?"

"એકે નહિ સુધા કુમારી?"

"કેમ એમ?"

"નજરને કાંઈ આનંદ મળ્યો નહિ—કાંઇ ગમ્યું નહિ. નયન કશે ચ્હોંટયાં નહિ."

"કાંઇ ગમ્યું નહિ?" સુધાએ હસીને પૂછયું.

"ના."

સુધા નિરાશ થઇ. રજનીકાન્ત આશ્ચર્ય પામ્યો.

"તમે તો આશ્રમમાંયે નથી આવતા. તદન પડોશમાં છીએ છતાંયે ન અવાય?"

"નાહક તમને વિઘ્ન કરવામાં સાર નહિ."

"એથી વિઘ્ન શાનું રજનીકાન્ત?"

"તમારી ફરજમાં વાંધો ન આવે?"

"નહિ—બપોરનો સમય હું નવરીજ હોઉં છું."

"કેટલા વાગ્યે?"

"બારથી એક સુધી."

"નવરાશનો વખત પસાર થતો નથી?"

"થાય છે—જેમ તેમ—"

"ઠીક—તમારી ઇચ્છા હશે તો આવીશ."

"જરૂર આવવુંજ. શરમાવું નહી."

આ સમયે પૂર્વમાં સૂર્યનારાયણના પ્રકાશીત ગોળાનું દિવ્ય તેજ મોહક રીતે સ્પષ્ટ થયું. પૂર્વમાં લાલ રમણિય ગોળો દેખાયો. પ્રભાતના બાળક સૂર્યનો આ દિવ્ય, આનંદકારી, દિવ્યરંગી રમ-

ણિય પ્રકાશ તાપી નદીના બિલોરી કાચ જેવા નિર્મળ જળ સાથ ક્ષીતીજ તરફ મળી ગયો. કુદરતના અભ્યાસીને જેવી જોઇતી હતી તેવી સુંદરતા પ્રકટ થઇ. સુધાને જોવામાં લીન થયલા રજનીકાન્તને આ સુંદરતાનું ભાન રહ્યું નહીં. સુધાએજ તેનું ધ્યાન આ તરફ ખેંચ્યું.

"જુઓ, આ "વ્યુ" લેવા લાયક છે ?"

"હા—મને અને મારી આંખોને એ ગમે છે."

"ત્યારે લઇ લ્યો—હોડી મગાવું ?"

"હોડી શાને માટે મીસ સુધા કુમારી ?"

"તમને જે ગોળો ગમે છે તે અહિંથી થોડેક દૂર છે ત્યાં જઇને તમે તે લઇ આવો તે માટે."

આ મીઠા કટાક્ષથી રજનીકાન્તના હૃદયમાં વ્હાલ ઉભરાયું. તેણે "વ્યુ" લીધો—સુધાએ તે વખાણ્યો.

"સુધા ! આશ્રમ કેમ ચાલે છે !"

"સુધા" સાંભળી સુધાને શાન્તિ મળી.

"ઠીક......"

"કેમ ? ઉત્સાહ કંઇ મંદ જણાય છે ?"

"હા—કંઇ ગમતું નથી."

"તમને શાથી ગમે ?"

સુધા કાંઇ બોલી નહિ.

"તમારાથી આશ્રમમાં ન અવાય ?"

"શા માટે ન અવાય ?"

"ત્યારે આવતા કેમ નથી ?"

"સમય મળતો નથી."

"એ સૌ બ્હાનાં ! આવવાનું મન હોય તો અવાયજ."

"હવે જરૂર આવીશ, સુધા !"

"આજેજ ન આવો ?"

"તમારી મરજી હોય તો......"

"આજેજ આવો તો સારૂં."

"તો આજે આવીશ"

"ચાલો, હવે હું જાઉં છું. પણ આજે જરૂર આવજો... નહિ તો..." વાકય અધુરૂં મુકી સુધા જવા લાગી.

"નહિ આવું તો શું કરીશ સુધા ?"

આ વાકયે સુધાના હૃદયમાં અમૃત રેડયું.

"તમે આવશો ત્યારે કહીશ." કહી સુધા મીઠું હસી, યુવાન હૃદયને ડોલાવી ચાલી ગઇ.

સવારે ૭ વાગ્યા હતા અને બાર વાગવાની જરૂર હતી. ૭ કલાક રજનીકાન્તને બ્રહ્માના ૭ યુગ જેટલા લાંબા જણાયા. બેચેન હાલતમાં "માંડવા" માં પડી રહ્યો. સુધાનીજ ઝંખના થયા કરતી. સુધાનોજ "વ્યુ" લઇ લીધો હોત તો...એવું પણ થયું.

રજનીકાન્ત નવલકથા વાંચી પ્રેમી નાયકની પ્રેમાંધ અવસ્થા માટે તેનો તિરસ્કાર કરતો પણ હવે તેને બિચારા પ્રેમી નાયકની દયા આવી. સ્નેહનો કંઇક અનુભવ થયો. સુધાપર ચીત ચ્હોંટયુ અને સુધા હૃદયમાં રમી રહેતાં પ્રેમની સર્વોત્કૃષ્ટ સત્તા દુનિયાની સઘળી સત્તા કરતાં વધુ શક્તિવાળી જણાઇ.

"ઘડીઆળ અટકી તો નથી ગયું ?"

દશપર કાંટો આવતાં શંકા થઇ. તપાસ કરતાં ઘડીઆળ બરાબર જણાયું પણ ચિત્તજ ભ્રમિત થયલું લાગ્યું.

અગીયાર વાગ્યા પણ એટલામાં ઘડીઆળ સોહેક વખત જોવાયું કે વધુવાર તેની અમે ગણત્રી કરી શકયા નથી. ઘડીઆળને હથેલીમાંજ રાખી મૂકવામાં આવ્યું હતું અને કાંટાઓપર "માર્સ્યલ લૉ" અજમાવવાનું મન થતું.

સાડાઅગીયાર થયા અને રજનીકાન્તના મુખપર હાસ્ય ફરકયું. રમાકાન્તને મળવા ગયો. જરાતરા ખાધું ન ખાધું કરી આશ્રમ પાસે આવ્યો. હજુ બારમાં દશ મિનિટ ઓછી હતી. એટલામાંજ રજનીકાન્ત પોતાના શરીર સહ આશ્રમમાં દાખલ થયો. આશ્રમની એક સ્ત્રીએ સુધાનો ઓરડો બતાવ્યો. સુધાની નજર રજનીકાન્તપર પડતાં મીઠો આવકાર મળ્યો. બન્નેએ શેકહેંડ કરી અને ટેલીફોનની ઘંટડી વાગતાં જેમ 'કનેકશન' સંધાય તેમ બન્નેના હૃદયમાં કંઇક વીજળીક અસર થઈ—બન્નેના હૃદય તાર કંપ્યા !

" ઉપકાર થયો રજનીકાન્ત ! મને ઘણી મુઝવણ થતી હતી."

" એમાં ઉપકાર જેવું કાંઇ નથી સુધા !"

" હું હમણાં આવું છું " કહી સુધા બહાર ગઇ અને ચાહ મૂકવા હુકમ કરી આવી.

" તમે નવરાશમાં કાંઇ વાંચતાં નથી ?"

" વાંચુ છું......"

" છેલ્લા શું વાંચ્યું, સુધા !"

" શાકુન્તલ..."

" બીજું કાંઇ..."

" સરસ્વતીચંદ્ર. "

" બન્નેમાં સારૂં કયું ?"

" શાકુન્તલ !"

" અને સરસ્વતીચંદ્રમાં શું ખામી જણાઇ ?"

" એય સારૂં છે. "

" ના, એવું ગોળગોળ ના બોલો. "

" મને શાકુન્તલ વધુ ગમ્યું !"

" પણ શાથી ?..."

સુધાને સ્પષ્ટ બોલવાની ફરજ પડી.

" કાલિદાસની અપૂર્વ રસવૃષ્ટિથી. "

" શાકુન્તલમાં કયો પ્રસંગ વધુ સુંદર છે ?"

" દુષ્યન્તના નામનો જપ જપતી શકુન્તલા સખીઓ સાથે પુષ્પશય્યાપર પડી પડી, પોતાના વ્હાલાપર પત્ર લખવા ચાહે છે અને દુષ્યન્ત સંતાઇને આ સઘળું જુએ છે અને મલકાય છે તે !..."

" શું કોઇ બીજો રમણિય પ્રસંગ નથી જણાતો ?"

" એવા તો ઘણાયે છે. "

" કયા કયા ? એકાદ તો કહો ?"

સુધા, ચૂપજ રહી.

" સુધા ! નથી બોલવું !..."

" સૌથી સુન્દર પ્રસંગ તો અત્યારનો......"

રજનીકાન્તના આનંદનો અવધિ થયો. બન્નેનાં નયન

મળ્યાં નહોતાં છતાં હૃદય હૃદયને ભેટ્યું અને બંને પ્રેમની અજબ ધુનમાં પડયાં !

આ સમયે ચાહ આવી.

"ચાહ બરાબર તો છેની ?" સુધા હાસ્ય કરતાં બોલી.

"ચાહ" આપનારીનું હૃદય તે વધુ સારી રીતે જાણી શકે." રજનીકાન્તે પ્રસંગનો રસિક લાભ લીધો.

સુધાના ગાલપર શરમની લાલી આવી.

"સુધા ! હું ન આવત તો ચાહ મળત કે ?"

"મળત અને ન પણ મળત !"

"એનો શો અર્થ !"

"ચાહ મળત પણ "ટી" મળત નહિ."

"ચાહ અને "ટી"માં શું ફરક સુધા ?"

"તે તમેજ સમજી લ્યોને કાન્ત !"

આ વાકયથી રસિક હૃદય ખીલ્યું.

"સુધા ! હું ન આવત તો ?"

"તો સજા કરત સજા— સમજ્યા ?"

"શું સજા કરત, સુધા ?"

"તમારી સાથ રીસાઇ જાત અને બોલત નહિ."

"સજા ભારી પડે ખરી, સુધા !"

ચાહ પીવાઇ રહી. અને ચાહના કાચના પ્યાલા તરફ સુધાએ નજર કરી.

"આ શું છે ?" પ્યાલાપરનો લેખ બતાવી સુધા બોલી.

"ફરગેટ મી નોટ—"

"હું તમને કહું છું કે ફરગેટ મી નોટ !"

"તું તો ગાંડી છે—તને ભુલાય, ડીયર !"

સુધાના સુખનો સૂર્ય ઉગ્યો.

"પુરૂષનો ભરોસો શું ? નર ભ્રમર..."

"તને ભુલવી એ મારે મન મુશ્કેલજ છે. તારા નામમાં અને તારામાં અમૃતજ ભર્યું છે. તારી દેહમાં સુન્દરતાજ ભરી છે. કુદરતે નવરાશની......"

પુરૂષ હૃદયપર સ્ત્રી હૃદયને આ સાંભળી કૃત્રિમ ગુસ્સો આવ્યો.

"તમે પેલા બાણભટના કાંઇ સગા થાવ કે?"

"કેમ? કાંઇ આવી સગાઇ પૂછવી પડી?"

"વર્ણન કરવાના બહુ રસિયા છો."

રજનીકાન્ત હસી પડયો.

"હું સાચુંજ વર્ણન કરૂં છું, સુધા!......"

"મને એ નથી-ગમતું."

"હશે;આજનો દિવસ સફળ થયો—મારા જીવનનો ઉદય થયો..."

"ખરી સુખી તો હું થઇ."

"સુધા! આજે સવારે હું તારોજ "વ્યુ" લેવાનો હતો?"

"લેવો હતોની? ..હિમ્મત ક્યાંથી લાવે?"

ઉભ" હસી પડયાં.



# પ્રકરણ ૧૯ મું.

## પ્રપંચનો પાયો.

વર્ષા ઋતુ બેઠી. ઉન્હાળાની ઉષ્ણ ઋતુથી બળેલાં મનુષ્ય હૃદયો શાન્ત થયાં. સૂર્યના પ્રખર કિર્ણોના તેજસ્વી પ્રકાશની જગ્યા હવે વર્ષાદના પાણીવાળાં વાદળાંથી ઢંકાયલા ઝાંખા સુરજના રમણિય પ્રકાશે લીધી. તાપથી તપી ગયલી વનસ્પતિ પણ શાન્ત થઇ, ઝાડપાન લીલાંછમ થઇ ગયાં, અને વર્ષાનો આરંભ થતાંજ સઘળે શિતલતા અને રમણિયતા પથરાઇ રહી. કલાકરો કલા કરી નાચવા લાગ્યા. ચાતકડી હર્ષ પામી કૂદવા લાગી—ખેડૂતો પોતાના ઉદ્યમમાં વળગ્યા અને સઘળે આનંદ આનંદ છવાઇ રહ્યો.

લક્ષ્મીબાઇ હજુ આબુમાંજ હતાં. કાન્તા પણ ત્યાંજ મહાલતી હતી. "શાન્તિભુવન"માંજ કાન્તા રહેતી અને આનંદ કરતી. "ડીનર પાર્ટી" વેળા જે ઠઠેરો તેણે કર્યો હતો તેની ઘણી ખરાબ અસર થઇ. ઘણા શ્રીમંત યુવાનો કાન્તાપર મોહી પડયા. કાન્તાને મેળવવા વલખાં મારવા લાગ્યા અને કાન્તા માટે આકાશ પાતાળ એક કરવા તૈયાર થયા.

કાન્તાની ચગોર આંખો આ સઘળું જોઈ શકતી અનેક યુવાનોને તેણે પોતાનાં નેત્રચાળાથી તદન મોહવશ કરી નાખ્યા હતા. આવું કરવામાં કાન્તા મોજ અને મગરૂરી માનતી પણ તેની ગંભીરતા સમજતી નહિ.

કાન્તા પશ્ચિમની કેળવણી લઇ તદ્દન ઉદ્ધત બની ગઈ હતી. માન, મર્યાદા, વિનય આદિ ગુણો કોણ જાણે કેમ તેનાથી તદ્દન દૂરજ નાસતા ફરતા. એના જીવનની સફલતા અપ-ટુ—ડેટ ફૅશનમાં જીવન પૂરૂં કરવામાં એ માનતી. સુન્દર કાળા વાળો વધુ ગુચ્છાદાર બનાવવા બનાવટી વાળની 'વીગ' પહેરી એ પોતાના વાળો છેલ્લામાં છેલ્લી ઢબ પ્રમાણે વાળતી. સ્ત્રીની શોભારૂપ સ્ત્રીના સૌન્દર્યમાં અભીવૃદ્ધિ કરનાર સેંથી કાન્તાના માથામાં કંઇક વિચિત્ર રીતે

શોભતી પશ્ચિમનો પહેરવેશ—પશ્ચિમની રીતભાત—બસ-સઘળે પશ્ચિમ પશ્ચિમ અને પશ્ચિમજ. કાન્તાની નજરે પશ્ચિમની દરેક વસ્તુ સુન્દરજ જણાતી આથી–આવી માન્યતાથી પૂર્વની લલનાને પૂર્વના પ્રાચીન ગૌરવનું અભિમાન રહ્યું નહિ. અને પૂર્વની કાન્તા પશ્ચિમની થઇ રહી.

એ દરરોજ સાંજે અપ—ટુ—ડેટ બનીને આબુની સુન્દર ટેકરીઓપર ફરવા જતી. ડીનરપાર્ટીને દિવસે એના ચાહનારા ઘણા વધ્યા હતા તે એ જાણતી; પણ અક્કડ અને ગુમાની કાન્તા એ-કાએક કોઇને મચક આપે તેવી પણ ન્હોતી. પ્રમાદચંદ્ર નામનો એની જ્ઞાતિનો એક યુવક કાન્તાના પિતાને ત્યાં વારંવાર આવતો અને મણીકાન્તે કાન્તાના અભ્યાસપર દેખરેખ રાખવાનું પ્રમાદ ચંદ્રને સોંપ્યાથી કાન્તા સાથ તે રોજ સમાગમમાં આવતો. મૂળમાં કાન્તા ફૅશનની શીશીયારીને ચાહનારી, પોતાના સૌન્દર્યના અભિ-માનવાળી હતી એટલે પ્રમાદચન્દ્રે તેને તેના રૂપના વખાણ કરી પ્રથમ-થીજ આકર્ષી મૂકી. પ્રમાદચન્દ્રનો ડોળો ઘણા વખતથી કાન્તાપર લોભાયો હતો. પણ આજ સૂધી તે હૃદયની વાત હૃદયમાંજ શમાવી રહ્યો હતો. પાર્ટીને દિવસે પ્રમાદચન્દ્રે જ્યારે કાન્તાને જોઇ ત્યારે કાન્તાની સુંદરતા સોગણી વધેલી એને જણાઇ અને તેજ પળથી કાન્તાને પોતાની કરવાનો એણે વિચાર કર્યો.

પ્રમાદચન્દ્ર શાન્તિભુવનમાં પણ ઘણીવાર આવજા કરતો. રમાકાન્તના જવા પછી એક દિવસે એ શાન્તિભુવનમાં આવ્યો. લક્ષ્મીબાઇ બહાર ગયાં હતાં. કાન્તા એકલીજ વરંડામાં એક ખુરશી પર બેઠી હતી. પ્રમાદચન્દ્રને આ ગમ્યું. બન્નેના નયન એક થતાં કાન્તા મીઠું હસી—ઉભયનું હસ્તધુનન થયું અને પ્રમાદચન્દ્ર એક ખુરશીપર બેસી કાન્તા સાથ વાતે વળગ્યો.

“ મીસ કાન્તાકુમારી ! આજે આપને ફૂરસદ હોય તો જરા “ વૅાક ” લેવા આવવાની તસ્દી લેશો ? ”

“કયાં જઇશું, મી૦ પ્રમાદચન્દ્ર ?”

“ આપ કહો ત્યાં–આપ કહો તો આપના માનીતા કુસુમકુંજ-માં ” પ્રમાદચન્દ્ર બોલ્યો.

“ હા–ચાલો. ”

કાન્તા તૈયાર થઈ. પ્રમાદચન્દ્રના હર્ષનો પાર રહ્યો નહિ. એણે આજે પોતાના દાવના પાસા નાખી જોવાનો દૃઢ નિશ્ચય કર્યો હતો. કાન્તા અને પ્રમાદચન્દ્ર એકએકનો હાથ પકડી "કુસુમકુંજ" નામના એક ન્હાના બગીચામાં આવી પહોંચ્યા. આ બગીચો પ્રમાદચન્દ્રના એક મિત્રે ઘણા મોટા ખરચે બનાવ્યો હતો. તેમાં ભાતભાતના સુન્દર પુષ્પો ઉપરાંત એક ન્હાનો સ્વચ્છ પાણીનો કુદરતી ઝરો હતો. કાન્તાને આ સ્થળ ઘણું ગમતું. અને પ્રમાદચન્દ્ર પોતાના મિત્રની આ વાડીમાં કાન્તાને લઇ આવી તેનો પ્રેમ જીતવા વલખાં મારતો.

" આ ઝરા આગળ બેસીશું, મીસ કાન્તા ?"

" હા–ઘણું રમણિય સ્થળ છે."

બન્ને એક બાંક પર બેઠાં. એમના મ્હોં આગળથી નિર્મળ કાચ જેવા સ્વચ્છ પાણીનું ઝરણુ વહી જતું હતું. ઉભયના માથાપર એક સુન્દર લીલાંછમ ઝાડે છાંયા કરી હતી અને આજુબાજુથી મધુર સૌગંધ્ય યુક્ત સમીર લહરીઓ યુવાન હૃદયને ઉન્મત્ત બનાવવા દોડી આવતી હતી.

" અહા ! કેવું રમણિય સ્થળ છે ?" કાન્તા બોલી.

" ખરેખર મીસ કાન્તા ! જાણે બીજું નન્દનવન. "

" મને આ બગીચાના ગુલાબના પુષ્પો દરરોજ ન મોકલી આપો, પ્રમાદચન્દ્ર ?"

" તમને ના કોણે કહી ?" કહી પ્રમાદચન્દ્ર ઉઠયો અને ગુલાબના છોડ પરથી દસવીસ ફૂલ તોડી લાવી કાન્તાના હાથોમાં મૂકયાં. કાન્તા મીઠું હસી ઉપકાર માનતા બોલી.

" પ્રમાદચન્દ્ર ! તમે ઘણાજ રસિક પુરૂષ છો. "

પ્રમાદચન્દ્ર કાંઇજ બોલ્યો નહિ.

બે પળ મૌન પસાર થઇ.

" કાન્તા ! આજ લાંબા સમયથી મને એક દરદ થયું છે."

" અરરર ! તમે કંઈ દવા લેતા નથી ?"

" મારૂં દર્દ દવાથી સારૂં થાય એમ નથી—"

" ત્યારે ?"

" મારા હૃદયના જખમ પર કોઇ દિવ્ય ઔષધિ જોઇએ. "

" તો તે મેળવો—"

" તમે મને મદદ ન કરો, કાન્તા ?"

" શી રીતે ?"

" તમે મારો જખમ ન રૂઝવો ?"

" એટલે ?"

" એટલે કાન્તા ! મારી મીઠી કાન્તા ! તું મારી ન થાય?"

" તમે મને ચાહો છો?

" આ કેવો વિચિત્ર સવાલ? ચાહ મ્હોએ કહ્યાથી માલુમ પડતો હશે ? "

" તમે મને સુખી કરશો ? "

" તેમાં શું તમને કંઇ શંકા છે?"

કાન્તાએ નયનબાણ ફેંક્યું. કાન્તાના નયનો નીચાં નમી ગયાં અને અત્યાર સુધી શંકા–ભયથી ધ્રુજતું પુરૂષ હૃદય પ્રફુલ્લ થઇ ગયું. પ્રમાદચન્દ્રને પોતાના વિજયથી દુનિયાપર સ્વર્ગ ઉતરી આવેલું જણાયું અને બની શક્તિ મીઠાશ કંઠમાં લાવી તે બોલ્યો:

"હૃદય ! મને ભીક્ષા આપશો?"

" હા–પણ લેશો શામા ? "

" મ્હારા હૃદયમાં. "

કાન્તા આ પ્રત્યુતરથી પ્રસન્ન થઇ અને નીચાં નમેલાં નયનોને જરા વધુ નમાવી પોતાનો જમણો હાથ પ્રમાદચન્દ્ર તરફ લંબાવ્યો.પ્રમાચંન્દ્રે એ કાન્તાનો સુન્દર–ગૌર હસ્ત ઝાલ્યો અને ફ્રેંચ ફેશન પ્રમાણે તે પર ચુંબન કરી બોલ્યો.

" હું કેવો ભાગ્યશાળી !"

" પણ તમારે મારી આજ્ઞાને આધિન થવું પડશે. "

" તારે માટે પ્રાણ પણ આપીશ વ્હાલી !"

આ પળે પ્રમાદચંદ્રે કાન્તાના તેની વિકારી આંખે સુંદર જણાતા ગાલોપર એક ચુંબન લીધું અને કાન્તા ભ્રષ્ટ થઇ.

" વ્હાલી ! તેં મને સુખી કર્યો."

"એ સુખનો બદલો વાળજો એટલે બસ."

"હું કાલે સુરત જનાર છું".

"હમે પણ એજ વિચારમાં છીએ".

"વારૂ, ત્યારે હવે હું જાઉં છું, સુરતમાં મળીશ."

"વારૂ–ગુડ ઇવનીંગ—"

'ગુડ ઇવનીંગ—"

ભ્રષ્ટતાનો નાટક પુરો થયો.

હજુ સુરતમાંથી પ્લેગ નાબુદ થયો ન્હોતો તોપણુ હવે લોકો આવીને રહેવા લાગ્યા હતા. આબુની સીઝન હવે ખલાસ થયલી મનાઈ અને લક્ષ્મીબાઇએ સુરત જવાનો વિચાર કર્યો. કાન્તાએ આ ઇચ્છાને ટેકો આપ્યો અને મણીકાન્ત, કાન્તા અને લક્ષ્મીબાઇ સુરત આવ્યાં રમાકાન્ત "લક્ષ્મીભુવન" માં મળ્યો નહિ તેથી લક્ષ્મીબાઈને ચિન્તા થઇ, તેમ ક્રોધ પણુ ઉપજ્યો.

આ ત્રિપુટી "લક્ષ્મી ભુવન" ના એક ભવ્ય દિવાનખાનામાં વાતે વળગી.

"રમાકાન્ત મારી કાન્તાને ન પરણુવા માગતા હોય તો હું કાંઈ દબાણુ નથી કરતો; પણુ નાહક આમ ન્હાસતા શા માટે ફરે છે, લક્ષ્મી બહેન !–" મણીકાન્ત બોલ્યો.

"મણીકાન્ત ! તમારે એમ આકળા થવાની કે ખોટું લગાડવાની જરૂર નથી. આજકાલના જુવાન છોકરા ! એટલે જાણો છો ની જરા ગાંડા ઘેલા હોય; પણુ મારી કાન્તા રમણુને ઠેકાણે લાવશે–ખરૂં ને દીકરી !'

લક્ષ્મીબાઇએ કાન્તાને ચઢાવી. ગર્વીષ્ઠ કાન્તા મલકાઇ.

"સાસુજી !–" બને એટલી કંઠમાં નાજુકતા તથા નમ્રતા આણુવા પ્રયત્ન કરી તથા પોતાની શ્રીમંત સુખી જીંદગીને જાણે મરી જવા જેટલું દુઃખ થતું હોય એવા સ્વરથી કાન્તા શેઠાણી બોલ્યાં.

"સાસુજી ! એમનો જીવ મોહવશ થયો છે, કોઇ લીલા નામની કંગાળ એબીયલ છોકરીમાં ! પણુ જરા અમે સાથે રહીએ કની તો સઘળું ભૂલી જાય."

અહિંઆ આવું વાતાવરણ થઈ રહ્યું હતું. લક્ષ્મીબાઇને સૌન્દર્ય આશ્રમ વિષે ખબર પડી અને પોતે તેની મુલાકાત લેવા કાન્તા સાથ મણીપુર જવા વિચાર કર્યો. રમાકાન્ત લીલા સાથ સ્વર્ગ સુખ અનુભવી રહ્યો હતો તે માતા આવવાની ખબર મળતાં ચોંકયો–દુઃખી થયો. માતા શું બોલશે તે માટે ભય પેદા થયો.

લક્ષ્મીબાઇ આશ્રમની મુલાકાતે કાન્તા સાથ પધાર્યાં. સુધાએ તેમને હર્ષભર્યો આવકાર આપ્યો. આશ્રમના હેતુઓ, આશ્રમની મહત્વતા વિગેરે સમજાવ્યું. દુઃખી સ્રીઓના દુઃખી વૃતાંતો કહી સંભળાવ્યાં અને દુઃખી સ્રીઓની હાલની સુખી સ્થીતિનું પણ વર્ણન કર્યું. પુત્રની આ ઉમદા સખાવતથી માતા આનંદ પામી અને મગરૂર થઇ. લક્ષ્મીબાઇ અને કાન્તાની પરોણાગત સુધાએ ઘણી ઉતમ પ્રકારે કરી અને તે માટે બન્નેને આનંદ થયો. રમાકાન્ત પણ આ સમયે હાજર હતો તેની સાથ હવે લક્ષ્મીબાઇ ચાહ પીતાં પીતાં વાત કરવા લાગ્યા.

" રમણ, હમણાં તું કયાં રહે છે ? "

" અહિંઆંજ. "

" ત્યારે આણુ કેમ ન આવ્યો ? "

" આશ્રમ સ્થાપવો હતો તેથી. "

" રજનીકાન્તને સોંપીને ન અવાયું? "

" સ્થાપના સમયે કામ ઘણું હોય છે, બા ! "

" વારૂ, હવે સુરત આવે છેની ? "

" સુરતમાં પ્લેગ ચાલે છે. "

" હવે ડરવા જેવું નથી. કાન્તા પણ અહિં રહેવાની છે એટલે તને એકાંત નહિ લાગે. "

" નહિં મને અહિંયાજ બહુ ગમે છે. "

" તારી એ ગાંડાઈ હવે નહિ ચાલશે રમણ ! કાન્તા તારે માટે મૂઝાઇ મરે છે. જો એ બિચારી કેટલી સૂકાઇ ગઇ છે ? તારાથી બોલાવાતી પણ નથી ? "

કાન્તા ઉતર સાંભળવા આતુર થઇ,

" બોલાવવાથી વ્હાલ જણાતું નથી. મારૂં દિલ ઘણુંજ બેચેન છે. "

" સુરતમાં તને શાન્તિ મળશે રમણુ ! "

" શી રીતે ? સુરત કરતાં મણીપુરજ સુન્દર છે. "

" કાન્તા સુરત રહેવાની છે. માટે તારે સુરત આવવુંજ જોઇએ. "

" મારે સુરત આવવું નથી. મને અહિંજ આનંદ મળે છે."

" તારૂં મગજ ઠેકાણે છે રમણુ ? કંઇ ગાંડું ગાંડુંજ ધારે છે અને ગાંડા ગાંડાજ આનંદ ભોગવવા ઇચ્છે છે. "

" મણીપુર કુદરતી સુન્દરતામાં શ્રેષ્ઠ છે માતુશ્રી "

" થોડે થોડે દિવસે અહીં આવી જજે. હાલમાં તો હું તને મારી સાથેજ સુરત લઇ જઇશ. એટલાજ માટે હું અહિં આવી છું"

રમાકાન્તને આઘાત થયો. લીલાને છોડવી પડશે એ વિચારથી થતું દુઃખ તેનાથી ન સહેવાયું. કાન્તા આ ફેરફાર જોઇ શકી અને તેનું સ્ત્રીહૃદય પુરૂષહૃદયને આરપાર ભેદી સત્ય હકીકત પામી ગયું.

" મારાથી સુરત આવી શકાશે નહિ. " રમાકાન્તે જેમ તેમ કહ્યું.

" શા માટે ન અવાય ? "

" મને ત્યાં ગમતું નથી. "

" હવે કાન્તા છેની ? "

" મને કાન્તાજ ગમતી નથી, " રમાકાન્તે સ્પષ્ટ કહી દીધું. કાન્તા આ સાંભળી લાલ પીળી થઇ ગઇ. જે કાન્તાની અનેક યુવાનો ગુલામગીરી કરે અને જે કાન્તાનું સૌન્દર્યઉદ્યાન અનેક ભ્રમરોને પોતાની ઝેરી પણ મધુર મનાતી સુગંધથી દીવાના બનાવી મૂકે તે કાન્તા રમાકાન્તને ગમે નહિ અને કાન્તાના મ્હોં આગળજ તેવું સ્પષ્ટ બોલાય એ અપમાન ગુમાની કાન્તાથી સહન થયું નહિ. પણ લાચારીથી સહેવું પડયું.

" રમણુ ! તને શું થયું છે ? તારાપર કોઇએ વશીકરણ કર્યું છે કે શું? "

" મને તો કોઇએ કાંઈ કર્યું નથી. પણ તમેજ મારા જીવનપર ઝેર રેડયું છે. '

" રમણ ! તું મારૂં અપમાન કરે છો "

" ભલે તમને તેમ લાગતું હોય તો માફ કરશો પણ કાન્તા સાથ વિવાહ કરી તમે મને છતાં હૃદયે હૃદય વિનાનો કરી મૂકી, જીવતો મારી નાંખ્યો છે. "

" શું કાન્તામાં કાંઇ કલંક છે ?"

" તે હું જાણુતો નથી. પણ હું એને ચાહી શકતો નથી."

" તારી ચાહવાની પ્રેમ ઘેલછા એક મુર્ખતા છે રમણ !"

" પણ મને એ મુર્ખતાજ સુખદાયક છે, માતા. "

" શું કાન્તા સ્વરૂપવતી નથી ?"

" મારે સ્વરૂપવતી પત્ની નથી જોઇતી પણ દયાળુ જોઇએ છે!"

" કાન્તામાં પુષ્કળ દયા છે. "

" નામની–બહાર બતાવવાની–ખરા હૃદયની નહિ."

કાન્તાને તો આ સાંભળી કંઇ કંઇ થઈ ગયું.

" તારી આંખો તેજહીન થઇ લાગે છે. તું સઘળામાં દોષજ જુએ છે. "

" આંખો તેજહીન થાય તો બરાબર જોઈ ન શકે–પણ મને તો કાન્તા આ અન્તરમાં ભાલા જેવી ખુંચે છે."

કાન્તાની સ્થીતિ અસહ્ય થઇ પડી. લક્ષ્મીબાઈ હવે પુત્રપર ગુસ્સે થયાં.

" તારો એ મીથ્યા બકવાદ મારાપર કાંઇ પણ અસર કરી શકશે નહિ. કાન્તાજ મારી વહુ થશે—"

રમાકાન્ત ચૂપજ રહ્યો.

" તને હું હુકમ કરૂંછું કે તારે સુરત આવવુંજ પડશે. ચાલ, શું કહે છે ? જવાબ આપ. "

" હું બે ત્રણુ દિવસ રહીને આવીશ. "

" વારૂ, તેમ તો તેમ. કાન્તા ! ચાલ દીકરી ! ખોટું ના લગાડીશ. એનું માથું જરા ભમી ગયું છે. " કહી કાન્તા જે

પોતાના અપમાનથી ડઘાઇ જઇ, રમાકાન્તપર ગુસ્સે થઇ અન્તરમાં સળગી જતી હતી તેને લક્ષ્મીબાઇએ પોતા સાથ ચાલવા કહ્યું અને દાંત પીસતી, ઉશ્કેરાયલી કાન્તા ચાવી આપેલાં પૂતળાં પેઠે લક્ષ્મીબાઈની પાછળ પાછળ ઘસડાઇ. અશાંત મને, નિરાશ હૃદયે અને ઉશ્કેરાયલાં અંતરે કાન્તા ગાડીમાં અફળાઇ અને ગાડી ચાલી. આખે રસ્તે કાન્તાએ વાત પણ કરી નહિ. રમાકાન્ત માટે હલકા વિચાર આવ્યા. ગુસ્સામાં ને ગુસ્સામાં વારંવાર હોઠ પીસાયા. ફકત લોહી નીકળવાનુંજ બાકી રહ્યું ત્યાં-સુધી કાન્તાએ હોઠ અને દાંત વચ્ચે તુમુલ યુદ્ધ ચાલવા દીધું.

"ઉચ્ચ કુળનો ને શ્રીમંત તેથી શું થયું ! આખર તો કાગ-ડોજની ! આંબાના ઝાડની મધુર ડાળીપર લટકતી કેરીનો મધુર સ્વાદ કોકીલાજ ચાખે. મોતીનો ચારો રાજહંસજ ચરી શકે. મને સઘળા સુંદર કહે અને ફકત એજ મને પસંદ કરતો નથી ત્યારે એની આંખોમાંજ કાંઈ ખામી હોવી જોઇએ—નીચ, બેકદર, મૂર્ખ—" કાન્તાએ મનમાંજ રમાકાન્ત ઉપર રોષ કાઢયો.

"એને હું મ્હારો ગુલામ બનાવીશ ત્યારેજ જંપીશ."

આર્ય રમણીઓ પતિના ચર્ણની દાસી થવામાં, પતિની આગતાસ્વાગતા કરવામાં, પતિના એઠા ટુકડાને મીઠા મેવા ગણ-વામાં અને પતિપ્રેમ દોરીથી બંધાઇ સ્ત્રી જીવનને પતિવ્રત ધર્મરૂપ હીરાથી દીપાવવામાં જ્યારે પોતાની, પોતાના રૂપની, કેળવણીની, આ લોકની અને પરલોકની સફળતા માને ત્યારે કાન્તા જેની દાસી થવા યોગ્ય નથી તેને પોતાનો ગુલામ કરવા ઇચ્છે એ કેટલું શોચનીય ?

તેઓ લક્ષ્મીભુવનમાં આવ્યાં. લક્ષ્મીબાઈ મણીકાન્ત સાથ વાતમાં રોકાયાં અને કાન્તા કોઈ સાથ બોલ્યા ચાલ્યા વિના અ-ગાસીમાં ગઇ. સાંજ પડી હતી અને સુરજનાં જગત્‌ને પ્રણામ કર-તાં કિર્ણો સૃષ્ટિ સુંદરીને સોનેરી સાડી પહેરાવી સુશોભીત કરી મૂકતાં. હતાં કાન્તા આ સમયે હવામાં મુકી ઘુમાવતી,હોઠ પીસતી, દાંત કચકચાવતી આમથી તેમ અશાન્ત મને આંટા મારતી હતી સૃષ્ટિ-

ની રમણિયતા તેને ખાવા ધાતી હોય એવી લાગતી. તાપી નદીનો નિર્મળ જળનો પ્રવાહ, ક્ષિતિજ તરફ અસ્ત થવાની તૈયારી કરતો દિનકર અને આસપાસનાં સુંદર વૃક્ષો તેનાં તપ્ત હૃદયને રૂચતાં નહિં અને હવે તેના અંતરમાં ધુંધવાતો ધુની ખરા રંગ રૂપમાં બહાર પડવા લાગ્યો.

" એ મૂર્ખ મારૂં અપમાન કર્યું પણ ખબર નથી એને કે આ બાજુ ભલભલા જુવાનો પાસેથી ગુલામગીરી લેનારી કાન્તા છે! રમાકાન્ત ! હું તારી " વિવાહીતા " જ્યારે " પરણીતા " ગણાઇશ ત્યારેજ જંપીશ—અને મારી તે શોક્ય ! મારા ને મારા હાથમાંથી ખૂંચવી લેનારી—મને અપમાન અપાવનારી લીલા ! તારી તો કોણ જાણે શી દશા થશે ? અરે ઓ અસ્ત થતા સૂર્ય દેવ ! તારી સામે હું પ્રતિજ્ઞા લઉં છું કે જેમ તારો અસ્ત થાય છે તેમજ હું તે શંખણીનો સુખ સૂર્ય અસ્ત કરીશ " ક્રોધથી બરાડતી કાન્તા એકાદ વિકાળ વાઘણ જેવી લાગવા માંડી. તેના મ્હોડાપર ક્રોધની કરચલી વળી અને હવસી જુવાનોને મન સુન્દર મનાતી કાળી આંખોમાંથી ક્રોધનો અગ્નિ વરસવા લાગ્યો.

" રમાકાન્ત ! મારે તારીજ પત્ની ગણાવું છે. ભલે આપણામાં પ્રેમ ન જામે, ભલે આપણે એકમેકને ન ચાહીએ પણ હું જાગીરદારની ધણીઆણી તો કહેવાઇશ. એજ આશા માટે મેં તારૂં અપમાન સહ્યું છે અને સહીશ, પણ હવે તારે તારી પેલી કહેવાતી પ્રિય સખાને છેવટના પ્રણામ કરવાંજ પડશે—મણીપુર સદાને માટે તજવુંજ પડશે અને તેમ કરવા માટે મારા ગુલામો પુરતા ચપળ અને શક્તિવાન છે. " કાન્તા આમતેમ ફરતાં બોલી.

આ સમયે દાદરપર કોઇના પગલાનો અવાજ સંભળાયો અને કાન્તાએ તે તરફ જોયું તો પ્રમાદચન્દ્ર આવતો જણાયો.

" કાન્તાકુમારી !—" પ્રમાદચંદ્રે ઉપર આવી શેકહેંડ કરતાં કહ્યું.

" તમારી સેવામાં હાજર થવા તમને આવેલા જાણી હું અત્ર આવ્યો—પણ તમે નીચે ન હોવાથી ઉપર આવ્યો—"

" ઘણું સારૂં થયું પ્રમાદચંદ્ર !" નેત્રનો ચાળો કરી આવનારાના હૃદયમાં તાલાવેલી જગાવતી કાન્તા બોલી.

" તમારૂં આવવું પ્રાસંગિકજ છે."

" સેવકનું કાંઈ કામ છે, કાન્તા ?–"

કાન્તા કાંઇ બોલી નહિ પણ નેત્રનો ચાળો વધ્યો અને તેમાં જાણે સઘળું સમજાવતી હોય–હૂકમ કરતી હોય તેવા હાવભાવથી પ્રમાદચંદ્રને તદન મોહવશ કરી દીધો.

" કાન્તા ! તારે માટે હું આકાશમાંના તારા લાવવા પણ તૈયાર થઇશ."

" તમે તેમ કરવા બંધાયલાજ છો. જ્યારે મેં તમારો પ્રેમ સ્વીકાર્યો ત્યારે આપણી પ્રથમ સરતજ એ હતી—"

" અને તે પાળવા હું તૈયાર છું કાન્તા !—"

" શું તમે મને સુખી કરશો ?—"

" તારા સુખ માટે મારો પ્રાણ..."

" કામ ઘણું વિકટ છે મારા વ્હાલા !—"

" વ્હાલા " સાંભળી પ્રમાદચંદ્ર સ્વદેહે સ્વર્ગમાં ગયો ।

" એક જાગીરદાર સામે બાથ ભીડવાની છે !"

સાંભળનાર ડર્યો. પણ હિમ્મત રાખી.

" હું તારે માટે ગમે તે કરીશ. કાન્તા !"

" ત્યારે સાંભળો. રમાકાન્ત મારા વિવાહીત પતિ છે. છતાં મને ચાહતા નથી. એમને મણીપુરમાં કોઇ લીલા નામની સુંદરી સાથ સ્નેહ બંધાયો છે અને તમારૂં કામ તે લીલાને શોધી કાઢી રમાકાન્ત અને તેની વચ્ચેના પ્રેમમાં કોઇ પણ પ્રકારે કાંટો નાખી લીલાને રમાકાન્તથી સદાને માટે વિખુટી પાડવાનું છે એટલુંજ નહિ પણ એવો પ્રપંચ રચવો કે જેથી રમાકાન્ત કોઇ દિવસ લીલાનું નામ શુદ્ધાં લે નહિ. લીલા તરફ રમાકાન્તને તિરસ્કાર ઉત્પન્ન થાય અને બંનેની જીંદગીમાં ઝેર રેડાય. આ કાર્ય પાર પાડો અને મારા સદાને માટે જીવનહાર થાઓ ......"

" અહો ! એમાં શું ધાડ મારવાની છે ?"

" કહો, કેટલા દિવસમાં પાર પાડશો ?"

" તે કહી શકતો નથી. પણ આ પળથીજ હું એની પાછળ મંડીશ..."

" જાઓ–અને ફતેહ પામી પાછા વહેલા પધારો મારા લવ ?"

# પ્રકરણ ૨૦ મું.

---

## પ્રમાદચંદ્રનો પહેલો પાસો.

પ્રમાદચંદ્ર કાન્તાની સુંદરતાપર લોભાઇ, મોહમાં અંધ થઇ જગતના દયાળુ, સજ્જન અને દુઃખીઓના દિલસોજ મિત્ર-રમાકાન્તને દુઃખી કરવા-તેની પ્રિય સખાથી તેને વિખૂટો પાડવા અને તેમ કરી સંસાર સુધારા માટે સતત પ્રયાસ કરનાર આત્મભોગી રમાકાન્તના જીવનમાં ઝેર રેડી તેને દુઃખી કરવા, કામદેવના પ્રચંડ સૈન્યના મજબૂત ઘસારાથી મહાત થઇ પ્રેમીઓના અન્તરો ચગદી નાખવાનું અધમમાં અધમ કામ કરવા તત્પર થયો. કાન્તાએ તેને જણાવ્યું હતું કે રમાકાન્ત આત્મભોગ આપનારાઓનો ખાસ મિત્ર હતો અને સ્વદેશનું ભલું ચાહનારાઓને અથાગ પ્રેમથી ચાહનારો હતો.

જેને જેનું તાન હોય તેને તેવાજ તાનના મનુષ્ય પસંદ હોય એ એક સ્વભાવિક નિયમ છે. અને તેથી રમાકાન્તને પોતાની કપટી જાળમાં ફસાવવા માટે પ્રમાદચન્દ્રે આત્મભોગી બનવાનો વિચાર કર્યો. યુવાનીના પૂરમાં તણાતો, સારાસારનો વિચાર કરવા અશક્ત પ્રમાદચંદ્ર નીચ, કપટી, પાપી, નર્દય વિકારને શરણ થયો. અનેક રંકોના સહાયક, અનાથના નાથ અને દુઃખીના મીત્રને દુઃખાગ્નિમાં ફેંકી દેવા તે કંગાળ-પામર-પ્રપંચી જીવડો તૈયાર થયો. અનેક વિચારો કરવા લાગ્યો, અનેક ભયંકર ઘટમાલા તેના પાપી જીગરમાં ઘડાઇ. વળી રમાકાન્તની દયાળુ લાગણીઓ યાદ આવતાં હૃદય કંઇક અચક્યું. પાપની ખાહીમાં પડતા જીવને તેના હૃદયમાં વસેલી થોડીક સદ્બુદ્ધિએ સત્કાર્ય તરફ ખેંચવા પ્રયાસ કર્યો. હૃદયમાં સદ્બુદ્ધિનો દિપક પ્રકટ થયો. શા માટે નિર્દોષોને દુઃખ દેવું—શા માટે રમાકાન્તના જીવનમાં ઝેર રેડી લીલા જેવી કોમલ પુષ્પલતાને કચડી નાખવી એવો વિચાર આવ્યો અને એક પલ તેના યુવાન હૃદયે તેને આવા ઘોર કર્મમાં હાથ નાખવા ના પાડી.

"આવા દયાળુ નર સાથ પ્રપંચ રમું ?"

તેણે પોતાના હૃદયને પ્રશ્ન પૂછયો. ઘણીવાર શું કરવું તેનો વિચાર કરતો લમણે હાથ દઈ બેસી રહ્યો. શું કરવું તે સુઝયું નહિ. એક બાજુ કાન્તા–કાન્તાનું અનુપમ સૌંદર્ય–કાન્તાની આંખોનું ચમકવું—વેણીનું ડોલવું–હાથોનું વળવું–ગરદનનું મરડાવું, પ્રમાદચંદ્રને સ્વર્ગસમ લાગતાં જ્યારે અન્યપજે રમાકાન્ત સાથ વેર બાંધવામાં કુદરતી ડર લાગવા લાગ્યો; ઘણીવાર વિચાર કર્યો પણ આખરે સૌંદર્યનો વિજય થયો અને આખા વાતાવરણમાં કાન્તાની અનેક મૂર્તિઓ જાણે અવનવા પ્રેમભર્યા હાવભાવથી પ્રમાદચંદ્રને લલચાવવા માટે નૃત્ય કરતી હોય એવું તેને જણાયું,

"કાન્તા ! તારે માટે હું ગમે તે કરીશ." વિકારનો વિજય થયો. હૃદય મલીન થયું. અંતઃકરણ ભ્રષ્ટ થયું. સારાસારનો વિચાર કરવાની અને સંસાર સાગરને વલોવી તેમાંથી નવનીત તારવી કાઢવાની શક્તિ રહી નહિ. બુદ્ધિ ભ્રષ્ટ થઈ. વિવેક અને ધર્મનો દીવો અધર્મનો પવન વાયાથી બુઝાયો. કાન્તા–બસ કાન્તા! થઈ રહ્યું. કાન્તાજ સઘળે જણાવા લાગી અને કાન્તા માટે અધમમાં અધમ કાર્ય કરવું પડે તો તેમાં કાંઇ ખોટું નથી એવું મનાયું ! કાન્તાની સુંદરતા નાશકારી નીવડી.

"વ્હાલી કાન્તા ! તારા મનોરથ હું પાર પાડીશ. તારી શોકને તેના ચાહનારથી જરૂર વિખુટી પાડીશ. તેમના હૃદયના ટુકડે ટુકડા કરી નાખીશ–તેમનાં જીવન તદન અંધકારમય કરી મુકીશ... અને એ સર્વ તારે માટે ! ફકત તારે માટે ! !..."

સૌન્દર્યવશ હૃદય બોલ્યું.

"કાન્તા ! તારી મધુરતાથી અને તારી સુંદરતાથી હું દીવાનો બન્યો છું. તારે માટે આકાશમાંના તારા પણ લેવા જવા તૈયાર થઇશ. મારા હૃદયની દેવી ! તારૂં ચીત ચોર વદન મારાં નયનને આનંદ અને શાંતિ આપે છે. પ્રિય કાન્તા ! તારે માટે રમાકાન્ત સાથે તો શું પણ ગમે તેવા સમર્થ યોદ્ધા સામે પણ હું બાથ ભીડું અને તે સર્વ તારે માટે ! તારાં મીઠાં મનોહર પ્રેમના મધુર સ્વપ્નાંઓ ખરાં પાડવા માટે ! તારા એક ચુમ્બન માટે ! તારા હૃદયમાં ઝરતા સ્નેહના ઝરણુ માટે ! કાન્તા ! કાન્તા !"

પ્રમાદચંદ્ર તદ્દન મોહવશ થયો. કાંઇ સુઝયુંજ નહિ. તેનાં નયનોએ વાતાવરણમાં કાન્તાજ જોઇ. આખું જગતજ કાન્તા રૂપ થઇ ગયું. કાન્તા હૃદયમાં ચ્હોંટી બેસતાં તેના નામનો જાપ જપતો પ્રમાદચંદ્ર મણીપુર આવ્યો. રમાકાન્તની ભાળ કાઢતાં તેને મુશ્કેલી નડી નહિ. છુપી રીતે તેણે સઘળું જાણી લીધું. લીલા અને રમાકાન્ત સાથેજ રહે છે એ વાતનો નિશ્ચય કર્યો. રમાકાન્ત સાથ મિત્રતા રાખવાનું યોગ્ય ધાર્યું. રમાકાન્તના રહેઠાણ આગળ ગયો. તેને મળવાની ઇચ્છા જણાવી અને રમાકાન્ત તેને મળ્યો.

" મને મળવામાં આપનો ઉદ્દેશ શું છે મહાશય ?" રમાકાન્તે પ્રમાદચંદ્રને ખુરશી આપતાં કહ્યું.

" મેં સાંભળ્યું છે કે આપ હિંદુ સંસાર સુધારા માટે સતત પ્રયાસ કરી રહ્યા છો." પ્રમાદચંદ્ર બોલ્યો.

"મ્હારા દેશના ગરિબ ભાઇ બહેનો માટે હું મારાથી બનતી મહેનત લઉં તો તેમાં નવાઇ કરેલી ન ગણાય."

" જેન્ટલમેન ! આવું ભાષણજ આપના મહાન હૃદયની ઉચ્ચતા બતાવે છે. આપની કીર્તિ આખા દેશમાં ફેલાઇ રહી છે. આપે ખરો આત્મભોગ આપ્યો છે અને આપનાં શુભ કાર્યોથી હિન્દુ સમાજને ભવિષ્યમાં ઘણા લાભો થવાની આશા અત્યારથીજ ઉત્પન્ન થઇ છે." પ્રમાદચંદ્રે રમાકાન્તની પ્રશંસા કરી.

" મેં મારી ફરજ સિવાય વધુ કાંઇ કર્યું નથી. જે મનુષ્ય કોઇ દિવસ મારો દેશ અને મારા દેશ બન્ધુઓ એટલું પણ ન બોલ્યો હોય તો તે મનુષ્ય નહિ પણ પશુ સમાન છે. સમાજ સેવા એજ સ્વર્ગ મેળવવાનું પ્રથમ પગથીઉં છે. જે સુખ યોગ, સંસાર ત્યાગ કે વૈરાગ્યથી મળતું નથી તે સમાજ સેવાથી મળે છે એવું મારૂં માનવું છે. કૃપા કરી હવે તમે આપણી સમાજ માટે શું કરવા માગો છો તે મને સ્પષ્ટ રૂપે કહો."

"રમાકાન્તજી ! મારા વિચાર આપનાં જેટલા આદર્શ નથી આપના જેટલી વિશાળ વિચારશક્તિ હું ધરાવતો નથી. આપે " આપણી હિન્દુ સમાજનો ઉદય શી રીતે થાય ? " એ નામનું પુસ્તક લખ્યું છે તે મારા વાંચવામાં આવ્યું અને તે વાંચતાજ

મારૂં જીવન તદ્દન બદલાઈ ગયું. મને મારા અંધારા જીવનપર રોશની પડેલી જણાઇ. મારાં જીવનમાં ઝેર નહિ પણ અમૃત ભરેલું મને માલમ પડયું અને આપનાં ઉત્સાહી વાકયોના જુસ્સાએ મને આપ તરફ ખેંચ્યો. મેં મારૂં જીવન સમાજની સેવા માટે અર્પણ કરવાનો નિશ્ચય કર્યો છે અને એ મહામંત્ર સાધવા માટે હું આપને શરણે આવ્યો છું. તમે જે રસ્તે દોરવશો તે રસ્તે હું જઇશ. આપને મેં ગુરૂ ગણ્યા છે. સમાજ સેવા માટેની મારી ઇચ્છા પાર પાડો. " પ્રમાદચંદ્ર બોલ્યો.

પ્રમાદચંદ્રની મોહક વાણીએ રમાકાન્તને લોભાવ્યો. હિન્દુ સમાજ માટે અંતરની ઉંડી લાગણી ધરાવનાર રમાકાન્ત પ્રમાદચંદ્રના ડોળથી અંજાયો. પ્રમાદચંદ્રપર ખુશ થયો. તેને માટે સારો ભાવ ઉત્પન્ન થયો.

" શું તમે હિન્દુ સમાજની સેવા કરવાનો દ્રઢ નિશ્ચય કર્યો છે ? " રમાકાન્તે પુછયું.

"જી–હા–" ઠાવકું મ્હોં રાખી, ઘાતકી પારધી બોલ્યો.

" એ માટે પહેલાં આત્મભોગની જરૂર છે. "

" મેં આપને પ્રથમથીજ જણાવી દીધું છે કે મેં મારૂં જીવન સ્વદેશને અર્પણ કર્યું છે. મને આ જગત્ સાથ કાંઈ પણ સંબંધ નથી, આ જગત્‌ની મોહ માયાનો મેં ત્યાગ કર્યો છે અને સંસારની સગાઇ તોડી નાખી છે. મારા જીવનનો મુદ્રાલેખ સમાજ સેવાજ છે ".

" શાબાશ ! જો તમારા જેવા એક હજાર કેળવાયલા જુવાનો સંસાર સુધારાના સમરયજ્ઞમાં ઉત્સાહથી બાહાર પડે તો કાલે આપણી સમાજ ઉન્નત થવા પામે.–"

" પરમાત્મા આપની વાણી સાચી પાડો. "

" પ્રમાદચંદ્ર ! જુવાનીમાં સંસારને પ્રણામ કરવાનું કંઇ કારણ ? "

' બાળપણથીજ મારી લાગણી વૈરાગ્ય તરફ ઢળેલી હતી. જુવાનીમાં અને ખાસ કરી તમારૂં પુસ્તક વાંચવાથી મારા વિચાર ફેરવાયા અને જંગલનાં તજાયલાં વાતાવરણમાં યોગ સાધી દેહને

દુઃખ આપી જીવન પુરૂં કરવા કરતાં સમાજ માટે મહેનત કરવામાં વધુ મઝા જણાય. આ વિચાર થતાંજ આપને મળવાનું મન થયું. અને આપ મને મળ્યા એ મારૂં સદ્ભાગ્ય !"

"પ્રમાદચંદ્ર ! સમાજ માટે જીવન અર્પણ કરૂં છું એમ બોલવું જેટલું સહેલ છે તેટલું જીવન અર્પણ કીધું એમ જગત પાસે કહેવરાવવું ઘણું મુશ્કેલ છે."

"હું સોગન ખાઇ કહું છું કે મેં સંસારનો ત્યાગ કર્યો છે. મારે સમાજ સેવાજ કરવી છે. કોઇ પ્રકારનો મારામાં સ્વાર્થ છેજ નહિ."

"તમારે ઘણાં સંકટો સહેવાં પડશે."

"મારા દેશ માટે, મારા દેશબંધુઓ માટે ગમે તેવા સંકટો સહીશ" પ્રમાદચંદ્ર એક દક્ષ નટ બની ગયો.

"પ્રમાદચંદ્ર ! તમારા જેવા વિચાર જો સઘળા હિન્દપુત્રોના થાય તો માગ્યા મેહ વરસે આ ભારત ભૂમિમાં !"

પ્રમાદચંદ્ર ચૂપજ રહ્યો.

"જેંટલમેન !" થોડીકવાર મુગો રહી તે બોલ્યો.

"મારે હવે શું કરવું ? આપ કહેશો તે પ્રમાણે હું કરીશ. હું આપનો શીષ્ય છું."

"પ્રમાદચંદ્ર ! એમ ના બોલો—હિન્દુ સમાજ સેવકોનો હું ગુલામ છું."

"કહો, ત્યારે મારે શું કરવું ?"

"મહાન દેશભક્ત સ્વર્ગસ્થ ગોપાળ કૃષ્ણ ગોખલેની "સરવંટસ ઓફ ઇંડીયા સોસાયટી "માં જોડાવું અને તમે જે આશા રાખો છો તે પૂર્ણ કરવી"

પ્રમાદચંદ્ર આશ્ચર્ય પામતા બોલ્યો "શું આ સોસાઇટી સારૂં કાર્ય કરે છે ?"

"સારૂં નહિ પણ સર્વોત્તમ ! હિંદના વીર પુત્ર સ્વર્ગસ્થ મી૦ ગોખલે જેવા નર રત્ને એ સંસ્થા સ્થાપન કરી છે; તેના મેમ્બ-

રોએ પોતાના જીવન સોસાઈટીને—હિન્દ માતાને અર્પણ કર્યાં છે અને તમે પણ તેમ કરો. ”

પ્રમાદચંદ્રની મુશ્કેલી વધી. “ લેને ગઇ પુત ઓર ખોઇ આઇ ખસમ ” જેવો ઘાટ થયો. રમાકાન્તની સાથે રહેવા માટે પ્રપંચ કરનારને સરવંટસ ઓફ ઇન્ડીયા સોસાયટીમાં જોડાવાની સલાહ મળી અને તેથી તે ગુંચવાયો.

“ આપની સેવામાં હું રહું અને આપના કામમાં કંઇક મદદગાર થઇ પડું તો આપને કાંઈ વાંધો છે ? ” પ્રમાદચંદ્ર ગળગળો થઇ બોલ્યો.

“ તમારી મરજી હોય તો મારી સાથે રહી આપની ઇચ્છા પાર પાડો ” રમાકાન્તે સંમતી આપી.

“ હું આપની સાથેજ રહેવા માગું છું. ”

“ દેશના ભલા માટે હું તમને પ્રથમ હિન્દુસ્થાનની મુસાફરી કરવાની સલાહ આપું છું.” આ સાંભળી પ્રમાદચંદ્રને ઉપજેલો આનંદ હવામાં મળી ગયો.

“ શાને માટે ?”

“ દેશની ખરી સ્થીતિ જાણવા માટે. ”

“ એથી શું લાભ ?”

“ લાભ કેમ નહિ ? એક નહિ પણ અનેક લાભો છે. તમે દેશની ખરી સ્થીતિનો હેવાલ જો મને પહોંચાડો તો પછી આપણે એ વિષયમાં ઘણું સંગીન કામ કરી શકીએ. ”

“ શું રાજદ્વારી......”

“ નહિ—નહિ—રાજદ્વારી વિષયોમાં માથું મારવાનું છેજ નહિ.”

“ ત્યારે મારે શું કરવું ?”

“ દેશની ગરિબાઇ—દેશબંધુઓનો સંસાર—તેમની સ્થીતિ અને તેમની કમાણી વીગેરે સંસારી બાબતોમાંજ તમારે તપાસ કરવાની છે.”

એક મુશ્કેલી કાઢતા બીજી ઉભી થઈ. દેશમાં મુસાફરી કરવા જવાની હવે સલાહ મળી.

“ હિન્દુસ્થાનમાં મુસાફરી કરવા માટે ઘણી ભાષા જાણવાની

જરૂર છે અને કમનસિબે હું માત્ર ગુજરાતીજ જાણું છું ” પ્રમાદચંદ્રને આબાદ ઉતર મળી ગયો.

“ તો ભાષાનો અભ્યાસ કરો. ”

“ આપ એટલી મહેરબાની ન કરો ?”

“ મારો મિત્ર તમને બંગાલી અને મરાઠી શીખવશે. ”

આ વખતે ત્યાં રજનીકાન્ત આવ્યો.

“ રજનીકાન્ત ! સ્વદેશ માટે દાઝ ધરાવનાર આ એક ઉ-ત્સાહી યુવાન છે. ” રમાકાન્તે પ્રમાદચંદ્રની ઓળખાણ કરાવી,

“ હિંદ માતાના ગ્રહ કાંઇક સારા લાગે છે, ભાઇ !”

“ હા—એમને તું જે ભાષા જાણે છે તેટલી શીખવવા કૃપા કરજે... ”

“ ઘણા આનંદથી–”

“ પ્રમાદચંદ્ર ! તમે અહિંઆજ ભોજન કરજો–અને રજની-કાન્ત ! તું એમને સૂવા બેસવાની ગોઠવણ કરી આપજે. ”

“ વારૂ. ”

પ્રમાદચંદ્રે પ્રપંચની બાજી ગોઠવી પહેલો પાસો નાંખ્યો અને કંઇક ફાવ્યો તેથી મલકાયો. હાલમાં તો મણીપુરમાં રહેવાનું મળ્યું. રમાકાન્તનો પ્રેમ પણ મળ્યો અને હવે તે પોતાના ઝેરી અંતરમાં કયા પ્રપંચથી રમાકાન્ત અને લીલાના પ્રેમમાં વીઘ્ન નાં-ખવું એ વીચારમાં ગુંથાયો.

# પ્રકરણ ૨૧ મું.

---

## મીઠી મશ્કરી !

પ્રિય વાચક ! પૂર્વે જે ઘોર–ભયંકર યુદ્ધો થયાં છે, જેમાં લાખો અને કરોડો મનુષ્યોનાં લોહી રેડાયાં છે તેવાં કાતીલ જંગો-નું મૂળ કારણ એક સ્વરૂપવતી સુંદરીજ હતી ! રૂપાળી મોહીનિ માટે ઘણા મહાન યોદ્ધાઓ માંહોમાંહે લડી મરી પાયમાલ થઇ ગયા–પોતાની જાતને, કુટુંબને, વંશને, પ્રજાને અને આખી સલ્તનતને પાયમાલ કરી ગયા. જગત્માં જે જે અધમ અને દુષ્ટ કામો થયાં તેનું મૂળ સીધું યા આડકતરૂં એક રૂપાળી સ્ત્રીજ હતી ! રામ અને રાવણનો ઘોર સંગ્રામ સ્ત્રી માટેજ થયો હતો ! કૌરવ અને પાંડવોનો ભયંકર યુદ્ધાગ્નિ એજ ચીંગારીથી સળગવા પામ્યો હતો! નળ રાજાને એવીજ એક સુંદર સ્ત્રી માટે કળીના પ્રપંચે વનવાસ વેઠવો પડયો હતો—ભરથરીને પણ પીંગળા માટેજ ભેખ ધરવો પડયો—વીક્રમ તેથીજ દેશપાર થયો–અને ગુજરાતની પાયમાલી પણ એથીજ થઇ. કરણઘેલાને હાર પમાડી મુસલમીન રાજ્યની સ્થાપના આ ગરવી ગુજરાતમાં કરાવનાર એક સ્ત્રીજ હતી ! મહા પરાક્રમી–અખંડ શૂરવીર પૃથ્વીરાજનો નાશ સંયુક્તા માટેજ થયો હતો ! પાપી–દેશદ્રોહી રાજદ્રોહી અને વિશ્વાસઘાતી વિજયસીંહ એક સ્ત્રી માટેજ ભારતના સૂર્યનો અસ્ત કરવા તત્પર થયો હતો. મહાન એન્ટની જેવા બહાદુર યોદ્ધાની ખુવારી કરનાર પણ એ-વાંજ કાતીલ નયનોવાળી કલીયોપેટ્રા હતી ! સીઝર જેવો સમર્થ મહારથી પણ એજ ઝેરથી મરણ શરણ થયો ! સોલંકી વંશના વાઘ સિદ્ધરાજ જયસિંહને પણ એજ ડંખ લાગ્યો હતો—અને જો કે સ્ત્રી એ સુખ અને શાન્તિની પરમ સુખદાયી દેવી છે છતાં એની નૈસર્ગિક સુન્દરતા સુન્દરતાના શોખિનોની વિકારી આંખોને લીધે ઘણીવાર નાશકારક નીવડી છે. સ્ત્રીઓનાં હૃદય નાશ કારક નથી—પણ તેમની સુન્દરતા વિનાશક છે. ખરૂં છે કે ઘણીક સ્ત્રીઓ પુરૂષોને નયન મુરલીએ નચાવવામાં પણ મોજ માને છે.

છતાં સામાન્ય રીતે સ્ત્રી એ સૌન્દર્યની–પ્રેમની–નમ્રતાની મીઠાશની શાન્તિની અને કૈવલ્યની ખાણુ છે.—પછી એજ સૌન્દર્ય, શાન્તિ અને મીઠાશ અકુદરતી રીતે પુરૂષો મેળવવા માગે તો તેમાં એ બિચારી સ્ત્રીઓનો શો વાંક ?

પ્રમાદચંદ્ર, રમાકાન્ત અને રજનીકાન્તનો મિત્ર બન્યો. તેને પોતાની જીવન મર્યાદામાં પ્રકાશ નજ દેખાયો. તેને રજનીકાન્ત બંગાલી ભાષા શીખવતો પણ તે શીખવામાં તેનું ધ્યાન નહોતું. તે જે કામ પાર પાડવા માટે હિંદ હિતકારીનો ડોળ ઘાલી રમાકાન્તનો મિત્ર થઇ રહ્યો હતો તે કામ હવે ક્યારે પાર પડે તેની તેના મનમાં ચટપટી થવા લાગી. વળી આ અરસામાં કમનસીબે તેની નજરે સુધા પડી. લીલા અને સુધાની સુંદરતા આગળ કાન્તાની સુંદરતા ઓછી માલુમ પડી અને લીલા અને સુધામાંથી કોઇને પણ લોભાવવાનું મન થયું. રજનીકાન્ત અને સુધાના સ્નેહની પણ ખબર પ્રમાદચંદ્રને પડી અને તેથી રજનીકાન્ત પણ દુશ્મન થયો અને હવે આ નીર્દોષ પંખીડાઓ કઇ ગોળીથી કેવી રીતે ઠાર કરવા તે માટે તે અનેક વિચારો કરવા લાગ્યો.

રમાકાન્ત આજે માતાની આજ્ઞાને માન આપી સુરત જવાનો હતો. સઘળાંને ભોજન લેવા આમંત્રણ કરવામાં આવ્યું હતું. સુધા પણ અહિંજ જમવાની હતી.

સુધા અને લીલાએ આજની રસોઇ બનાવવામાં પોતાની સઘળી બાહોશી ખરચી નાખી હતી. સમય થતાં રમાકાન્ત, રજનીકાન્ત અને પ્રમાદચંદ્ર જમવા આવ્યા. થાળ પીરસાઇ અને ક્ષુધાદેવીની પૂજા થવા લાગી.

“ કાન્ત ! ઉન્હી ઉન્હી પુરી મૂકું ? ” લીલા બોલી.

“ ના રજનીને મૂક—પ્રમાદચંદ્રને મૂક.”

“ મારે ન જોઇએ ભાભી ! ” રજનીકાન્ત બોલ્યો.

“ અરે, એમ તે કંઇ ચાલે ? તમારી સુધા મૂકવા આવે ત્યારે ના પાડજો ” લીલા હસીને બોલી.

ત્રણે જણને પૂરી લેવાની ફરજ પડી.

સુધા એક બાજુ સંતાઇ બેઠી હતી. સુધા કેળવાયલી હતી છતાં સ્ત્રીલજ્જાને લીધે કાંઇ બોલી શકતી નહિ.

" દિયરજી ! તમારી સુધા કયાં છે ? "

" ભાભી ! એવી તે વાત કરવાની હોય ? "

" કેમ નહિ ? જુઓ, એની આંખો તમનેજ જુએ છે "

લીલા હસી પડી. રજનીકાન્ત શરમાઇ ગયો. સુધાને લીલાપર રમણિય રોષ આવ્યો.

લીલા રમાકાન્તની, સુધા રજનીકાન્તની, અને પ્રમાદચંદ્રની કોઈ નહિ તેથી પ્રમાદચંદ્ર મુઝાઈ ગયો. કાન્તા તેની હતી પણુ તે સુધા અને લીલા જેવી સુંદર જણાઇ નહિ. સુધાથી અંજાયો. લીલાએ પુરો બાળી મૂકયો અને તેથી તેના મનની સ્થીતિ અકથનીય થઇ પડી.

" દિયરજી ! " લીલા પાછી બોલવા લાગી.

" તમે આટલા બધા ઉંડા પાણીમાં રમતા હશો એ તો હવેજ જણાયું હં "

" ભાભી ! આવું બધું બોલતાં કોણે શીખવ્યું ? "

" તમારી સુધાએ ! ! " લીલા બોલી ઉઠી.

" દિયરજી ! એમ છાનાં છાના ગોષ્ટી કરો તે કાંઇ ઠીક ગણાય કે ? "

" તે મારા ભાઇનેજ પૂછી જુઓને ! ભાભી ! "

લીલા ઝંખવાણી પડી.

" પક્કાં તો ખરા તમે હં દીયરજી ! " થોડીવાર રહી ઝંખવાણી પડેલી પણુ મસ્કરી કરવાની રસિયણુ લીલા પુનઃ મશકરી કરવા લાગી.

" શું અમે કાંઇ અયોગ્ય કર્યું છે ! "

" ના,રે ! તદન યોગ્ય ! " લીલા હસી પડી.

" એ તો બિચારી સુધા ભોળી છે– તમને તો માથાની મળવી જોઇએ "

" શું મેં સુધાને દુઃખી છે ? "

' ના, પણ સુધાને તમે બરાબર ન્યાય આપતાં નથી. ચાલો જરા હાથ કાઢો જોઉં—એ પૂરી મુકવા દો "

" નહિ ભાભી ! મારા સમ ! "

" હવે મારા ને તમારા સમ પછી ખાજો ! "

લીલાની ઇચ્છાને શરણ થવુંજ પડયું.

" અરે ભાભી ! સુધા કાંઈ ફરીઆદ કરે છે ? "

" મને સુધા કહેતી હતી કે એઓ તો કોઇ દિવસ આવતાયે નથી. "

" હવે તો દરરોજ જાઉં છું: ભાભી !

" ત્યારે ખરા ! અમારૂં ત્રીયા રાજ સત્તાવાન તો ખરૂં હું દીયરજી ! "

" હા—એ સતાએજ મારા ભાઈ અહિં કેદ પુરાયા છે ને ! "

સઘળાં હસી પડયાં.

" આજે રસોઇ કેવી થઈ છે ?"

" તમારી રસોઇમાં ખામી હોયજ નહિ ભાભી ! "

" સપડાયા ! આજે તો તમારી સુધાએ રસોઈ કરી છે ! ! "

રજનીકાન્ત આનંદ પામ્યો. પણ શરમાઇ ગયો.

" તું આજે રજનીકાન્તનીજ પાછળ લાગી જણાય છે ! " રમાકાન્ત હસીને બોલ્યો. "

" એટલે એમને હું કંઈ ખાઇ જાઉં છું ! એમની સુધાની વાત પણ ન કરવા દો કે. ?

" ભાભી ! હવે મને માફ કરો "

" લીલુ ! સુધા રીસાશે હો !—" રમાકાન્ત બોલ્યો.

" સુધા ! રીસાશે મારી સાથે ! થઇ રહ્યું ત્યારે તો ! "

" એમ? "

" પણ ભાભી ! હવે માફ કરોને ! બહુ થયું ! "

" અરે વાહરે, મારા શાણા દિયરજી ! માફી માગવા આવ્યા છો ! માફી મારી નહિ પણ સુધાની માગવાની છે. કેમ સુધા ? "

સુધા આ સાંભળી મુંઝાઇ ગઇ, જમીન સાથ ચ્હોંટી ગઇ. શરમથી તેના ગાલો ગુલાબી થઇ ગયા. અને લીલા તરફ રમણીય ગુસ્સો આવ્યો.

"હં–પણ દીયરજી ! રસોઇ કેવી થઇ છે ?"

"સારી..."

'સર્વોતમ નહિ? "

"સર્વોતમ સર્વોતમ " રમાકાન્ત બોલ્યો.

'ના–હું તો રજનીકાન્ત દિયરજીને પુછું છુ."

"ભાભી! હવે હદ થઇ–મને ખાવા દો."

"હું તમારાં મ્હોમાં ડુચા નથી મારતી."

"હું ઉઠી જઇશ હં..."

"ના–ના–એમ કંઇ ચાલે? મારી સાથ રીસાવાય? ચાલો–લો આ બે ભજીઆં ખાઈ જાવ જોઉં? ચાલો–કંઇ છાંડશો તો સજા થશે...."

"ભાભી! મારા ભાઇજ ખમે જો તમારો "માર્શયલ લૉ"તો!...

"એ ખમવામાં પણ મઝા છે, દોસ્ત!" રમાકાન્ત બોલ્યો.

"તમારી સુધા પણ એવોજ કાયદો ચલાવશે" લીલા બોલી.

"ભારી પડે ભાભી–મારા જેવા ગરીબ આદમીને એ ભારી પડે !..."

"અરે, પણ તમને બાસુદી મુકવાની તો ભૂલીજ ગઇ."

"શું ભૂલી ગયા! મને નો કાંઇ નથી જોઇતું, જેને જોઇએ તેનેજ આપોની!!...

"બધાએને જરા–જરા'–"

લીલાની આજ્ઞા સર્વને માનવીજ પડી.

પ્રમાદચંદ્ર આ સઘળો વખત મુગો મુગો આ મીઠી મશ્કરી સાંભળી નખથી માથા સુધી સળગી જતો. રમાકાન્ત લીલાનો ભરથાર, રજનીકાન્ત લીલાનો પ્રીય દીયરજી–સુધા રજનીકાન્તની વ્હાલી સખી અને પોતે તદન એકલો તેથી મુઝાયો. રજનીકાન્તની લીલાએ કરેલી નિર્દોષ પણ મીઠી મશ્કરીથી રજનીકાન્તને સુખી માનવા લાગ્યે. તેના સુખ માટે પ્રમાદચંદ્રને અદેખાઇ આવી પણ આ અદેખાઇનો અગ્નિ અંતરમાંજ સળગી રહ્યો. ત્રણે જણુ જમી પરવાર્યા અને દીવાન ખાનામાં આવી પાનસોપારી ખાવા બેઠાં.

"રજનીકાન્ત! આજે તું ખૂબ બન્યો હં! લીલુ તારી પાછળજ ખાઇપીને મંડી હતી...!

"આજકાલ તમારો મશ્કરી કરવાનો વખત છે ભાઇ."

"ના-ના-ખોટું ના લગાડીશ"

"એમાં તે ખોટું લગાડવાનું હોય?"

"રજની, આજે મારે સુરત જવાનું છે."

"જવું તો જોઇએ-માતાને ભૂલી જવાય?"

"મને ધર્મ સંકટ નડે છે ભાઇ!"

"કાંઇ નહિ. એ ખમી લેવાશે પણ સદાની જૂદાઇ ન સહેવાત!..."

"હા..."

"કુદરતને શરણ થવામાં સાર છે." થોડીક વારમાં સુધા અને લીલા પણ દિવાનખાનામાં આવી અને સઘળાં પાછી મીઠી મીઠી વાતો કરવા લાગ્યા.

થોડોક સમય વાતચીતમાં પસાર કરી રમાકાન્તે સુરત જવાની વાત કાઢી અને લીલાને બહુ કાતીલ દુ:ખ થયું.

"લીલુ! મુઝાઇશ નહી. સુધા બ્હેન હું તમને મારી લીલા સોંપુ છુ..."

"કાંઇ ચીંતા ન કરશો, ભાઇ!..."

"હું જાઉં છું."

સઘળાં ગળગળા થયાં. લીલા રડવા જેવી થઇ ગઇ. નિરાશ દીલે રમાકાન્ત ગયો.

"બે દીવસમાં પાછો આવીશ લીલુ!" મોટરમાં બેસતાં બેસતાં રમાકાન્ત બોલ્યો અને મોટર ચાલી.

પ્રમાદચંદ્રને આનંદ થયો. રમાકાન્તની ગેરહાજરીમાંજ વેર લેવાનો વિચાર કર્યો અને આ પાપીના અંત:કરણમાં બળતો અને ક્રોધનો અગ્ની વધુ બળવાન થઇ ભડભડ બળવા લાગ્યો. તે નીચ પાપીની હવસી આંખોમાં વેરની જ્વાળા સ્પષ્ટ જણાવા લાગી અને હાલમાં તો તે નીચને કુદરતે તેના ઘોર કર્મમાં કંઇક સવળતા કરી આપી તેથી તે મલકાયો!

# પ્રકરણ ૨૨ મું.

## નાશકારક બીજ.!

રમાકાન્ત સુરત ગયો અને મણીપુરમાં પ્રમાદચંદ્રના પ્રપંચ નાટકની શરૂઆત થઇ. તે પોતાના ડોળથી સઘળાનો વિશ્વાસ જીતવા શક્તિવાન થયો હતો એટલે તેને હવે ડરવાનું કાંઈ કારણુજ ન્હોતું. તે ગમે તે સમયે લીલાના નિવાસ સ્થાનમાં કાંઈ બહાનું કાઢી જઇ શકતો. લીલા તેને ધર્મબંધુ માનતી અને લીલાની પવિત્ર નજર બધાને પવિત્રજ દેખતી !

રમાકાન્તની જુદાઈમાં પ્રેમ કાંઠાપર તરફડતી રાજહંસણી લીલા જળ વિનાની માછલીના જેમ વલખાં મારવા લાગી. " હંસ વિનાના મારાં સરોવર સુનાં રે !—" આ લીટી લીલાને યાદ આવી અને પ્રીયતમ વિના રસિક પ્રિયાને સંસાર તદ્દન શુષ્ક અને સૂનો લાગ્યો. પ્રેમાળ લીલા પોતાના ઓરડામાં એક ખુરશીપર પડી પડી હૃદયમાં વસેલી મૂર્તિની ઝંખના કરતી હતી. "કાન્ત કયારે આવશે? એમની માતા એમને શું કહેશે? અરેરે! આ અભાગણીને લીધે એમને કેટલું સહેવું પડે છે ? એ પ્રભો ! શું અમારી આ મુઝવણ તું નહિ ટાળે ? એમની માતાને સદબુદ્ધિ નહી આપે? " લીલા બબડી.

" શું મારાં આખાં જીવન સૂધી જગત મને મારા કાન્તની ધર્મપત્ની ન કહે? શું આમજ જીવન પસાર કરવું પડશે ? પ્રભો! એક મુશ્કેલી ટાળી...હવે આ નહિ ટાળે ! હે દયાસાગર ! દયા-દયા—"

લીલા આ વિચાર આવતાં રડી પડી અને બેચાર ઉન્હાં આંસુઓ તેના રમણિય ગાલ ઉપરથી વહી ગયાં !

" હશે. મારે જગતની પરવાહ શા માટે જોઇએ ? મારા કાન્ત મારા છે એટલે બસ—એજ મારું સ્વર્ગ !

આ મધુરાં તાનમાં લીલા ઉભી થઈ. દિવાલપર ટાંગેલી રમાકાન્તની છબી લીધી તેને અનેક પ્રેમ-ચુમ્બનોથી ભીંજવી નાંખી—

હૃદય સાથ ચાંપી દઇ, પ્રેમના આવેશમાં ઉન્મત્ત યુવતી પોતાના વ્હાલાની છબી સાથ પ્રેમચેષ્ટા કરવા લાગી.

"કાન્ત !"

જવાબ મળ્યો નહિ. લીલા નિરાશ થઇ.

"શું મારી સાથ ન બોલો, વ્હાલા?"

છબીને બોલાવવા વ્યર્થ પ્રયત્ન થયો.

યુવતી હવેજ સમજી કે તે ઘેલી થઇ હતી. કંઇક હસી.

પાછી બેઠી.. "કાન્ત"ની છબી સામી મૂકી. ટેબલના ખાનામાંથી કાન્તના પ્રેમપત્રો કાઢી વાંચવા લાગી.

એક પત્ર કાઢયો અને વાંચવા લાગી.

વ્હાલી લીલુ,

આબુ પહોંચ્યો છું. અહિં વિવાહની ધામધુમ થઇ રહી છે. પણ તું ચિંતા કરીશ નહી. સૂર્ય પશ્ચિમમાં ઉગશે; ચંદ્રમા પોતાની શિતળતા તજી દેશે; અને સમૂદ્ર મર્યાદા મૂકી દેશે તોપણ હું તારો જ છું. તુંજ મારી ધર્મપત્ની થશે. મારી લીલા ! હું તારોજ છું.

લી॰ તારોજ—ફક્ત તારોજ.

રમાકાન્ત.

"અહા એમનો કેવો અખૂટ પ્રેમ છે ? મારે માટે કેટલી બધી લાગણી છે ? વ્હાલા કાન્ત ! મારે માટે તમે કેટલો ભોગ આપો—માતાનો ગુસ્સો સહ્યો. અરેરે—"

કાન્ત માટે ઉમળકો આવ્યો. છબી તરફ પ્રેમાળ નજરે જોયું અને તેને ચુંબન કર્યું.

બીજો કાગળ કાઢયો તેમાં રમાકાન્તે એક સુન્દર કાવ્ય લખ્યું હતું. તેમાં પણ લીલાનીજ—લીલાના સ્નેહનીજ ધુન હતી.

## નિદ્રસ્થ લીલા.

આકાશમાં ખીલ્યો હતો પૂર્ણેન્દુ આજે મલપતો,
ચન્દા અને કૌમુદિને કૈં કૈં સુખો દેતો હતો;
તજી કૌમુદિ, તજી ચન્દ્રિકા એ વાદળીને ચાહતો,
મીઠી પ્રિયાના પ્રેમમાં નભરાજ તલ્લીન થઇ જતો.
કિર્ણો શિતળ શાંતિ દીએ બ્હારી મહિંથી આવીને,
સૂતી પ્રિયાના મુખને સૌન્દર્યથી છાઇ દીએ;
મુખ ચન્દ્ર સુન્દર વ્હાલીનું કિર્ણો પડે તે પર અહા !
સૌન્દયમાં સૌન્દર્યનું મિલન થતાં ઝરતી પ્રભા.
એ દિવ્યતા–મીઠી પ્રભા મમ સુખનો અવધિ કરે,
તે સમય વ્હાલી સ્વપ્નમાં બોલી મૃદુ કંઠે "પિયુ."
ઉન્મત્ત થયું મમ હૃદય ને અધરો અડયા પિયૂષ ઝર્યું;
ઝબકી ઉઠી જીવન સખી બોલી હસી "આ શું કર્યું ?"
વ્હાલી વિના જગમાં બધે સૂનકાર મુજને લાગતું;
મમ પ્રેમ શ્રેણી પિયુષઝરણી સ્વર્ગ મુજને દાખવે,
જીવન સખીના હૃદયમાં શમવા થકી સુખ શું વધુ ?
લ્હાવો અનેરો જીવન કેરો શું સખા એથી વધુ ?

**રમાકાન્ત.**

"મારા વિના એમને સઘળું સૂનું જણાય ! પ્રભુ ! મને પણ તમારા વિના અંધારૂંજ દેખાય છે, વ્હાલા ! અહા ! વ્હાલા કાન્ત !...

આ પળે સુધા ત્યાં આવી પણ તેને લીલા જોઇ શકી નહિ. હલેતી સુધા લીલાની ચેષ્ટા જોવા સંતાઇ ગઇ.

લીલા બકવા મંડી.

'વ્હાલા કાન્ત ! આપ ક્યારે પધારશો ?'

સુધાથી વધુવાર શાંત ન રહેવાયું તેથી એકદમ બોલી ઉઠી.

"અત્યારેજ."

સુધા પ્રકટ થઇ બોલી. લીલા તેનાપર ગુસ્સે થઈ.

" કેમ સુધા ! કાંઇ બહુ મશ્કરી સુઝે છે ? "

" કાલે જમતાં જમતાં તમને શું 'વાયુ' થયો હતો ? ' મારાં ઠગારાં-લુચ્ચાં-સખી !..."

લીલા શાન્ત થઇ બોલી.

'સુધા ! તું બળતીને ના બાળ-મને તપતીને ના તપાવ.'

'તને તાપ શાનો લાગ્યો ?'

' જુદાઇનો.'

'ઓય ! ઓય ! એમ કોઇ બે દિવસ જતું ન હોય ?"

'મારાથી નથી સહેવાતું.'

'તો સાથે જવું હતું !'

'સાથે જવાતું હોત તો વળી તારા બોલ શા માટે સાંભળત ?' લીલાને ઓછું આવ્યું.

'અરે ઘેલી ! એમાં ઓછું શાનું આણવાનું ? બે દિવસ પણ વહી જશે. "

" એમની માતા જીવે છે ત્યાં સુધી તો નહિ જ."

'હવે એ વૃદ્ધ ડોસી વધુ નહિ જીવે.'

'ભલેને, બીચારી સો વરસની થાય.'

'ત્યારે દુઃખી શા માટે થાય છે ?'

'એ તો થવાય, સુધા !...'

'શું મન કાબુમાં નથી ?'

'રજનીકાન્ત બેચાર દિવસ બહાર જશે ત્યારે ખબર પડશે.'

"અરે જા, ગાંડી--"

આ મિઠા વિનોદમાં સુધા અને લીલા તલ્લીન થઇ હતી. તે બન્ને યૌવનાઓને સ્વપ્ને પણ કલ્પના નહોતી કે તેમની ચેષ્ટા એક યુવાન જોઇ રહ્યો છે. પ્રમાદચંદ્ર છૂપી રીતે તેમની વાત સાંભળતો અને અન્તરમાં સળગી જતો. સુધાને કાં તો લીલાને ગમે તે ભોગે સપડાવવાનો તેણે દૃઢ નિશ્ચય કર્યો. અને તદન ગુપ્ત રીતે લીલા તથા સુધાની હીલચાલ તપાસવા લાગ્યો.

'લીલા ! ચાલ, આજે આશ્રમમાં આવે છે ?'

'મારે નથી આવવું.'

'કેમ ? અહિં તું મુઝાશે, ત્યાં તારા દિયરજી પણ આવવાના છે...'

'હં–કે ? ઠીક ધમાલ મચાવો છો તમે !...' લીલાએ હાસ્ય કર્યું.

'અલી સુધા ! શરમ નથી આવતી રજનીકાન્તને મળતાં?...' લીલા બોલી.

'રમાકાન્તને જોઇ તું કેમ નથી શરમાતી, લીલા ?'

'હું તો પરણી છું.'

'પરણ્યા પહેલા કોઇ દિવસ 'કાન્ત' કહી રમાકાન્તને બોલાવ્યા નથી ? ખા, મારા સોગન !...'

'કોઈ દિવસ બોલાવ્યા હશે !'

'ત્યારે અમેય કોઇ દિવસ વાતો કરીએ.......'

'લૂંટો–લૂંટો–અમીરસનો ઝરો અખૂટ રસથી ભરેલા છે.'

'અમે તમારાં જેટલાં સુખી તો નજ થઇએ, લીલા!'

'કેમ ?'

'અમારી ન્યાત જુદી છે, અમે વણિક અને એ નાગર ! મારા પિતાશ્રી કાંઇ આવા લગ્ન થવા દેશે ?'

'તમારા પ્રેમમાં તો મોટું વિઘ્ન છે.'

'મારૂં અંતર તેથી બળીને ખાખ થઇ જાય છે.'

'અફસોસ!...પરમેશ્વર પણ કોણ જાણે એવો ઘાતકી છે કે પ્રેમીઓને સુખીજ જોઈ શકતો નથી. સુધા ! આખરે તું શું માર્ગ લેવા માગે છે ?'

'મેં નિશ્ચય કર્યો છે કે પરણું તો એમનેજ......'

'નહિ તો ?........'

'નહિ તો કુંવારી રહીશ'

'ડોસો કુંવારો રહ્યો પણ ડોસી કુંવારી રહી સાંભળી છે?'

'હું એ કહેવત ખોટી ઠરાવીશ.'

'પરમાત્મા તારા પ્રેમમાં કાંટો ન લાવે, સુધા !'

' તે સમયે તને શેર સાકર લીલા...!'

'બસ–એટલીજ ?'

'તારા મ્હોંમાં એટલીએ ન સમાય !...'

'પણ, હવે આશ્રમમાં આવે છેની !

'મને અહિંજ ગમે છે.'

'અહિં શું વધારે છે ?'

'મારા કાન્તનો ફોટો, '

'ત્યાં આથી મોટો ફોટો છે–જાણે તારો કાન્તજ ઉભો હોય...'

'વળી મશ્કરી કરી ?'

લીલા તૈયાર થઇ અને સુધા સાથ ચાલી. ભાનમાં ને ભાનમાં ટેબલમાં પત્ર મૂકવાનું ભૂલી ગઇ. પ્રમાદચંદ્ર લીલાના ગયા પછી આ રૂમમાં આવ્યો. રમાકાન્તના પ્રેમપત્રો સાથ એક બીજો પત્ર પણ ટેબલમાં મૂકી દીધો અને કાંઇ ઉંધુચતું કર્યું. તુરતજ પાછું ટેબલ બરાબર બંધ કરી બીજે માર્ગે બહાર નીકળી ગયો.

'હવે શાંતિ થઈ !...' નિર્ભય સ્થાને આવી પહોંચતાં પ્રમાદચંદ્ર બોલ્યો.

' હવે આ તપેલા હૃદયમાં અમૃત રેડાયું. વ્હાલી કાન્તા ! તારે માટે–તારા સાચા સ્નેહ માટે આ પ્રપંચ કર્યો ! જો જગત્માં લોકો જેને પાપ કહે છે એવું કાંઇ હોય તો આ પાપ તારે માથે !...' થોડીકવાર તે મૂંગો રહ્યો.

" સુધા !...અહા ! કેવું મધુર નામ છે ? કાન્તા ?...મધુર છે...પણ સુધા જેવું નહી ! લીલા !...અહા ! સૌથી સુંદર ! ગુજરાતી બારાખડીમાં 'લી' અક્ષર પણ કેવો સુંદર લાગે છે ?... અહા ! સુધા ! લીલા ! બંને પારકી ! મારી કોઇ નહિ ! અફસોસ !...' પાપી નિરાશ થયો.

'આશા અમર છે. શું ભવિષ્યમાં લીલા યા સુધા મારી ન થાય ? રમાકાન્ત અને રજનીકાન્તને ન તજે ?...સ્ત્રી જાતિનો વિશ્વાસ શો ? ભરથરીએ પીંગળાને ચાહવામાં કયાં કચાસ રાખી હતી ? તેજ પ્રમાણે લીલા રમાકાન્તને છેતરતી હોય તો !!......

લીલા ! સુધા ! ઓ રમણિય રમણીઓ ! તમારે માટે—તમારો મીઠા પ્રેમ માટે—હું મારા પ્રાણનો ભોગ આપીશ. સુધા ! તારા હોઠમાં રહેલા અમૃતનો સ્વાદ મારે ચાખવોજ જોઇએ ! લીલા ! તારા મનોહર ગાલ ઉપર એક પ્રેમ ચુમ્બન આ તરસ્યા હોઠોને મળવુંજ જોઇએ !...” હવસનો કીડો હવસનો વિચાર કરતો—પાપી ઉચ્ચારથી નિર્મળ હવાને બગાડતો—પોતાના નીચ પ્રપંચી કામમાં ફતેહ મેળવી મલકાતો મલકાતો રજનીકાન્ત અને તે જ્યાં રહેતા હતા ત્યાં—માંડવા આગળ ગયો—અને તાપી નદીના કિનારાપર આમતેમ ફરવા લાગ્યો અને એ રીતે નીચ, પાપી પ્રમાદચન્દ્રે રમાકાન્ત અને લીલાના પ્રેમનો નાશ કરનાર ઘાતકી બીજ વાવ્યું.

---

# પ્રકરણ ૨૩ મું.

## રંગમાં ભંગ.

" જે દિલ કુલથી બહુ મલકાશે;
" જે હૈયે પુલથી અતિ હર્ષ થાશે.
" તે હૈયે કાંટો તુર્ત ભોંકાશે;
" તે હૈયું કુંળું તુર્ત ચીરાશે. "

કલાપી.

આજે સુધાનો જન્મદિવસ છે. સઘળાં આનંદમાં આવી સ્નેહની ધૂન મચાવી રહ્યાં છે. રજનીકાન્ત અને સુધાના આનંદમાં અવધિ થયો છે. આખા આશ્રમને આસોપાલવના તોરણોથી શણગારવામાં આવ્યો છે. એક તો વર્ષાઋતુ અને વળી તાપી નદીનો રમણિય કિનારો ! પછી પૂછવુંજ શું ? આશ્રમને તોરણોથી લીલોછંમ બનાવવામાં આવ્યો હતો. તેના કમ્પાઉન્ડમાં ઉભા રહી ચોતરફ નજર કરતાં પણ સઘળે હરિયાળી ભૂમિ નજરે પડતી અને આંખને ઉડી વળગતી. સઘળે જાણે લીલી મખમલ બીછાવી દીધી હોય તેવો ભાસ જમીન ઉપર ઉગેલા લીલા ઘાસપરથી થતો. આશ્રમની સઘળી સ્ત્રીઓ આજે ઉત્સાહમાં હતી. તેમની પ્રિય સખીનો આજે માંગળિક જન્મ દિવસ ઉજવવા તેઓ જાણે એકમેક સાથ હરિફાઈ કરતી હોયની એવી જણાતી ! એકાદ બે ગ્હેરો આશ્રમના કમ્પાઉન્ડમાં કલા કરી રહ્યા હતા અને કુદરતના શોખીનોનાં નયનોને પોતા તરફ આકર્ષી રહ્યા હતા. સઘળે આનંદ આનંદજ છવાઈ રહ્યો છે. આકાશ પણ કંઈક સ્વચ્છ થયું છે. ઝાંખા પાણીવાળા વાદળાંથી ઢંકાયલા સૂર્યનો ઝાંખો રમણિય પ્રકાશ દુનિયાને દીપાવી રહ્યો છે અને એવા રમણિય સમયે સુધાની વર્ષગાંઠ ઉજવવાની ધામધુમ આશ્રમની સુંદરીઓ કરી રહી છે. કોઈએ સુધાના નામ સાથેનો મનહર રેશમી રૂમાલ તેને ભેટ આપવા તૈયાર કર્યો છે, તો કોઈએ " સુધા અમર થા " એવા લેખવાળું કાંઈક ભરતકામ કર્યું છે.

સુધા લીલાને લઇ આશ્રમમાં આવી અને લીલા આ ધામધુમ જોઇ આનંદ પામી બોલી.

" સુધા આજે શું છે ?"

" આજે મારી વર્ષગાંઠ છે

" મને કહેતી પણ નથી ?"

" હું ભૂલી ગઈ, લીલે !..."

" ચાલો, હશે........"

સઘળાં એકઠા થયાં. રજનીકાન્ત પણ પ્રમાદચન્દ્રને લઇ આવ્યો. ચાહના પ્યાલા આવ્યા અને ખાલી થયા.

કેટલીક નિરાધાર સ્ત્રીઓએ સુધાને મુબારકબાદી આપી અને સુધાની પ્રશંસા કરી. આ સાંભળી રજનીકાન્તના આનંદનો અવાધ થયો અને મનમાં મલકાયો.

" રજનીકાન્ત દિયરજી! આજે તો તમારો સોનાનો સુરજ ઉગ્યો ખરૂં ?"

" ભાભી ! તમને ઠેકાણે લાવવાં જોઇશે ! મારી પાછળજ ખાઇપીને મંડી રહ્યાં છો ?"

" મને તમે ઠેકાણે લાવશો ? શી રીતે ?"

" હું નહિ તો સુધા મારે માટે એટલું નહિ કરે ?"

' સુધા, તું મને શું કરીશ ?–' લીલા હસીને બોલી.

સુધા ચૂપ રહી.

' સુધા, હવે ઓછી શરમાળ થાની ! હું જાણું છું કે તું મોટું શરમનું પૂછડું છે તે !!...'

' લીલા ! મને માફ કર !...'

' નહિ સુધા ! આજે તો તને આનંદમાં રાખવી જોઇએ...'

' આપણે ચોપાટ રમીશું ?'

' ખુશીથી.'

રજનીકાન્ત પ્રમાદચંદ્ર, લીલા અને સુધા ચોપાટ રમવા બેઠાં.

પ્રમાદચંદ્રે પાસો નાખ્યો.

તુટીચાર.

હવે સુધાની વારી આવી.

અઢાર.

'શાબાશ, સુધા !...' લીલા બોલી.

રજનીકાન્ત પણ પાસા નાખવામાં નિષ્ફલ નીવડયો.

લીલા સુધા જેવીજ ફતેહમંદ નીવડી.

પરિણામ !

સ્ત્રી પક્ષની જીત.

'જોયું દિયરજી ! તમે પુરૂષો શું અમને જીતી શકો ?...'

'ખચિતજ નહિ ! તમારાં કાતીલ નયનો રણસંગ્રામમાં હજારો મનુષ્યોને કતલ કરનાર શૂરવીરને પણ ઘાયલ કરે છે.'

'હવે બેસો સીધા સીધા ! કાતીલ કાતીલ કરી તમે અમને હલકી કરી મૂકી છે.' સુધા બોલી.

'શું એમાં કાંઈ ખોટું છે, સુધા ?—'

'ત્યારે હું કાતીલ ? તમને જખમ કરનારી એમ?'

સુધા રડમસ થઇ.

'ના—ના—સુધા ? એમ નહિ—પણ તું મને વિહવળ તો કરેને'...'

'પણ તમને વિહવળ થવા કોણ ફરજ પાડે છે ?'

'વળી મને બોલાવે છે ?'

'હા—બોલોની ?'

'તારાં કાતીલ નયનો......!'

'જાવ—તમારી સાથ નહિ બોલું !'

સુધા રીસાઈ.

રજનીકાન્તના હૃદયમાં તાલાવેલી જાગી.

'સુધા ! મને માફ કર—'

'જાઓ—હવે મને ન બોલાવો.'

'સુધા ! મારી સાથ રીસ !...'

'ત્યારે કાતીલ કેમ કહો છો ?'

'હવે નહિ કહું-હવે તારામાં અમૃત ભર્યું છે એમ કહીશ-હવે કાંઇ છે ?...'

'ના, એમ પણ નહિ—'

'શું પ્રશંસાએ ન કરવા દે ?'

'તમે એમ મારાં વખાણ કરશો તો પછી હું બગડી જઇશ.'

'બગડી જઇને શું કરીશ સુધા ? !'

આ સ્નેહાલાપથી સુધાને શાંતિ થઇ.

આ વખતે આશ્રમનો માળી આવ્યો અને સુધાના હાથમાં એક વીઝીટીંગ કાર્ડ મૂક્યો.

Natvarlal N. Shah.

સુધાએ વાચ્યું અને ચમકી. તેના સુંદર વદનપરનો આનંદ હવામાં ઉડી ગયો અને વર્ષ ગાંઠની ખુશાલીમાં પ્રિયતમને અમીરસની લ્હાણ દેનારી સુધાના અંતરપર વજ્રપ્રહાર થયા જેટલું કાલિલ દુઃખ થયું

"સુધે ! શું છે?-"

"મ-મારા પિતા !-"

"શું તારા પિતા આવ્યા છે ? "

"હા- "

"તેમનું સ્વાગત તો કર-"

સુધા—અસ્વસ્થ સુધા બહાર ગઇ અને બે ત્રણ પલમાં એક ૪૦—૪૫ વર્ષના ગૃહસ્થ સાથ પાછી આવી. આવનાર ગૃહસ્થ સુધાનો પિતા નટવરલાલ હતો.

"હું ધારૂં છું, સુધા !-" નટવરલાલે ચાહ પીતા પીતા કહ્યું "મારો પત્ર તો તને પહોંચ્યો હશે."

"હા-પરંતુ હમણાં મારી મરજી લગ્ન કરવાની ન હોવાથી હું નહોતી આવી-"

સુધાના લગ્નની વાતોએ રજનીકાન્તને મુઝવી નાંખ્યો.

"સુધે ! મેં તારા વિવાહ નક્કી કર્યા છે-"

" પિતાજી ! મેં મારૂ જીવન આ આશ્રમને અર્પણ કર્યું છે. મારી દુ:ખી બહેનોને દિલાસો દેવામાંજ હું મારી જીંદગીની સફળતા માનું છું. પિતાજી ! આ પુન્યના કામથી મને વિમુખ ના કરો-મને મારી બહેનોની સેવા કરી તેમના દુ:ખ ટાળવા દ્યો—અને તેમના અંધકારમય હૃદયપર પ્રકાશ પાડવા દ્યો."

" સુધા, તારો આશય ઉંચો છે પણ પતિ સાથ રહી પતિની સહાયથી તું તારી ધારણા વધુ સારી રીતે પાર પાડી શકીશ."

" નહિ—પિતાજી ! હું એ માની શકતી નથી. પતિના ને મારા વિચાર જૂદા પડે તો તેમ ન થઇ શકે. વળી ગૃહસ્થાશ્રમની ચિંતામાં જે તિક્ષણ લાગણી હમણા હું આ આશ્રમ તરફ ધરાવું છું તે ત્યારે ન રહે. "

" તેથી કાંઇ કુંવારા રહેવાય, સુધા !"

'કેમ ન રહેવાય ?'

' કાન્તીલાલ કેળવાયલો છે—તે તારા વિચારને ઉત્તેજન આપશે.'

' તોપણ મારે નથી પરણવું. '

નટવરલાલ સુધાપર હવે રોષે ભરાયો.

'સુધા ! તું નાફરમાન હશે એમ મ્હેં સ્વપ્ને પણ ધાર્યું ન્હોતું. '

' એમાં નાફરમાની શું પિતાજી ? મારે નથી પરણવું—'

' જુવાન કન્યા ને કુંવારી રાખવામાં પાપ છે એમ શાસ્ત્રો કહે છે. '

' શું આ સત્ય છે ?'

' હા—'

' હોય નહિ.'

' કારણ ?'

' કારણ ઘણી આર્ય બાળાઓ કુંવારી રહી છે અને તેમનાં જીવન ઘણાં પવિત્ર ગણાયાં છે—'

' સુધા ! તું મારા કુળને કલંક લગાડીશ.'

' શું કુંવારા રહેવું એ કલંક છે ?'

'ના-પણ કુંવારી જીંદગી કલંકરૂપ છે—'

'એટલે ?'

'એટલે એમ કુંવારી જીંદગી પવિત્ર હોતી નથી.'

'શું ગાર્ગી કુંવારી નહોતી રહી ?'

'પણ તું 'ગાર્ગી' નથીની !'

'પિતાજી ! મારૂં મન દૃઢ છે. મારે તો મીરાંબાઈજ થવું છે'

'સુધા ! તારી ઇચ્છાનુસાર કરજે, પણ હમણાં મુંબઇ આવે છેની !' નટવરલાલ જરા નરમ થઇ બોલ્યો.

'હા-પણ—'

'પણ શું સુધા ?'

'તમે મને જોરજૂલમથી તો ન પરણાવો ને !'

'મને શું તું ક્રૂર સમજે છે, સુધા !—'

'નહિ-આપણે આજે રાતની ગાડીએ જઇશું, પિતાજી !'

'વારૂ—'

સઘળાનો આનંદ હવામાં ઉડી ગયો. સુધાએ પોતાની વર્ષગાંઠ આનંદથી ઉજવવા અને રજનીકાન્તને આનંદમાં રાખવા પોતાના લગ્નની બીનાનો પત્ર કોઇને વંચાવ્યો ન્હોતો પણ કુદરતે સુધાના જન્મદિવસના આનંદમાં ભંગાણ પાડવાજ નક્કી કર્યું હતું એટલે તેનો પિતા જન્મગાંઠને દીવસેજ અચાનક આવી પહોંચ્યો અને સુધાએ છૂપાવવા ધારેલું પ્રકટ થઈ ગયું.



# પ્રકરણ ૨૪ મું.

---

## જીવનમાં ઝેર.

આજે રાતની ગાડીમાં સુધા પોતાના પિતા સાથ મુંબઇ જવાની હતી. રજનીકાન્તે નટવરલાલ અને સુધા સાથની સુધાના લગ્ન સંબંધીની વાતચીત સાંભળી હતી અને એ વાત સાંભળતાંજ એનું હૃદય ચીરાઇ ગયું હતું. એણે સુધાને પોતાનું હૃદય—પોતાનું જીવન સર્વસ્વ સોંપ્યું હતું. સુધા વિના નજ ચાલે—નજ જીવાય—સુધાજ એની જીંદગીની જ્યોતિ અને જીવનનો આધાર હતી. રજનીકાન્ત ગંભીર વિચારશીલ, અને સંકટમાં ધૈર્ય રાખે તેવો હતો. એણે એની જીંદગીમાં ઘણું સહન કર્યું હતું. બાલ્યાવસ્થાથી રંકદશાને શરણ થતાં શીખ્યો હતો પણ વિદ્યાર્થી અવસ્થામાં રમાકાન્ત જેવો મિત્ર મળવાથી રંકદશાને પ્રણામ કર્યા અને હાલમાં સુખી જીવન ગુજારવા જેવી સ્થીતિમાં હતો. એ અરસામાં સુધા જેવી પિયુષઝરણી સખી મળી. સ્નેહ બંધાયો પ્રેમ—અનુપમ પ્રેમની વ્યાખ્યા શીખ્યો—પ્રેમને કેળવ્યો અને હવે એ વ્હાલી સખીને—એ જીવન આધારને—પારકી થતી જોતાં એના હૃદયને ભયંકર ઘા થતો હતો. એ સહનશીલ હતો; તો પણ એની લાગણીઓ અત્યારે શાન્ત રહી ન શકી અને શોકની છાયા એના મુખાકાશપર સ્પષ્ટ જણાવા લાગી.

રજનીકાન્ત આશ્રમના મકાનના એક ઓરડામાં એક આરામખુરશી ઉપર કપાળે હાથ દઇ શોકસાગરમાં તણાતો બેઠો હતો. રાત્રિના સાડાસાત વાગ્યા હતા. એક કલાક પછી સુધાનો વિયોગ થવાનો હોવાથી એના હૃદયને કંઇ કંઇ થઈ જતું હતું. અત્યારે એના મનમાંથી હજારો વિચારો વીજળીક વેગે પસાર થતા હતા. એનું હૃદય તદ્દન અશાન્ત હતું. પ્રેમના ગહન વિષયમાં જ્ઞાતિ બંધારણ નડવાથી એને જૂદી જૂદી જ્ઞાતિઓ બનાવનારપર અત્યંત તિરસ્કાર છૂટતો.

"પ્રેમને વળી જ્ઞાતિ શી અને રંગ શો?—" તે બોલ્યો.

" વર્ણાશ્રમ જોઇએ પણ તે કર્માનુસાર—જન્માનુસાર નહિ. શા માટે મને ને સુધાને પરણાવવામાં ન આવે ? અમે બન્ને કેળવાયેલાં છીએ, બન્ને એકમેકને ચાહીએ છીએ, ફરક એટલોજ, હું નાગર અને એ કપોળ—કેવું દુઃખદાયક બંધારણ ?..." તે લખ્યો અને વિચારમાં પડયો. શોકસાગરના એવા ઉંડા દરિયામાં જ્ઞાતિ બંધારણ તોડી નાખવાનો વિચાર કરનારો જઇ પડયો કે ઓરડાનું બારણું ખોલી એક તરૂણી અંદર આવી તેનું પણ એને ભાન રહ્યું નહિ. આવનાર તરૂણી સુધા હતી. શાન્ત, હસમુખી, પ્રેમાળ, યુવાનીના મદમાં ખીલતી, હસતી, રમતી, પ્રેમોર્મિથી કૂદતી સુધા અત્યારે શોકગ્રસ્ત, ગંભીર અને મહાન્ આફતમાં ડૂબેલી જણાતી હતી.

" પ્રાણુ......" સુધા પોતાના કોમળ—સુન્દર મોહક—કપોલ પ્રદેશપર અશ્રુ બિન્દુઓ ટપકાવતાં બોલી.

" હું જાઉં છું. "

રજનીકાન્ત દિવાના જેવો થઇ ગયો હતો. એણે આ સાંભળ્યું પણ કંઈ બોલી શકયો નહિ. પ્રિય સખીના ઉન્હાં આંસુઓ જોતાં રજનીકાન્તની આંખો પણ ભીની થઇ.

" પ્રાણુ..." સુધા પાછી બોલી.

રજનીકાન્તથી નજ બોલાયું—તે મૂગોજ રહ્યો. સુધાને ઓછું આવ્યું.

" શું નહિ બોલો ? વ્હાલા કાન્ત ? હું તમારીજ છું—" સુધા મુક્ત કંઠે રડી પડી. રજનીકાન્તથી આ ન સહેવાયું.

" સુધા !—" સુધાનો કાન્ત બોલ્યો. બોલતાં બોલતાં અનહદ શોકની લાગણીને લીધે અચકી ગયો.

" કાન્ત ! તમને આવું કરવું ન ઘટે—"

" સુધા ! તું મારા સુખનો અસ્ત કરે છે."

" નહિ—વ્હાલા ! હું તમારીજ છું અને રહીશ. કદાપિ સુખ નાશ થશે તો બન્નેના. હું કાળાંતરે પણ બીજાને નહિ પરણું—"

" વ્હાલી ! હિન્દુ સંસારની ઘાતકી રૂઢીઓની ઝાલિમ જાળમાં તું ફસી પડવાની—"

"હું એ ક્રૂર રીવાજની ઘંટીમાં નથી પીસાવાની-"

"તને ફરજ પડશે ?"

"નહિ પડે."

"તારા પિતા તને ફરજ પાડશે."

"નહિ પાડે."

"તો તો સોના કરતાં પીળું. સુધા ! હું માનું છું કે તું દ્દઢ વિચારની છે—મને તારાપર વિશ્વાસ છે—તો પણ રૂઢીના ઘાતકી બંધનો એવા છે કે જે આપણી જીંદગીને કચડી નાખશે."

"આપણે તે સામે સત્યાગ્રહની લડત લડીશું—"

"શી રીતે ?"

"જેવી રીતે રમાકાન્તના લીલા સાથ આર્ય સમાજના પંડીતે લગ્ન કરી આપ્યા તેવી રીતે આપણાં લગ્ન ન કરી શકાય?"

"ઘણીજ ખુશીથી."

"પણ હમણાં તો મારે મારા પિતા સાથ મુંબઈ જવુંજ જોઇએ. પિતા સુધારક છે. હું મનાવીશ. જો માનશે તો એમની રાજીખુશીથી—નહિ તો આપણી મરજી પ્રમાણે આર્યસમાજની વેદોક્ત રીતિથી આપણે લગ્ન કરીશું—"

"અહા ! ત્યારે તો મારી વ્હાલી સુધા મારી થશે ખરી ?"

"હું તો આપનીજ મારા રજની ?" સુધા રજનીકાન્તના ગાલપર ધીમો તમાચો મારતાં મીઠું હસી અને રજનીકાન્તનો શોક હવામાં ઉડી ગયો.

"હું તને પરમદિવસે તો મુંબાઇમાં મળીશ મારી સુધા !"

"આપનો આભાર પ્રાણ—" રજનીકાન્તે સુધાને પ્રેમથી ચુમ્બન કર્યું અને સુધા પોતાના પિતા સાથે ભરાયલા હ્રદયે મુંબઈ જવા તૈયાર થઇ.

સુધા ગઇ. રજનીકાન્તને મન આખું જગત્ નાશ પામ્યું. લીલા પણ સુધાનો શોક જોઇ ઉભી ઉભી સળગી ગઇ. સુધાના સ્નેહમાં નડતી ગંભીર મુશ્કેલી શી રીતે દૂર થશે એ ખ્યાલે દુઃખ પામી. સુધાને શાંત કરી શીખામણ દીધી. સઘળા શોકમાં ડૂબી ગયાં. નટવરલાલ પણ દુઃખી થયો. છતાં તે રજનીકાન્ત અને

સુધા વચ્ચે સ્નેહની જ્યોતિ સળગી છે એ વાત જાણી શકયો નહિ. રજનીકાન્તે વિનયથી વાત કરી સુધાને ધીરજ આપી.

આખા આશ્રમની સ્ત્રીઓ દુ:ખી થઇ. નટવરલાલ પણ શોક પામ્યો. સુધાના શોકનો પારજ ન્હોતો. તે એકાદ પત્થરના પૂતળા પેરે પિતાની સાથ ચાલી. ગાડીમાં બેઠી અને રજનીકાન્તની પ્રેમાળ સખી તેનાથી દૂર થઇ.

આ બાજુ લીલા એકલી પડી. સુધા ચાલી જતાં લીલાને કાંઇ સૂઝયું નહિ. આખું ઘર ખાવા ધાયું. આશ્રમની એક સ્ત્રી તેની સાથે હતી તો પણ ગમ્યું નહિ. લીલાને કાન્ત વિના જીવન આકરૂં જ લાગતું. તેમાં વળી સુધા જેવી પ્રિય સખી જવાથી જગત્ તદ્દન સૂનું લાગ્યું. આખી રાત્રી બેચેનીમાં પસાર કરી. સવાર પડયું. બીછાનું છોડયું. દાતણ કરતી હતી. ત્યાં પોસ્ટમેને એક પત્ર નાંખ્યો. અક્ષર ઓળખ્યા અને લીલાના મુખપર મધુર સ્મિત ફરકયું. પત્ર રમાકાન્તનો હતો. પ્રેમના આવેશમાં લીલાએ પત્રને છાતી સરસો ચાંપી દીધો—તેના પર એકાદ બે મીઠા ચુમ્બનો લીધાં અને પછી ઉતાવળી ઉતાવળી વાંચવા લાગી,

" મારી લીલુ,

તને આ પત્ર મળશે તે પછી માત્ર ત્રણ કલાકમાં એટલે કાલે ૧૦ વાગતે હું મણીપુર આવીશ. હું ધારૂં છું કે તું ખુશીમાં હશે. રજનીકાન્ત અને સુધા આનંદમાં હોય એવી મારી પ્રાર્થના છે.

લી૦ તારોજ.

રમાકાન્ત"

લીલાના હર્ષનો પાર રહ્યો નહિ. તેનો કાન્ત આજે આવનાર હતો. અનેક પ્રકારની સ્વાદિષ્ટ રસોઇ બનાવવાનો તેણે વિચાર કર્યો. કાન્તને રીઝવવા સર્વ પ્રકારની સામગ્રી તૈયાર કરી રાખી. બગીચામાંથી સુન્દર ફૂલો કાન્તને વધાવવા માટે મંગાવ્યા. સુન્દર પુષ્પના હારો તૈયાર કરી રાખ્યા અને જ્યાં ત્યાં પુષ્પની મધુર પરાગ બહેકી રહી. કાન્તના આવવાની ખુશાલીમાં સુધાનો શોક ભુલી ગઈ. આ સમયે રજનીકાન્ત આવ્યો. તે પણ રમાકાન્તના આવવાની વાત જાણી મલકાયો પણ હમેશનો રજનીકાન્ત આજે

નહોતો. સુધાની જૂદાઇથી તે બળીને ખાખ થઇ જતો હતો. તેને આ જગતની સુંદરમાં સુંદર વસ્તુ પણ ગમતી નહિ અને તેથી દુઃખી દીલે દશ વાગે આવવાનું કહી પાછો ગયો.

મનકોર નામની એક બાઈ રસોઇ કરતી હતી. આજે "કાન્ત" માટે સર્વોતમ રસોઇ બનાવવાની હતી તેથી આશ્રમમાંથી બીજી બે ત્રણ સ્ત્રીઓને લીલાએ બોલાવી અને બેચાર પાકનિપુણ પ્રમદાઓ રમાકાન્ત માટે ઉતમ ભોજન તૈયાર કરવામાં ગુંથાઇ.

લીલા પોતાના ઓરડામાં બેઠી બેઠી "કાન્ત"ના મધુરાં સ્વપ્નાં જોતી હતી. રમાકાન્તના સઘળા પ્રેમ પત્રો ટેબલમાંથી બહાર કાઢ્યા. તેમાં આજે આવેલો પત્ર ભેળ્યો. આ પત્રમાં પ્રમાદચંદ્રે મેલેલો પત્ર પણ હતો. એક પછી એક પત્રો વાંચવા લાગી. કાન્તનીજ ધૂન લીલાને લાગી રહી. કાન્તજ સઘળે દેખાવા લાગ્યો. દાદરપર અવાજ થતાં ડોકિયું કરતી અને કાન્તને ન જોતી તો નિરાશ થતી. મોટરના ભુંગળા જેવું સાંભળતાં દોડી જતી અને પાછી ફરતી.

રમાકાન્તનો ફોટો નજર સામે મૂકયો હતો. હાથમાં રમાકાન્તનો પ્રેમપત્ર હતો. હૃદયમાં રમાકાન્તની મૂર્તિનાં દર્શન કરતાં મુખે રમાકાન્તનો જાપ જપાતો હતો.

"સખી! આજે પધારે કાન્ત આનન્દ હેલી રે !
"કાંઇ ગાઇશું મીઠાં ગીત પીયુને વધાવવા રે !
"સખી! ઉગ્યો સુવર્ણનો ભાણ ! આનંદ હેલી રે !
"મારાં હૃદય મહીં છે ઉલ્લાસ પીયુને વધાવવા રે !

કાન્તના તાનમાં લીલાએ ગાયું. થોડીકવાર અટકી ગાવાનું પાછું શરૂ થયું.

"કરીશું પ્રીતમની સાથ સખી ! આનંદ કેલી;
"મારા પ્રીતમ, પ્યારા, રાજ ! પધારો હર્ષ થકી;
"આ દાસી જુએ છે વાટ પિયુ તમ દર્શનની,
"તમ દર્શતણી અભિલાષ પૂરો પ્રભુ હર્ષ થકી.
"તમ આનંદ-મંગળ કાજ, પિયુ પ્રાણ પાથરૂં હું,
"તમ સ્નેહ સુમનની પરાગ-હૃદય માંહિ ભરૂં હું "

લીલાએ મધુર સ્વરે ગાયું. વાતાવરણમાં સંગિતના માધુર્યની મીઠી સેર ફુટી-ઉડી. લીલાને હવે એકપળ એક દિવસ જેટલી લાંબી લાગતી. વારંવાર ઘડિયાળ તરફ જોતી અને દસ ન વાગેલા જોઇ ગરિબડા ઘડિયાળપર રોષે ભરાતી. લીલા આવા મીઠા તાનમાં હતી તે સમયે રજનીકાન્ત આવ્યો. તેની સ્થીતિ તદ્દન અસ્થીર હતી.

સુધાની જુદાઈથી ઝુરતો રજનીકાન્ત લીલાના રૂમમાં ભાનમાં ને ભાનમાં આવ્યો. લીલાને કાન્તનું તાન હતું. રજનીકાન્તને સુધાનું તાન હતું. લીલાના રૂમમાં સુધાનો ફોટો હતો. તેને એક પળ રજનીકાન્ત જોઇ રહ્યો અને દિગમૂઢ જેવો થઇ ગયો.

લીલા કાન્તના નામનો જાપ જપતી રમાકાન્તના પ્રેમપત્રો વાંચી પ્રેમનો મંત્ર ભણુતી હતી. આ સમયે કમનસીબે પ્રમાદચંદ્રે મૂકેલો બનાવટી પત્ર તેના હાથમાં આવ્યો અને ભાનમાં ને ભાનમાં વાંચવા મંડી.

"વ્હાલી લીલુ !"

આપણા પ્રેમને પરમાત્માએ મજબુત બનાવ્યો. આપણી વચ્ચે પ્રેમનો પ્રકાશિત દિપક સળગવા પામ્યો તે માટે હું અત્યંત હર્ષ પામું છું. લીલુ ! મારી વ્હાલી !..................................

આ પત્ર રમાકાન્તનો જાણી લીલા વાંચતી હતી. રજનીકાન્ત સુધાની છબીને ટીકતો ઉભો હતો. રજનીકાન્ત સુધાની છબી તરફ જોઇ રહ્યો હતો આ પળે રમાકાન્ત પ્રેમના આવેશમાં દાદર ચઢી ઉપર આવ્યો અને લીલાના ઓરડા તરફ દોડયો.

"હૃદય ! વ્હાલી !" રજનીકાન્ત સુધાનો ફોટો જોઇ લાવ્યો. રજનીકાન્તના કાને ઉપલા શબ્દો અથડાયા. તે ચમકયો.

"લીલાના રૂમમાં રજનીકાન્ત ! આવા શબ્દો ઉચરે-" પ્રેમાલ રમાકાન્તનું વ્હાલભર્યું હૃદય ક્રોધની લાગણીઓથી ઉછળી રહ્યું. લીલાના ઓરડામાં એકદમ ધસી ગયો. લીલા તેના કાન્તનો ફોટો જોતી હતી. રજનીકાન્ત ગાંડા જેવો ઉભો હતો. ક્રોધી રમાકાન્તે રજનીકાન્તને જોસથી ધક્કો મારી બોલ્યો.

"નીચ દગલબાજ, તારાપરના મારા વિશ્વાસનો આ બદલો ! પાપી ! કૃતઘ્ની !-

રમાકાન્તના ધુજારાથી રજનીકાન્ત કે લીલા ઉભયમાંથી કોઈ-ને કાંઈ પણ ખુલાસો કરવાનું સૂઝયું નહિ. રમાકાન્ત જેમ જેમ લીલાને જોતો ગયો તેમ તેમ તેનો ક્રોધ વધતો ગયો અને એક વેળાની પોતાની પ્રિય સખી સાથે રમાકાન્ત અતિ ક્રૂર રીતે ગુસ્સે થયો. જે વ્યક્તિને પોતાના પ્રાણ કરતાં પણ વધુ ચાહી હોય, જેના વિના નજ જીવાય એવી લાગણી થઇ હોય અને જેને માટે આકાશ પાતાળ એક કરવાના કસમ લીધા હોય તેવી વ્હાલી વ્યકિત તરફથી સહેજ પણ બેવફાઇ થતાં પ્રત્યેક માનવ—હૃદયને ઘણું લાગી આવે છે અને તેથી લીલા તથા રજનીકાન્ત જેવા વિશ્વાસુ પ્રિયજનો તરફથી મળેલા બેવફાઈના બદલાથી રમાકાન્તે આ જગતમાં સર્વત્ર બેવફાઇજ જોઈ. અશાંતિ, ક્રોધ, બેચેની, દિલગિરિ વિગેરે વિગેરે અનેક પ્રકારની લાગણીઓ તેના શરીરને બાળી નાખવા લાગી. ઘડીમાં લીલા તરફ તો ઘડીમાં રજનીકાન્ત તરફ રાતી આંખોએ જોતો રમાકાન્ત હવે શું કરી નાખશે તેની કલ્પના પણ ન થઇ શકે એવો દેખાવ થઇ રહ્યો.

જ્યારે કોઇ આફત અણધારી આવી પડે છે ત્યારે તેની સામે બચાવ કરવાની શકિત તુરતાતુરત માણસમાંથી ચાલી જાય છે. લીલા અને રજનીકાન્ત પણ આ અણધારી આફતથી તદ્દન ગાફેલ જેવાં બની ગયાં. રમાકાન્તે ઉભયના મૌનનો અર્થ જૂદોજ કર્યો—તેઓ દોષિત છે એ વાત—એ માન્યતા—વજ્રલેપ થઇ ગઇ અને દાંત કચ-કચાવી ઉભય તરફ તિરસ્કારયુક્ત દૃષ્ટિ ફેંકી લીલાના ટેબલના ખાના ખોળવા મંડયો. પ્રમાદચંદ્રના રજનીકાન્તની સાથના બના-વટી પત્રથી રમાકાન્તના જીવનમાં ઝેર રેડાયું અને ખાનાં ખોળતાં રજનીકાન્તની છબી મળી આવતાં આગમાં ઘી હોમાયું.

“ઓ પાપીણી! આ જો! જો—જો—તારો આ કાન્ત? એને જોઇ લે—ઓ નીચ! પાપીણી! આજ મારા પ્રેમનો બદલો! આખું જગત્ જેને હલકા કુળની કહે તે હલકી હોયજ? વીંછીના બાળકમાં અમૃત સંભવેજ નહિ!...” રમાકાન્ત ક્રોધપૂર્ણ સ્વરે બોલ્યો.

લીલાનો તીરસ્કાર કરી ભ્રમિત રમાકાન્ત રજનીકાન્ત તરફ

કર્યો. ક્રોધથી તેનું લોહી ઉકળી આવ્યું હતું. તેની આંખમાંથી અંગારા પડતા હતા.

'ઓ બદમાશ ! ઓ સફેદ ચામડીના કાળા નાગ ! જેનું ખાધું તેનુંજ ખોદયું. અરે ! જે સ્ત્રીને મા કહી તેનીજ સાથ વ્યભીચાર કર્યો. ધીક્કાર ? જા કાળું કર ! ઓ નીચ ! ઓ દગાખોર—જા—અહિંથી તારૂં કાળું કર—:' રમાકાન્તે રજનીકાન્તને ધક્કો માર્યો. રજનીકાન્ત બીચારો સુધાની જુદાઇથી મરી રહ્યો હતો તેને માટે આ અસહ્ય થઇ પડયું.

" ભાઇ......" રજનીકાન્ત જેમ તેમ બોલ્યો.

" કાન્ત !......" લીલા બોલી.

" ઓ પાપીઓ ! જાવ—તમારૂં કાળું કરો—હું તમને જરા પણ સાંભળવા નથી માગતો......"

" ભાઇ ?..." રજનીકાન્ત ધોધમાર આંસુ રેડતો બોલ્યો.

" ઓ હવસી કુતરા ! હવે અહિંથી તારૂં કાળું મ્હોં દુર લઇ જાય છે કે નહિ?..."

રજનીકાન્ત શોકભર્યા મ્હોડે આ અણધારી આફતથી તદન મૃત્યુવશ થયો હોય એવી સ્થીતિમાં ત્યાંથી ચાલ્યો ગયો. રમાકાન્તે તે બિચારાનો એક શબ્દ પણ સાંભળ્યો નહિ અને નિર્દોષ—પવિત્ર હૃદયનો રજની પોતાના વ્હાલા મિત્રના મનમાં દોષિત મનાયો. રજનીકાન્ત ચાલી જતાં હવે રમાકાન્તે ગરિબડી લીલાપર વજ્ર પ્રહાર કરવા માંડયો. જે લીલાને રૂદન કરતી જોઇ જે રમાકાન્તની છાતી ચીરેચીરા થઇ જતાં તેજ રમાકાન્ત હવે એક વેળાની વ્હાલી લીલાને હાલમાં અશ્રુપાત કરતી જોઈ બોલ્યો.

" ઓ જારીણી ! હવે રડે છે શા માટે ! પાપ કરતાં કાંઇ નહોતું લાગ્યું ? અફસોસ ! સ્ત્રીજાતિનો ભરોસો શો ? એ ઝેરી નાગણ કોની થઇ કે મારી થાય ? હાય ! મ્હેં તારે લીધે મારી માતાને દુ:ખી કરી—ગમે તેવા ભોગ આપ્યા ત્યારે તેં મને તેનો આ બદલો આપ્યો ? મેં તને શું અસંતોષ આપ્યો કે તું એ નીચ તરફ ખેંચાઇ ?

"વ્હાલા ? આ ભયંકર પ્રપંચ છે-નિર્દોષોને ફસાવવાની આ કોઇ પાપીની જાળ છે..."

"મેં જો કોઇ મારફતે સાંભળ્યું હોત તો હું સાચું ન માનત પણ મેં મારી આંખોએ જોયું છે અને મારા પોતાના કાનો-એ સાંભળ્યું છે !..."

"કાન્ત ! આ ભયંકર અન્યાય થાય છે ?"

"ચુપ-ઓ નીચ ! એક ગુનાહ કરી બીજો ના કર—પાપ કરી હવે ના છુપાવ."

વિવાહની વરસી થઇ-લીલાને સઘળી સામગ્રી રવડી ગઇ—ભોજન ભોજનની જગ્યાએ રહ્યું. સુન્દર ફૂલોના હાર કરમાવા લાગ્યા અને પ્રેમાળ જોડાની જીંદગીમાં ઝેર રેડાયું !

"કાન્ત !..." લીલા રૂદન કરતાં બોલી.

"લીલા ! હું તને સાંભળવા માગતો નથી. તારી પાપી વાણી સાંભળી હવે હું દુઃખી થવા ઈચ્છતો નથી. મેં તને હીરો જાણી પણ તું કાચનો ટુકડો નીવડી-મેં જ્યાં કંચન જોયું ત્યાં કથીર નીકળ્યું-હાય ! ઓ નીચ ! વ્યભીચારીણી ! તેં મારા જીવનમાં ઝેર રેડયું ! તેં મારી પાયમાલી કરી..."

"નહિ—નહિ—વ્હાલા ! એમ ના બોલો—હું પવિત્ર છું ! સૂર્ય અને ચંદ્ર તેના સાક્ષી છે—"

"તારી ફીલોસોફી હવે જવા દે—હું જાણું છું કે તું કેટલી પવિત્ર છે...તારો ગર્ભ પણ કોણ જાણે કોના પેટનો હશે ? ઓ નીચ, ઓ ઝેરી નાગણ ! તું મને ડંખી-તેં મારી પાયમાલી કરી..."

"કાન્ત ! આપ આ શું બોલો છો ? સૂર્ય પશ્ચીમ ઉગે ચંદ્રમાં પોતાની શીતળતા બંધ કરે, નદીઓનાં પાણી અવળાં વહે તો પણ આ લીલા આપ સિવાય કોઇ પણ પુરૂષનો વિચાર નજ કરે..."

"લીલા ! શું તું સાચું કહે છે..."

"પરમાત્મા સાક્ષી છે, કે હું પવિત્ર છું.

"મેં મારી આંખોએ..."

"ખાલી ભ્રમણા છે..."

"ત્યારે આ પત્રમાંના અક્ષર રજનીકાન્તના નથી એમ તું પુરવાર કરી શકશે ? વળી આ ફોટો ?..."

"એ ભયંકર પ્રપંચ જાલ છે"

રમાકાન્તને કાંઇ સૂઝયું નહિ. શું સાચું હશે તેનો નિર્ણય કરી શકયા શક્યો નહિ.

થોડીકવાર તદ્દન મૌન બેસી રહ્યો. આ વેળા લીલાએ ભોજન લેવાની વિનંતી કરી—ખાવા બેઠો પણ ખવાયું નહિ પાછો દીવાનખાનામાં આવ્યો.

"લીલા ! તું મને સાચું કહે—તું જો રજનીકાન્તને ચાહતી હોય તો હું તને તેને સોંપી દઇશ પણ એકવાર સાચું કહે—સાચું કહે..."

"વ્હાલા ! મારા કાન્ત ! સ્વપ્ન કે જાગ્રત કોઇ પણ અવસ્થામાં"

"લીલા ! તું નિર્દોષજ છે ?..."

"તદ્દન નિર્દોષ વ્હાલા !..."

"ત્યારે આવ—મને એક ચુમ્બન આપ" અનેક વિચારોના વમળમાં વીંટળાતો રમાકાન્ત બોલ્યો.

લીલા તેની પાસે આવી. ભરમાયલાં રમાકાન્તે તેના મોહક ગાલ ઉપર ચુંબન લીધું.

"દુર—દુર—તારા ચુંબનથી એક વેળા મને અમૃત સમાન શાન્તિ મળતી હતી...... પણ નહિ ! તે ઝેર હતું ! મેં જાણી જોઇ ઝેર પીધું—ઓ દુષ્ટા ! તેં મને ઠગ્યો—મારા જેવો એક ગ્રેજ્યુએટ નારી જાતીથી ઠગાયો—શરમ—અફસોસ ! કુલટા ! તેં તારી મોહજાળમાં ફસાવી મારા જીવનની પાયમાલી કરી. હાય ! એક વખત એવો હતો કે જ્યારે હું તારા સુખના દર્શન માટે દીવાના પેરે ચાલ્યો આવતો—આ એક એવો સમય છે કે જ્યારે મને તારૂં કાળું મુખ ઝેરી નાગણના જેટલું ભયંકર લાગે છે ! પાપીણી ! દુર થા—દુર થા—તારા પાપી સ્પર્શથી મારા દેહને અપવિત્ર ના કર—તારા ઝેરી સ્પર્શથી મારામાં ઝેર ના રેડ..."

"કાન્ત ! આ ભયંકર ભ્રમણા છે..."

"હું કેમ માનું ! તારા બોલવાપર વિશ્વાસ શો ?"

"રજનીકાન્ત મારે ભાઈ સમાન છે."

"તારૂં સ્ત્રીચરિત્ર હવે મને ન ઠગી શકશે–ઓ પાપીણી ! હવે વધુ પાપ ના કર–તું કુલટા ઠરી ચુકી–મેં મારી આ કમનસીબ આંખોએ જોયું છે–અને મારા કમનસીબ કાનોએ સાંભળ્યું છે. હવે મને વધુ ના ઉકાળ–તારી ઝેરી જબાન બંધ કર—તારૂં કાળું કર—"

"હાય ! મારે તમને કેમ સમજાવવા ? અરે ! ઓ પ્રભુ ! સહાય થા–ઓ સૂર્ય દેવ ! તું સાક્ષી પુર–"

રમાકાન્ત વિચારમાં પડયો.

"શું લીલા પવીત્ર હશે ?...હોય પણ...કંઇ સમજ નથી પડતી–" તે મનમાં બોલ્યો.

"પ્રાણ ! હું નિર્દોષ છું..."

"લીલા ! જો તું નિર્દોષ હોય તો આ પત્ર અને ફોટો શી રીતે આવે ?"

"એ એક ભયંકર પ્રપંચ છે—કોઈ પાપીની જાળ છે છે, વ્હાલા !"

"તારા પર કોણ વેર લેવાની ઇચ્છા કરે ?"

"ઇશ્વરને માલુમ કે શું સત્ય છે ?"

"લીલા ! મને એકવાર સાચું કહે–તું ચાહશે ત્યાં હું તને જવા દઈશ......"

"વ્હાલા ! મારો યા ઉગારો ! ચાહો વા તીરસ્કાર પણ હું તો આપનીજ દાસી છું—બાળક જેટલી નિર્દોષ અને નિર્મળ અન્તરની છું."

"લીલા ! પરમાત્માના સોગન ખાઈ કહે છે કે તું નિર્દોષ છે?"

"એકવાર નહિ પણ હજારવાર-હું નિર્દોષ છું વ્હાલા ! કસમ તે પવિત્ર પરમાત્માના—કસમ જમીન આસમાનના—કસમ મને આપના પ્રાણના વહાલા ! કે હું ફકત બહોતાનને લીધેજ દોષિત ઠરી છું."

" લીલા ! તું સાચું કહે છે !"

" તદન સાચું વ્હાલા !"

" મારા સમ !"

" તમારા સોગન કાન્ત !"

રમાકાન્ત કાંઇ બોલ્યો નહિ. લીલા તેની નજીક બેઠી. થોડીકવાર બંને ચુપ રહ્યા.

" લીલા ! ફરવા જઇએ."

" જેવી તમારી ઇચ્છા. "

તેઓ નદી કિનારે ફરવા નીકળ્યાં. ફરતાં ફરતાં થોડેક દુર નીકળી ગયા. રમાકાન્તની સ્થીતિ તદન અસ્થીર હતી. લીલા તેને રાજી રાખવા તે કહે ત્યાં જતી હતી. થોડેક દૂર નદીમાં એક નાનું હોડકું પડયું હતું. રમાકાન્તે તે જોયું અને નદીમાં ફરવા જવાનું મન થયું.

" લીલા ! નદીમાં ફરવા જઇશું ?"

"વરસાદના વખતમાં હોડીમાં બેસી નદીમાં ફરવા જવામાં ભય છે–"

" નહિ લીલુ ! એમાં મઝા છે. "

રમાકાન્તને રાજી રાખનારી પોતાના કાન્તની મરજીને આધીન થઈ. રમાકાન્ત પોતેજ હલેસાં મારવા લાગ્યો અને હોડી ઘણે દૂર નીકળી ગઇ.

"શું આ પાપીણી નિર્દોષ હશે ?" રમાકાન્તે પોતાના મનને સવાલ કર્યો.

" નહિ–નહિ–કંચન અને કામીની આગળ કોઇ પણ સ્થીર રહી શકેજ નહિ. અગ્ની આગળ ઘી તવાઇજ જાય–ખીલેલાં કમળને જોઇ ભ્રમર શાંત રહીજ ન શકે–' ભરમાયલું મન બોલ્યું અને ક્રોધના ભડકો થયો.

" ઠગાયો હું–ઠગાયો હું અરે ! કાતીલ ઓ ! નારી !
"જીગરમાં ડંખ દેતાં શું દયા ના, તુજને આવી ?
"હતું શું દુઃખ મુજ પાસે ? હતી શું ન્યુનતા મુજમાં ?
"જીગરનો ચાહ ન્હોતો તો–હૃદય અર્પ્યું જ શા માટે !

"બહેતર બોલવું કે ના–નથી હું ચાહતી તુજને !
"છતાં ચાહી–હૃદયથી ને બની તું બેવફા શાને ?
"અરે ! કાતીલ ઓ ! નારી ! દીધો તેં દંશ હા ! મુજને !
"જીવન ખારૂં, કીધું મારૂં, દીધો તેં દંશ હા ! મુજને !"
લીલા તરફ જોઇ રમાકાન્ત મનમાં બોલ્યો.
થોડીકવાર એકીટસે લીલાને જોઇ રહ્યો.
'સંભવે શું નિર્દોષતા–આવી સુંદરતા મહીં ?
" કુદરતે શાને બનાવી, સુંદર તુજને ઓ લીલા ?
... ... ... ... ... ...
" સંભવે ના સુંદરતા મહીં કદી નિર્દોષતા......
... ... ... ... ... ...

ભ્રમ વધ્યો—ચીત્ત ચકભ્રમ બન્યું. હૃદયપર કાબુ ન રહ્યો. અંતરમાં ઉંડો ઘા પડયો. નિરાશ અને દુઃખી દીસે તે બોલ્યો.

" લીલા ! અહિં આવ—"

લીલા નજીક આવી.

" આ મારૂં છેલ્લું ચુમ્બન ?" લીલાને એક ચુમ્બન લીધું.

" એમ કેમ બોલો છો, વ્હાલા ?"

" કારણ કે હું તારો ત્યાગ કરૂં છું."

" શા માટે વ્હાલા કાન્ત ?"

" ઓ નીચ પાપીણી ! હજુ સ્ત્રી ચરિત્ર ના ચલાવ–પવિત્ર હોવાનો દાવો છોડી દે—પાપનો પશ્ચાતાપ કર—અને તારા પેદા કરનારને યાદ કર–તું નીચ પાપીણી છે—"

" હાય ! ઓ વ્હાલા કાન્ત !"

" તારો કાન્ત હું નહી પણ તે પાપી–ઓ નીચ નાગણ ' હવે તારો ! અંત નજીક છે—તારી આ નદીના ઉંડા પાણીમાં કબર થશે ·

લીલા કંપી.

" દયા—દયા—વ્હાલા ! છેકજ ઘાતકી ના થાવ. હું તદન [illegible] છું."

" છેલ્લી ઘડીએ પણ જુઠું ! યાદ કર—યાદ કર—પાપી લીલા ! તારા પરમેશ્વરને યાદ કર—"

" મારા વ્હાલા કાન્ત ! બચાવો—દયા—દયા—"

રમાકાન્ત કંઇક વિચારમાં પડી લીલાનું સુંદર મુખ જોવા લાગ્યો.

" આજ સુંદર મુખે મારા જીવનની પાયમાલી કરી—એ ઝેરી નાગણ ! તું સજાને પાત્રજ છે. "

" દયા—દયા—"

" પાપીઓ માટે દયા હોયજ નહિ. "

ગુસ્સાના આવેશમાં તે ભરમાયલા ભરથારે લીલાને ઉંચકી નદીના ઉંડા પાણીમાં ફેંકી દીધી. જે લીલા માટે આસમાન જમીન એક કરી તેજ લીલાની તેના વ્હાલા કાન્તેજ પાણીમાં કબર કરી ! લીલાને નદીમાં નાખી રમાકાન્ત છુટે મ્હોએ રોઇ પડયો.

" ઓ ઇશ્વર ! મારી લીલાને શાંતિ આપજે. એ ગમે તેવી હતી પણ એક વેળાની એ મારી વ્હાલી માશુક હતી. શાંતિ પાંમજે વ્હાલી લીલા !...............

જીગર બળે મારૂં તદપિ લાચાર છું હું,
અરરરર ! હત્યારી કૃત્ય કેવું કર્યું તેં;
કોમલ વિષવેલી સુંદરી ઝેરવાળી,
બસ બસ એ જાતી નીચ ને નાશકારી.

... ... ... ... ... ...

આવું આવું બબડતો—શોક પામતો—ઘડીમાં હર્ષ પામતો—સ્ત્રી જાતિને ધીક્કારતો—જગતને ઝેરી ગણતો—રમાકાન્ત કિનારા તરફ હોડી હંકારવા લાગ્યો.

વળી થોડીવાર રહી તે બબડયો.

" ઝેરી હતી એ—ઝેરી હતી હા !—
" ઝેરી બન્યું છે મીઠું જીગર આ—

... ... ... ...

" અમૃત ગણી પીધું ઝેરનું હાય ! પ્યાલું;
" વિષમય સુંદરતા ઓળખી ના શક્યો હું. "

---

# પ્રકરણ ૨૫ મું.

---

## કુમળી કળીપર કુહાડાનો ઘા.

ગીરગામ બેકરોડ ઉપર આવેલા " કુમુદ કોટેજ " નામના એક સુંદર મકાનના બગીચામાં એક અઢાર વર્ષની સુંદરી કંઈ વિચારમાં લીન થઇ બેઠેલી નજરે પડે છે. આ સુંદરી તે આપણી સુધા. સુંદર સુધા અત્યારે લાચાર, ગમગીન અને ગરીબડી જણાતી હતી. તેનાં હૃદયપર જાણે કાંઇ ભયંકર આઘાત થયો હોય તેવું અનુમાન સહેજે થઇ શકતું. તેની સુંદર કાળી મોહક આંખોમાં ખાડા પડયા હતા. ભરાઉ રમણીય અવયવોવાળું શરીર સુકું થઈ ગયું હતું અને સુધાની સુંદરતા કંઇક ઓછી થઇ હતી.

તેનો પિતા નટવરલાલ તેને મણીપુરથી મુંબઈ લઇ આવ્યો. પહેલે દિવસે તો કાંઇ જાણવાજોગ બન્યું નહિ. નટવરલાલની પહેલી પત્નિ અને સુધાની માતા મરણુશરણ થવાથી નટવરલાલનાં ઘરમાં 'નવી'નું રાજય ચાલતું હતું અને સાવકી માતાને સાવકાં છોકરાં અપ્રિય હોયજ એવું હિંદુ સંસારના અભ્યાસીને કહેવું પડે તેમ નથી. સુધા અપર માતા—કમળાને અકારીજ થઈ પડી. ને સુધાને ઉંચી કેળવણી મળી શકી તે નટવરલાલની સહનશક્તિને લીધેજ. કમળાએ તે માટે નટવરલાલને ટુંપી ખાધો. છોકરી વધુ ભણાવ્યાથી વઠી જાય—વંઠી જાય—એવાં એવાં અનેક વાકયો નટવરલાલને કમળાએ સંભળાવ્યાં પણ નટવરલાલે સારા ભાગ્યે તેની દરકાર કરી નહિ અને સુધા જેમ તેમ અભ્યાસ પુરો કરી આશ્રમમાં જોડાઇ.

સુધા તેની જ્ઞાતિમાં સઉથી વધુ સુંદર મનાતી અને હતી પણ. આથી અનેક કુટુંબોમાં તેનાં માગાં થયાં હતાં. પણ નટવરલાલે કોઇને પણ દાદ આપી હતી નહિ. એક દીવસ કમળાની માએ પોતાના એક સગાને સુધા પરણાવવા માટે ભલામણ કરી. કમળાને માતાનું વચન તોડવું એ એક પાપ જણાયું. નટવરલાલ પર દબાણ થયું અને કાન્તિલાલ નામના એક ગ્રેજ્યુએટ યુવાન સાથ સુધાના લગ્ન

કરવાની વાત નક્કી થઇ. સુધાને એક પત્ર લખ્યો પણ રજનીકાન્તને ચાહનારી આવી નહિ. આથી નટવરલાલ પોતે મણીપુર ગયો અને સુધાને સમજાવી લઇ આવ્યો તે આપણે જોઇ ગયા છીએ.

પહેલે દીવસે તો કોઇ કાંઈ બોલ્યું નહિ. બીજા દીવસનું સવાર થયું. આજે રજનીકાન્તના કહેવા પ્રમાણે સુધાને તે મળવાનો હતો એટલે સુધા કંઇક આનંદમાં હતી પણ મળવાનો સમય થઇ ગયો અને મળનારો મળ્યો નહિ એટલે સુધા નિરાશ થઇ. રજનીકાન્તે એક ચોકસ જગ્યા આગળ સવારે નવ વાગે મળવાનું વચન આપ્યું હતું. રજનીકાન્તપર અચાનક આફત આવી પડી. સુધાના તાનમાં તે દોષીત મનાયો. લીલાપર સીતમ ગુજર્યો. રજનીકાન્ત—નીર્દોષ નીર્મળ અંતરનો રજનીકાન્ત રમાકાન્તના મનમાં બેવફા અને દુરાચારી મનાયો. આ તિરસ્કારથી રજનીકાન્ત અસહ્ય રીતે નિરાશ થઈ ગયો. આખા જગત્માં તેને પ્રપંચ—પ્રપંચજ નજરે પડયો. સંસાર તરફ તિરસ્કાર આવ્યો. અનેક તર્કવિતર્ક કર્યા પણ કાંઇ અનુમાન કરી શકયો નહિ. તેનો કોઇ પણ શત્રુ નહોતો એટલે રમાકાન્તે ખુલાસો સાંભળ્યા વિના તેનો તીરસ્કાર કર્યો તે માટે રમાકાન્ત પર કંઇક ગુસ્સો પણ આવ્યો. રમાકાન્ત જેવો મિત્ર ગયો અને નોકરી ગઇ તેથી તે નિરાશ થયો. સુધા જેવી પ્રિય સખીનો વિયોગ થયો એટલે 'પડતા પર પાટું' પડયું! કુદરતનો અભ્યાસી હવે શોકશાસ્ત્રનો અભ્યાસ કરવા લાગ્યો. અલ્પ સુખ પાછળ અગાધ દુઃખનો દરિયો જણાયો. આ દરિયામાં રજનીકાન્ત પડયો અને તણાવા લાગ્યો. તેને પોતાની ફરજનું, દેહનું કે જગત્નું કશાનું ભાન રહ્યું નહિ. પ્રેમ ગયો, મિત્ર ગયો, નોકરી ગઇ, લીલા જેવી બહેન ગઈ, માતા પિતા પ્રથમથીજ ગયાં હતાં—હવે જગતમાં તેનું કોઇ ન રહ્યું—એકલી સુધા! તેનો પણ વિયોગ થયો. આ તીવ્ર ઘા સહેવા સહનશીલ રજનીકાન્તનું પુરૂષ હૃદય પણ અશકત થયું. આટલું છતાં સુધાને આપેલું વચન તે ભુલી ગયો નહોતો. સુધાને ગમે તેમ કરી પોતાની કરવી એવો તેણે દૃઢ નિશ્ચય કર્યો હતો. એટલે મિત્ર વિયોગે—તથા પોતાપર આવેલા આરોપથી હૃદય બળીને ખાખ થતું હતું છતાં સુધાને

સુખી કરવા—પોતાની ધર્મ પત્નીને કરવાની પ્રબળ આશા આગળ પોતાનો શોક ભૂલી ગયો. સુધાના તાનમાં સુધાના નામનો જાપ જપતો—સુધા નામમાં રહેલું અમૃત પીતો પીતો તે મુંબઈ આવવા ઉપડયો.

ગાડીમાં તે આરસપહાણના પુતળાની પેઠેજ બેસી રહ્યો. સુધાની યાદ થતાં કંઈક લવતો—ધીમે ધીમે ગાતો.—

'પ્રીય હૃદય મારાં—તુજ વીણ સર્વ સુનું;'
'રમ્ય જગત મુજને તુજ વીણ ખાવા ધાતું;'

... ... ... ... ... ...

'વસી હૃદય સુધા ! જીગર અમૃત ભર્યું;'
'નયન તલસે મારાં પ્રીય તુજ દર્શ માટે.'

... ... ... ... ... ...

વળી વિચાર બદલાયા.

'હશે કાંઇ પાપ પૂર્વના આ જન્મે આવી નડયાં !
'મીત્ર હૃદય માંહી નીર્દોષી દોષીત ઠર્યો !

... ... ... ... ... ... ...

'પ્રભો ! કંઇ દે ન્યાય—યોગ્ય આ થતું નથી !
'મીત્ર હૃદયમાંથી શંકા છેદી નાખજે !'

રજનીકાન્ત એટલો વિચારમાં લીન હતો કે કેટલાં સ્ટેશનો ગયાં તેનું પણ તેને ભાન ન હોતું અને ટ્રેન વલસાડ છોડી આગળ સુંસવાડા કરતી ફુંફાડા મારતી પાણીના પ્રવાહ પેઠે આગળ વધવા લાગી. એટલામાં કમનસીબે સાંધાવાળાની ભુલથી પાટો અવ્યવસ્થીત હોવાથી ટ્રેન પાટાપરથી ખસી પડી અને અનેક આશા ભર્યાં જીવોના પેટમાં ધ્રાસ્કો પડયો. અનેક છુંદાઇ ગયા—કચડાઇ ગયા—અનેક ઘાયલ થયાં—કોઇને હાથમાં, કોઇને પગમાં કોઇને ડાચામાં એમ અનેકને ઇજા થઇ. પરદેશ જઇ વિદ્યા ભણી કીર્તિ મેળવવાની હોંસ રાખનારાની હોંશ સદાની મરી ગઇ. પ્રિય પતિને મળવા જનારી—ઘરસંસાર માંડવા જતી પ્રેમાળ અબલાની આશા ભંગ થઇ. સઘળાની આશા યમરાજાએ ભંગ કરી. રજનીકાન્ત

પણ બારીનો કાચ વાગવાથી ઘાયલ થયો. અને તેના માથામાંથી લોહીની ધારા વહેવા લાગી.

સુધાનો કાન્ત સુધાને મળવા જતાં ઘાયલ થયો અને ઉદવાડાની હોસ્પીટલમાં પડયો. ગરીબ બીચારી સુધા પ્રિયજનની રાહ જોતાં થાકી. પણ પ્રિયજન તો હોસ્પીટલમાં પડેલો એટલે કયાંથી આવે ? સુધા બે ત્રણ વખત ધારેલે ઠેકાણે આંટા મારી આવી પણ જેની અતિ આતુરતાથી રાહ જોવાતી હતી તે નજ આવ્યો. ગરિબ બાળા નિરાશ થઇ. ગમગીન ચહેરે, રડવા જેવા મ્હોડે ચીરાતા અંતઃકરણે પાછી ફરી. પોતાના રહેવાના મકાનના બગીચામાં આમતેમ ફરવા લાગી. સુંદર બગીચે સુધાની આંખને ગમ્યો નહિ. આંખો આંસુવાળી હતી અને મ્હોડા પર શોકનું વાદળું છવાયું હતું.

" શું મને ભૂલી ગયા હશે ?—ના—ના ખોટા પ્રેમી તો નથી ? ત્યારે કેમ ન આવ્યા ? શું કાંઇ વીઘ્ન નડયું હશે ? વ્હાલા..."

વ્હાલાના વીચારમાં ગમગીન અને નીરાશ થએલી સુધા વીચારમાં હતી—આજુબાજુ તે નજર નાખતીજ નહી. કમળાને સુધા અકારી લાગતો અને સુધાના છીદ્રો શોધવા કમળાએ સોગંદ ખાધા હતા એટલે તે સુધાની પાછળજ ખાઈ પીને મંડી હતી. બગીચામાંના નાના છોડવાઓના જુથમાં ભરાઇને કમલા સુધાનો સઘળો બકવાદ સાંભળતી હતી.

સુધાનો બકબકારો વધ્યો.

' કાન્ત ! મારા વ્હાલા કાન્ત ! આપ કયારે પધારશો ? અરે પ્રભુ ! મારી શી દશા થશે ?'

કમળા હવે વધુવાર શાંત રહી શકી નહિ. સુધા પર અતિ ગુસ્સો ચઢયો અને ક્રોધભરેલા અવાજે જાહેર થઇ બોલી.

" સુધા ? તું તારા કયા ધણીને યાદ કરે છે ? શરમ નથી આવતી આવી પાપી જીંદગી ગુજારતાં ?"

સુધા કેળવાયલી હતી. પોતાનું પેટ ભરવા શકિતવાન હતી અને તેથી તેણે સાવકી માતાની તાબેદારી નહિ ઉઠાવવાના કસમ લીધા હતા. કમળાનું તિરસ્કારભરેલું વાકય સાંભળી તે

સાંવધ થઇ. પોતાના બકવાદ માટે પસ્તાવો થયો, પણ કમળાના શબ્દોથી ગુસ્સો ઉપજ્યો.

'ભાભી ! જરા વિચાર કરીને બોલો—' ભમર ચઢાવી સુધા બોલી પણ કમળા તેથી ડરે તેવી નહોતી.

'શું વિચાર કરાવે છે ? રાંડ–તને આટલું બધું ભણાવી એજ તારા બાપે મુર્ખાઇ કરી. મેં તો પહેલાથીજ કહ્યું હતું કે એ વહી જશે—અને તેમજ થયું.'

'તમે ચુપ રહો છો કે ભાભી ?' સુધાએ બરાડ મારી.

'નહિ તો શું કરીશ મારા ઘરની પેટ ભરી !......'

'હું તમારી એક પાઇની પણ ઓશીયાળી નથી સમજ્યાં ! ઉલટું મેં તમને મારા પગારમાંથી કાંઇ આપ્યું હશે !...' સુધાએ રોકડું પરખાવ્યું.

'ઓહોહો ! ધાડ મારી, આજ સુધી વધારી મોટી કરી તે !'

'તેમાં શું ઉપકાર કર્યો ? મારી માતાનું પલ્લું મારા પિતા પાસેજ છે...'

આ સમયે નટવરલાલ આવ્યો.

'જોયું કે ? તમારાં શાણાં દીકરી બોલે છે તે ! તમે હવે એના લગ્ન કરી નાંખો–નહિ તો એ તો આપણાં કુળને કાળું કલંક લગાડશે. હમણાં 'વ્હાલા—વ્હાલા' કહી કોઇની સંભારણા કરતી હતી તે માટે મેં જરા ઠપકો દીધો એટલે મારાપર ગાળોનો વરસાદ વરસાવ્યો ! મુઇ હું અભાગણી ! મને કેમે જશજ મળતો નથી. હું કોઇનું ભલું કરવા જાઉં ત્યારે બધાને ભુંડીજ લાગું ? હું જાણું મા વગરની દીકરીને કોણ લાડ લડાવે જાણી 'સુધા— સુધા' કરૂં ને સુધાને મન તો કમળા જાણે રાક્ષસી ! હશે મારૂં કરમ !' કહી કમળા ડુંસકા ભરવા લાગી.

નટવરલાલ વિચારમાં પડયો—પત્નીના ભાષણમાં સત્યતા જણાઇ.

સુધાના વર્તનપર ગુસ્સો આવ્યો.

'સુધા ! તારે સ્વચ્છંદી ન થવું જોઇએ.'

ધીમે સ્વરે તેણે સુધાને કહ્યું.

'ભાઇ ! મારો કાંઇ દોષ નથી.' ગરીબ સુધા બોલી

'શું તું ' વ્હાલા—વ્હાલા ' કરી ન્હોતી બકતી ?' કમળા વચ્ચે પુરાઇ.

' તેમાં શું કાંઇ દોષ છે ?'

' જુઓ–તમારાં ડાહી દીકરી ! કુંવારી જીંદગીમાં કાળું કરવામાં કાંઇ દોષ જોતાં નથી :......'

' સુધા ! તારે સુધરવું જોઇએ. મેં તારા વિવાહ કાન્તીલાલ સાથ નક્કી કર્યા છે. '

નટવરલાલ આટલું બોલી કમળાને લઇ ઘરમાં ગયો. સુધાના હૃદયને આ આઘાત નહિ સહન થાય એવો કાતીલ વાગ્યો. આખા જગતમાં ક્રૂરતા જણાઈ. ભણેલી સુધા મુઝાઇ ગઇ. આંખોમાંથી આંસુની ધારા પડવા લાગી. સુંદર બગીચો–મનોહર છોડો અને નાની સુવાસીત કળીઓ સુધાને બીલકુલ ગમી નહિ. આમતેમ બગીચામાં ફરવા લાગી—ચીત અસ્વસ્થ થયું. કાન્ત કેમ ન આવ્યો? શું થયું હશે ? કાંઇ વીઘ્ન તો ન નડયું હોય એવી એવી શંકા થઇ. નિરાશ બાળા અનેક સ્વપ્નાં ઘડવા લાગી. કુમળું જીગર કચડાઇ ગયું. સુધાની સુંદરતામાં આ અસહ્ય આફતથી ઓછપ આવી. કાન્ત વિના કેમ જીવાય, કાન્તને કેમ તજાય, પિતાની આજ્ઞા કેમ તોડાય, એવા અનેક સવાલો તેની નજર સામે ખડા થયા અને તેથી તે મોહક સુંદરી તદન મુઝાઇ ગઇ.

"હાય ! મારા પ્રેમની આ કેવી દશા ? અરે વિભુ ! શું કાન્તને ન પરણાય ? જેને મારા જીગરે 'કાન્ત' માન્યો તેને જગત ન માને ? અરે ! ઓ ક્રૂર નસીબ ! તારામાં દયા છે કે નહી ! રમાકાન્તને માતા નડી—મને પીતા નડયા—સાવકી માતા નડી—અફસોસ !...શું પ્રેમ જેવી દૈવી વસ્તુની આવીજ દશા થતી હશે ? લયલી ને મઝનુ, શીરીન ને ફરહાદ, રોમીયો ને જયુલીઅટ સઘળાં ગયા–હા–એજ કાતીલ—મીઠા ગણાતા પ્રેમ માટે મરી ગયા—પતંગીઉ દીવા પર બળી મરે—ભ્રમરો કમળમાં કેદ પુરાય—અફસોસ ! ઓ પ્રેમ ! ઇશ્વરે તને બનાવ્યોજ શા માટે ? સઘળાના પ્રેમનો આખરી અંજામ બુરોજ આવ્યો–મારૂં પણ તેમજ થયું...

હાય ! વહાલા કાન્ત ! આપ શું મને ભુલી ગયા ? શું આપને હું અયોગ્ય જણાઇ-વ્હાલા ! આપ શામાં ગુંથાયા છો—પધારો—જલદી પધારો-કાન્ત ! બચાવો આ કચડાતી વેલીને ! હાય !...'

સુધાના શોકનો અવધી થયો. કાન્તની ધુન લાગી. જગત ક્રૂર લાગ્યું પોતાની મરહુમ માતાની યાદ જીગરમાં તાજી થઇ. રડી પડાયું. ગરીબડી થઇ ગઇ. ભાગ્યને શાપ દેવા લાગી. વીવાતાને અનેક ગાળો દીધી-બહાવરી જેવી થઈ ગઈ—શું થશે ? કેમ જીવાશે? એવા એવાજ વાકયો સુધા બોલવા લાગી. કેળવાયલી-સુંદર-પવીત્ર વીચારની સુધા દીવાની જેવી ભ્રમીત જેવી થઇ ગઇ. રડી રડીને આંખ ઉંડી ઉતારી મુકી-મોહક શરીર તાવી નાંખ્યું. અને જીંદગીની વસંત ઋતુમાં એક પ્રકારના ભયંકર તપ જેવી વેદના સહવા લાગી.

અસ્વસ્થ સુધા-આશા ભંગ સુધા આંટા મારતી મારતી એક ગુલાબના છોડ નજીક આવી. સુધાને જોઇને અથવા ખીલવાનો વખત થવાથી એક કલિની બીડાયલી પાંખડીઓ ખીલી ગઇ અને કલી મટી મધુર, મનોહર, સુંદર ફુલ થયું. સુધા તેના તરફ એકી ટશે એક પલ જોઇ રહી અને બબડી:—

"સુન્દર કળી ! તું શા માટે ખીલી બહેન ! શા માટે તું જગતના મોહમાં પડવા તૈયાર થઇ ! એમાં મોહકતા છે, મીઠાશ નથી. સૌન્દર્ય છે, સત્યતા નથી. ખરેખર ખીલવું, ખીલીને સુખી થવું ઘણા થોડાના ભાગ્યમાંજ હોય છે-હાય ? ગરિબડી કલી ! હવે તને કોઇ ચુંટી જશે-બે કલાક સુધી પછી પગ તળે કચડી નાખશે-કેવી ક્રૂરતા ? કેવી નીચતા ?...હાય ! તું શામાટે ખીલી ?........

સુધાનું હૈયું આટલું બોલતાં ભરાઇ આવ્યું.

'સુધા ! તારી દેહ પણ કચડાઇ જવાની, ઓ જગતચાલક ! મૃત્યુ આપ-મારે નથી જીવવું—હું સુખેથી મરીશ મારા વ્હાલા રજનીની યાદ કરતી-પણ હવે ના સતાવ—ના રીબાવ-"

સુધા ખુલ્લે મ્હોડે રોઇ પડી

સુન્દર સુધાના શોકનો અવધી થયો. રજનીકાન્ત માટે અનેક તર્ક વીતર્ક થયા. ભોળી બાળા શંકાશીલ થઇ. રજનીકાન્ત ભુલી

ગયો હશે એમ માનવા લાગી. વળી વીચાર ફેરવાયા " શું હશે " એવી ચીંતા થઇ. આશાભંગ ભામીની રડતી રડતી, નીરાશ હૃદયે વ્હાલાનો વીચાર કરતી, તેના આગમન માટે પ્રાર્થના કરતી, પોતાના ઓરડામાં આવી. તો ત્યાં પણ તેના હૃદયના ચીરા થઇ ગયા. એક ટેબલપર " સરસ્વતીચંદ્ર"નું પુસ્તક પડયું હતું. પુસ્તક ખુલ્લું પડયું હતું. સુધા તેની નજીક ગઇ. તેમાં કુમુદની હૃદય ફાડી નાખનારી સ્થીતિનું લેખકે વર્ણન કર્યું હતું. સમર્થ વિદ્વાનની રસીલી કલમમાંથી ઝરેલા કરૂણ ઝરાથી સુધાનું હૃદય ચીરાઇ ગયું, કુમુદની સ્થીતિ નજર આગળ રજુ થઇ ગઈ—પોતાની સ્થીતિ કુમુદ સાથ સરખાવી રડતાં રડતાં બોલી.

" કુમુદ ! હું તારાજ જેવી છું. તારો ચંદ્ર કમનસીબે વહાણ આડી દિશામાં જવાથી " રત્નનગરી " ન આવ્યો અને મારો "કાન્ત" શા માટે ન આવ્યો તે હું જાણતી નથી—કુમુદ ! તારાજ જેવી મારી દશા થઇ–હાય ! એક વેળા.

" આશા ભંગ થઇ ભામીનિ,
ફરે સ્તુતી કરી સ્વામીની

એવું વાંચી હું તારી દયા ખાતી. મારી દયા કોણ ખાય ? ઓ જગતપીતા ? આ શું યોગ્ય થાય છે ! હાય ! રજની ! આ શું પ્રેમીની રીતો છે ? પ્રેમની લગન લગાડી સંસાર વગડામાં એકલી તજી દેવી એ શું રજનીકાન્ત ! તારી વિદ્યાને ઝાંખપ લગાડનારૂં નથી ? હાય :...પ્રભુ !...કંઇ માર્ગ બતાવ !...દયા કર—દયા કર—" નમાયી સુધા મુઝાઇ ગઇ. અસહ્ય વેદના તેના કોમળ અંતઃકરણમાં થઈ. હૃદય ચીરાઇ ગયું. આંખોમાંથી આંસુઓ પણ ખુટી ગયા. ગમગીન ગરીબડી સુધા એક ખુરશીપર લમણે હાથ દઇ પડી.

" કાન્તનું કાંઇ ઠેકાણું નથી. અહિં આ લોકો લગ્નની તૈયારી કરે છે. ઓ ઇશ્વર ! મારૂં શું થશે ?" આવા વિચારમાં તેની વેદના વધી— ચીત્ત ચકભ્રમ થયું–એક વાર વળી ધારેલે સ્થાને ફેરો મારી આવવા વીચાર કર્યો. ત્યાં ગઈ. અને નીરાશ થઇ. જેની જરૂર હતી તે હજુ આવ્યો નહોતો. શું હશે ? એજ વીચાર સુ-

ધાના હૃદયમાં રમી રહ્યો. કાન્ત માટે ચીન્તા થઇ. પોતાના વચનને દ્રઢતાથી વળગી રહેનાર રજનીકાન્ત વચનભંગ થાય એ અસંભવીત મનાયું. વળી પાછી નિરાશ બાળા પોતાના મકાનમાં આવી અને રડવા લાગી.

સુધા પોતાના ઓરડામાં પાછી આવી. મનને બહુ સમજાવવા, દ્રઢ થવા, હીમ્મત ધરવા સમજાવ્યું પણ મનપર કાબુ રાખવા સુધા અસમર્થ નીવડી. તેની આંખો રડવા લાગી. અનેક વીચારો કરવા લાગી. કાંઇ અનુમાન થઇ શક્યું નહી. અન્તે પત્ર લખવા વિચાર કર્યો. પત્ર લખવા બેઠી. બે ત્રણ કાગળ બગાડ્યા. શું લખવું તેજ સુઝ્યું નહી. આખરે નીચે મુજબ ચીતરાયું.

"વ્હાલા કાન્ત,

આપના કમનસીબ સુધા અહીં આપની જુદાઇના તાપથી બળે છે. આખા જગતમાં ક્રૂરતા અને જુલમજ જણાય છે. સઘળે ક્રૂરતાનો અમલ થઇ રહ્યો છે. મારૂં શું થશે તે પ્રભુ માલુમ, પણ આપે તો તજી દીધી હોય એવું જણાય છે; કારણ કે આપની આવવાની વેળા વીતી ગઇ છે અને અહીં જે જુલમ ગુજરવાનો છે તે ગુજરવાનો સમય નજીક આવતો જાય છે. હશે, મારૂં દૈવ!—તમે સુખી હશો એવી પ્રાર્થના! લી० તમારી સુધા."

આ પત્ર કવરમાં બીડી સુધા પોતેજ પોષ્ટ કરવા ગઇ. પત્ર પોષ્ટ કરી એકવાર નિયત સ્થાને પણ જઇ આવી પણ ત્યાં નિરાશાજ મળી.

પાણીના પ્રવાહ પેરે પણ સુધાના મનમાં જાણે બે યુગ વહ્યા હોય તેમ બે દિવસ પસાર થઇ ગયા. આજે રજનીકાન્તનો જવાબ આવવો જોઇએ. સવાર થતાંજ પોષ્ટના પટાવાળાની સુધા રાહ જોવા લાગી ટપાલ આવી—પણ તેમાં રજનીકાન્તનો પત્ર નહોતો. સુધા તદન નિરાશ થઇ. આખા જગતમાં અંધકાર જણાયો. એક અઠવાડિયામાં તો તેનાં લગ્ન થવાનાં હતાં. રજનીકાન્ત બેવફા મનાયો અને સુધાને તેનાપર કંઇક તીરસ્કાર આવ્યો.

"હશે, મારૂંજ નસીબ એવું હશે તો તેમને પણ બેવફાઇ સુઝી—અફસોસ!"

આ અરસામાં કમનસીબે સુધાએ એક પણ વર્તમાન પત્ર વાંચ્યું નહિ એટલે તેને અકસ્માતની ખબર પડી નહિ. રજનીકાન્ત તેને ભૂલી ગયો એમજ તેણે માન્યું. રજનીકાન્તે સુધાને વીખુટાં પડતી વેળા પોતાની લોકેટ આપી હતી. આ લોકેટમાં રજનીકાન્તની છબી હતી. તેના તરફ સુધા એકીટસે એ પલ જોઇ રહી.

"શું આ સુંદર મુખવાળો બેવફા હોય ?...ના—ના—પ્રમીત મન ! તું એ નીર્દોષ નરનું અપમાન કરે છે ! કાન્ત ! મને માફ કરો—વ્હાલા ! આપ કુશળ હો એટલે મને સ્વર્ગ મળ્યું ! વ્હાલા ! આપ કેમ ન આવ્યા ! અરેરે ! શું થયું હશે ?" આ ભ્રમણાથી સુધાની તબીયત બગડી. તાવથી સુધા પટકાઇ પડી. લગ્ન એક અઠવાડયા પછી કરવાનાં હતાં એટલે વર અને વહુ પક્ષ ગભરાયાં. સુધાની ઉત્તમ સારવાર થઇ—અને સુધા બે ત્રણ દિવસમાં સહેજ સારી થઇ.

સુધાના લગ્ન તદન નજીક આવ્યાં. ઘર તજી સઘળાં " મદન બાગ"માં લગ્ન કારણે ગયાં. સુધાને પીઠી ચોળવાનો દિવસ પણ આવ્યો. આવતી કાલે "પીઠી" ચોળવાના હતી. અને લગ્ન ક્રીયાનો આરંભ થનાર હતો. સુધાનું હૃદય ફાટીને ચીરાઈ જતું હતું. રજનીકાન્તની સખી કાન્તીલાલની શી રીતે થશે ? કાન્તીલાલને શી રીતે ચાહશે ? એ ખ્યાલે સુધાને દીવાની બનાવી મુકી. ધ્રુજતી ધ્રુજતી ગરીબ બાળા નટવરલાલ પાસે આવી. નટવરલાલને સુધા જોઇ મરેલી પત્ની યાદ આવતાં કાંઇક લાગણી થઈ અને સુધાને વ્હાલથી બોલાવી.

' સુધા ! બહેન ! તું દુઃખી કેમ ?"

સુધાને આ શબ્દોથી શાંતિ થઇ. પિતા પાસે વિનંતી કરવાની હિમ્મત આવી. કંઇક આશા પણ ઉત્પન્ન થઇ.

"ભાઇ ! મારી એક અરજ......" સુધાથી રડી પડાયું. નટવરલાલની છાતી ભરાઇ આવી. સુધાના માથાપર પિતાનો માયાળુ હાથ ફર્યો.

"બહેન ! તને શું જોઇએ છે ?"

"ભાઈ ! મારાં લગ્ન......" સુધાથી વધી ન બોલાયું. કક

રૂંધાઇ ગયો. જીભ અટકી ગઇ અને નટવરલાલની સ્થીતિ પણ અસહ્ય થઇ પડી.

"ભાઇ !" ગરિબ, રાંક, નિરાશ બાળાએ ફરી બોલવા પ્રયાસ કર્યો.

"ભાઇ ! મારાં લગ્ન હાલ બંધ રાખો." સુધાની વિનંતી પૂરી થઇ. નટવરલાલ સાંભળી રહ્યો. સઘળી તૈયારી થઈ ગઈ હતી. વિવાહનો દસ્તાવેજ તેણે કરી આપ્યો હતો. ન્યાતમાં વિવાહ તોડનારને જ્ઞાતિબહાર કાઢવાની સજા થતી. જ્ઞાતિના જુલમથી નટવરલાલ ડર્યો અને લથડતા અવાજે બોલ્યો.

"બહેન ! કાંતિલાલ તને તદન લાયક છે; એ પણ બી. એ. સુધી ભણેલો છે, રસિક છે, અને સાહિત્યનો શોખીન છે—તને એ સુખી કરવા સમર્થ છે, સુધા !..."

"ભાઇ એ લાયક છે એની હું ના પાડતી નથી પણ મારૂં હૃદય એને લાયક ગણતું નથી. મારે એને નથી પરણવું—મારે કુંવારાજ રહેવું છે."

કમળા આ વખતે ત્યાં આવી. તેના કાને છેલ્લા શબ્દો અથડાયા અને તેથી તે બોલી.

'કોને કુંવારા રહેવું છે ?'

'સુધાને !—'

'એ તમારા હાથના કર્યાજ તમારા હૈયે વાગવાના ! મેં તો બહુએ કહ્યું કે ના ભણાવો—બહુ ના ભણાવો—એ છકી જશે—અને તેમજ થયું—હું બોલું ત્યારે ભુંડી થાઉં—રાખો હવે દીકરીને કુંવારી ! અને એને વર્તવા દ્યો ગમે તેમ—' કમળાએ અંતરની દાઝ કહાડી

પિતાને વિનંતી કરવા આવેલી બાળા અસહ્ય રીતે નિરાશ થઇ—ગમગીન, નિરાશ, ગરિબડી થઇ ગઇ—વધુ બોલી શકી નહિ. સુધાને કાન્તીલાલ યોગ્યજ છે એમ નટવરલાલે સંતોષ લીધો. 'નવી'નો તિરસ્કાર કરી શકયો નહી. 'નવી'ના હુકમને માન આપવુંજ પડયું. સુધાની માગણી અયોગ્ય મનાઇ.

સુધાને માથાથી પંપાળીને બોલ્યો.

"સુધા ! તને કાન્તિલાલ તદન યોગ્ય છે."

"ભાઇ ! દયા...દયા..."

"હવે તારા નાટક જવા દેને ! તદનજ વહી ગઇ છે ! શરમ નથી આવતી પરણવાની ના પાડતા ?...કયા તારા..."

સુધા રડી પડી. નિરાશ થઇ ગઇ. સાવકી માતાના જુલમ તળે નિર્દોષ, ગરિબ કેળવાયલી બાળા કચડાઇ ગઈ. અને ગરિબ સુધા માતા પિતાની મરજીને તાબે થઇ. કમળાએ આગમજથી ચેતી સુધાને નજરકેદ રાખવા માંડી. લગનનો દીવસ આવી પહોંચ્યો અને રડતી—વિલાપ કરતી—સુધા આજે પારકી થનાર હતી. સુધાના હૃદયના આજે ચીરા થઇ ગયા. આખો દિવસ કરૂણાજનક વિલાપ કરી પસાર કર્યો પણ તે બિચારીની કોઇને પણ દયા આવી નહિ. આખરે કાંતિલાલ વીલાયતી બેન્ડના મોહક સરોદ સાથ વાજતે ગાજતે માંડવે આવ્યો. મંડપમાં તેને પધરાવવામાં આવ્યો. બ્રાહ્મણો વેદના મંત્રો ઉચ્ચારવા લાગ્યા અને હવે "કન્યા પધરાવો સાવધાન–" એવા શબ્દો સંભળાયા. સુધાનો મામો સુધાને મંડપમાં પધરાવવા સુધાના રૂમમાં ગયો પણ અફસોસ ! ત્યાં તેણે શું જોયું ? સુધા તેના રૂમમાં નહોતી. તુરતજ તેણે બૂમ મારી. સઘળાં ભેગાં થયાં. દોડાદોડ થઇ રહી. સુધાની ઘણી શોધ થઇ. "મદન બાગ"ના ખુણે ખુણામાં તપાસ કરી પણ સુધાનો પત્તો મળ્યો નહિ. આખી જ્ઞાતીમાં ચકચાર ચાલી રહી. ભણેલી કન્યા વગોવાઇ અને મંડપે આવેલો વર પરણ્યા વીના પાછો ગયો ! પોલીસને ખબર અપાઇ ! સુધાના શોધ માટે ડીટેકટીવ પોલીસના અમલદારને રોકવામાં આવ્યા અને એવી અનેક ધાંધલો વર અને કન્યા પક્ષ તરફથી થઇ ! ગરીબ બીચારો કાંતિલાલ—સુધા જેવી રૂપાળી અને સુગુણવતી કન્યાને પરણી સુખી થવાની આશા રાખતો કાંતીલાલ ઘણો નિરાશ થયો અને આખું મુંબઇ આ બનાવથી આશ્ચર્યચકીત થઇ ગયું !

પ્રિય વાંચક ! રજનીકાન્તને ચાહતા શીખેલી આપણી નવલકથાની સુંદર નાયીકા સુધા કુમારી અણીની વેળાએ કયાં ગુમ થઇ ગઇ?

---

# પ્રકરણ ૨૬ મું.



## લીલાનું શું થયું ?

રમાકાન્તે લીલાને નદીના વહેતા પાણીમાં હોમી દીધી. તે ભરમાયલા ભરથારે પોતાની નિર્દોષ વ્હાલીને વિના વાંકે તજી દીધી. લીલાને પાણીમાં ફેંકી દઈ રમાકાન્ત ઝડપી વેગે પાછો ફર્યો અને એકાદ ગાંડા મનુષ્ય પેઠે આશ્રમમાં ગયો. ત્યાં સુધાની ગેરહાજરીથી વધુ બેચેન બન્યો. વીરમતી નામની એક બીજી કેળવાયલી સ્ત્રીને આશ્રમનું કામ સોંપી તે પોતાના મનને શાંતિ આપવા તાપી નદીના કિનારા પર ફરવા લાગ્યો.

" લીલા ! અભાગણી લીલા ! બેવફા લીલા ! મેં તને શુ અસંતોષ આપ્યો ? હું કેવો મુર્ખ ? નારી જાતીની પ્રપંચી જાળમાં હું કેવો ફસાયો ? ખરેખર, કલીયોપેત્રા ! સીઝર તારે લીધે મરણુ શરણ થયો તેમાં તેનો કાંઇ વાંક નથી. એન્ટની ? તું દયાને પાત્ર છે ! હારમેચીઝ ! ધર્મથી અને ફરજથી ચુકેલા હારમેચીઝ ! હું તારૂં વૃત્તાંત વાંચી તને ધિક્કારતો હતો—પણ નહિ, એ કાળી નાગણોની જાદુઇ આંખો પુરૂષોપર સીતમ ગુજારે છે ? અરેરે લીલા ? ઓ પાપીણી! તારામાં પણ આટલા બધા પ્રપંચ કરવાની શકિત હશે એવું મેં સ્વપ્ને પણ ધાર્યું ન્હોતું ! પાપી પીંગળા ! તું મરી ગઈ—પણ તારા ગુણો હજુ જીવતા છે? ઓ દુષ્ટ લીલા ! આ પવિત્ર તાપી નદીના પવીત્ર જળને તું અપવિત્ર કરશે ! નીચ—કુલટા હવસી-હરામી—" એકાદ ગાંડા આદમી માફક આવું આવું બકતો નદી કિનારે ફરવા લાગ્યો. રજનીકાન્તના માંડવા નજીક ફરતો ફરતો આવ્યો અને બોલ્યો.

" ઓ સફેદ ચામડીના કાળા કાગ ! તું પણ કેવો પ્રપંચી નીવડયો ? અરેરે ! જેને મેં સુખી કરવા અનેક ભોગ આપ્યા તેજ બેવફા થયો ! હાય ! અફસોસ ! નીમકહલાલી અને વફાદારી એ સહુ બોલવાનું ! લાખમાં એકજ સાચો હોય ! ઓ નીચ હવસી•કુતરા ! તને સુધા ચાહતી હતી—સુધા તારી હતી—

છતાં શું જોઇ તેં તારા મીત્રનાજ સુખનો નાશ કર્યો ? ઓ હરામી! તારા જેવા હવસી રાક્ષસોથીજ આ ભારતમાતામાં દારીદ્રતા ને પરતંત્રતા આવી ! હાય ! બસ, થયું–પુરૂં થયું–મારૂં સુખ આજે પુરૂં થયું–મારો આનંદ અને વૈભવ નાશ પામ્યો–આખું જગત બેવફા છે–વફાદાર જેને જેને મેં ગણ્યા તે સઘળા બેવફા નીવડયા ! લીલા ! અરે, જેને મેં મારૂં તન મન, ધન અર્પણ કર્યું તેજ મને બેવફા થઇ તો પછી બીજાનો વિશ્વાસ શો ? રજનીકાન્ત જેને માટે મારો પ્રાણ પણ આપવા હું તૈયાર હતો તેણેજ મારા જીવનમાં ઝેર રેડયું તો પછી વફાદાર તે કેવાક હશે ? "વફાઇ" શબ્દજ આ કલીયુગમાં નાબુદ થવો જોઇએ. ઓ જગત ! જગતનાં મીઠાં સુખો ! અને સંસારના વૈભવો ! પ્રણામ–તમને છેલ્લાં પ્રણામ ! પાપી લીલા ! તારા અન્ત સાથ મારા સુખોનો પણ અન્ત આવે છે તેથી તું મલકાજે ! જરૂર મલકાજે–તારા જેવી બેવફાને મલકાયલી જોઇને હું રાજી થઇશ ! મેં તને ચાહી છે તું મને બેવફા નીવડી–હું નહિ–તારામાં મેં મારૂં સુખ માન્યું–તું ગઇ–મારૂં સુખ પણ ગયું–બસ બસ–જાવ–મારાં હૃદયમાં વસેલી આનંદ વૈભવની આશાઓ ! લીલા સાથે આનંદ કલરવ કરવાની આશાવાળાં સ્વપ્નાંઓ ! જાવ–બસ દુર થાવ–આ હૃદયમાં હવે પ્રેમ નથી–હવે આ અંતરમાં સંસારની મોહ કે માયા નથી. રમાકાન્ત, હવે બાળક રમણ નથી,–પ્રણયી "કાન્ત" નથી–પણ વૈરાગી ભરથરી જેવો એક યોગી છે. સંસાર ! તને છેવટના પ્રણામ ! ઓ દુનીઆની મોહમાયાઓ ! જાવ–દુર થાવ–મારી આંખોને તમારા તરફ ના આકર્ષો–મારા હૃદયને તમારા તરફ ના ખેંચો–લીલા ! તું નદીની તળેટીમાં સુખી થજે– તું ગઇ–તું બેવફા થઇ–તારા પાપથી ગઇ–પણ તેથી હું તને તદ્દન ભુલી તો નહિ જાઉં લીલા ! એક વેળાની મારી વ્હાલી લીલા ! તેં મને સ્વર્ગ પણ બતાવ્યું ! અરેરે ! મારી વ્હાલી લીલુ ! તને આ શું સુઝયું ? અરે "કાન્ત" ના મીઠાં નામથી મને પોકાર કરનારી ! તને આ ભયંકર પાપમાં કોણે નાંખી ? હાય ? હાય ! રમાકાન્ત ! તારા સુખનો અસ્ત થયો. જેને ચાહી–જેને માટે માતાનું કહ્યું ન માન્યું તેનીજ તેં નદીમાં કબર કરી–કમનસીબ રમણ ! તે કોમળ ફુલને તે કચડી નાખ્યું–વ્હાલી

લીલા ! તું ગઈ—રડવાને માટે મને છોડી ગઈ—લીલા ! લીલા ! મારા હૃદય ! મારી વ્હાલી લીલા !" લીલાનો નાશ કરનાર લીલાને યાદ કરવા લાગ્યો. લીલાનો મીઠો પ્રેમ તેને ડંખવા લાગ્યો. લીલા વિના જગત્‌માં સુનકાર જણાયું.

" રમાકાન્ત ! તારી વિદ્યાપર તેં પાણી ફેરવ્યું. જે નીચ કુલ-ટાએ વ્યભીચાર કરી તારા પ્રેમનો તિરસ્કાર કર્યો તેને માટે પસ્તાવો કેવો ? તેની યાદ કેવી ? તેના પ્રેમની સંભારણા કેવી !—" વળી પાછા વિચાર બદલાયા.

" રજનીકાન્ત ! ઓ જાલમ બદમાશ ! તું મારી નજર સામે હોય તો તારા રાઇ રાઇ જેવડા ટુકડા કરી નાખું. હાય ! મારૂં ખાઇ મારૂંજ સત્યાનાશ વાળ્યું ? અરે, લીલાને " પ્રિયા " કહી સંબોધતાં તારી જીભને કાંટો કેમ ન વાગ્યો ? તને તે સમયે કાળો સાપ કેમ ન ડસ્યો ? લીલા ! પાપીણી ! તને તો સજા થઈ—આ પાપી રહ્યો—એને પ્રભુ સજા કરશે—લીલા ! તું ગઇ—ગઈ "

રમાકાન્તની આ ભ્રમીત સ્થિતિનું પુરેપુરૂં વર્ણન કરવા અ-મે અશક્ત છીએ. ઘડીમાં તે લીલા સાથેનો પ્રેમ સંભારી—લીલાના મુખમાંથી ઝરતાં " કાન્ત " ! " પ્રાણ " " વહાલા, " જેવાં મીઠાં ઝરણ યાદ કરી પોતાના કર્તવ્ય માટે પસ્તાતો—ને કોમળ ક-ળાને છુંદી નાંખવા માટે કમકમતો. સ્ત્રી હત્યાનું ભયંકર પાપ થઇ જવાથી તે ડરતો—હૃદયમાં આઘાત થતો.

" લીલી—વ્હાલા લીલા ! તારા વિના કેમ જીવાશે ? તારી શી દશા થશે ? અરેરે ! મેં તને મારી નાખી—પાણીમાં ફેંકી દી-ધી. હાય ! રમાકાન્ત ! તેં આ શું કર્યું ? અરેરે ! તારા દયાળુ જીગરમાં તે સમયે જરા પણ દયા ન આવી ! રમાકાન્ત ! કમન-સીબ રમાકાન્ત ! ઘાતકી રમાકાન્ત ! તું દયાળુ શાનો ? તું વિદ્વાન્ શાનો ? લીલા ગુનેહગાર હતી કે કેમ ? તેં કોઇનું કાંઇ સાંભળ્યું પણ નહિ. એકદમ બીચારીને આ ક્રૂર હાથોએ નદીમાં ફેંકી દીધી—હાય ! અરેરે, કેટલી નીર્દોષ ? નદીમાં ફરવા આવતાં પણ તે અચકી નહિ—હાય તે નિર્દોષજ હોવી જોઇએ—હા—છેવટ સુધી તેના મુખ પર પવિત્રતાનું તેજ હતું—" રમાકાન્ત આવું બોલી રડવા લા-

ગયો. લીલા હૈયે ચઢી આવી. વળી રજનીકાન્તના માંડવાપર નજર ગઈ.

"નહિ–નહિ–એ સંભવેજ કેમ ? માનસરોવરને કીનારે હંસ જાય અને પાણી પીધા વિના પાછો આવે એ કેમ બને ? ભ્રમર કમળને જુએ અને ચટકા ભર્યા વિના ચાલ્યો જાય એ શી રીતે બને ! કામી અને કામીની એકાંતમાં મળે–અને પવિત્ર રહે !! તદન અસંભવીત ! કંચન અને કામીની જોઇ મોટા મોટા ઋષી મુનીઓ ચલિત થાય તો રજનીકાન્ત શું હીસાબમાં ? મુર્ખ રમાકાન્ત ? તારા જેવા ગ્રેજ્યુએટને એક સ્ત્રી–નાદાન સ્ત્રી ઠગી ગઇ––કેટલું શરમ ભર્યું ? ભર્તૃહરી વૈરાગી ભતૃહરી ! તમારા જેવીજ મારી દશા થઇ–હાય !......"

રમાકાન્તને જીવન તદન ખારૂં જણાયું. મણીપુરમાં આમતેમ ફરતો—રજનીકાન્તનો માંડવો–લીલાના રહેઠાણ માટે બંધાતા બંગલાવાળી જગ્યા. લીલા સાથ રહેવા માટે ખરીદેલું કામચલાઉ મકાન એ સઘળું જોઈ રમાકાન્તને પારાવાર શોક થયો. લીલા અને રજનીકાન્ત જેવા વફાદાર મનાતા મનુષ્યો તેના ન થયા તો પછી વફાદાર કોણ ? આખું જગતજ બેવફા મનાયું. રમાકાન્તને જગતપર તીરસ્કાર આવ્યો. ભાનમાંને ભાનમાં સુરત આવ્યો. "લક્ષ્મી ભુવન"માં ગયો. કાન્તાને જોઇ અને પાછો સળગી ગયો "લક્ષ્મી ભુવન"ની સુંદરતા, તાપી નદીની રમણીયતા, કાન્તાની લાવણ્યતા અને આખા બંગલામાંનાં વૈભવ વિલાસની વસ્તુઓ એ સઘળું રમાકાન્તને કાળાગ જેટલું ભયંકર અને સોમલ ઝેર જેવું કડવું જણાયું.

લક્ષ્મીબાઇ અને કાન્તા પણ અજબ થયાં. રમાકાન્ત સુરત આવ્યો ત્યાર પછી પ્રમાદચંદ્ર આવ્યો. છુપી રીતે કાન્તાને સઘળું કહ્યું અને કાન્તા રાજી થઇ. પ્રમાદચંદ્રને હૈયાનો હાર એકવાર કહ્યો. એક ચુમ્બનનો સ્વાદ ચખાડયો અને આ ક્ષણીક સુખમાં તે પાપીએ પ્રેમીઓનું સત્યાનાશ વાળ્યું. રમાકાન્ત જેવા દયાળુ નરના જીવનને ખારૂં કરી નાખ્યું. કાન્તાએ રમાકાન્ત હવે પોતાનો થશે એમ માન્યું. એવા આનંદી સ્વપ્નાં જોયાં અને "કાન્ત"ને ગમવા

માટે અનેક પ્રકારનાં વલખાં માર્યાં પણ કુલ નારી જાનીને ધીકારનારો રમાકાન્ત તેના નખરાંથી મોહ્યો નહિ. પરીને શરમાવે એવું પોતાનું રૂપ છે એમ કાન્તા દઢતાથી માનતી છતાં રમાકાન્ત લોભાયો નહિ–તેના તરફ એકવાર સ્નેહભીની આંખોએ જોયું શુદ્ધાં નહિ તેથી કાન્તાએ તેને અરસિક માન્યો. રમાકાન્ત કોઇ સાથ વાત પણ કરતો નહિ. વેપાર ધંધા તરફ ધ્યાન આપતો નહિ. લક્ષ્મીબાઇ બોલાવે તો હા–અને ના–ઓજ પતાવતો. કાન્તા સાથ તો બોલવાના કસમજ લીધા હતા. આખો દીવસ પોતાના ઓરડામાં બારણું બંધ કરી બેસી રહેતો અને તદન એકાંત જીંદગી ગુજારતો. કોઇ વેળા લીલાનો મીઠો પ્રેમ યાદ આવી જતો તો રડી પડતો. લીલા નિર્દોષ હશે કે દોષીત એવો પ્રશ્ન પણ થતો. રજનીકાન્તની અખંડ વફાદારી યાદ આવતી. તે કયાં ગયો હશે તે માટે ચીંતા થતી પણ બીજીજ પળે ભરમાયલું મન પાછું અંને પ્રિયજનોના ભયંકર ગુનાહ માટે તેને ઉશ્કેરતું અને નિર્દોષો પાપી મનાતા.

"શું લીલા નિર્દોષ હશે ?..."

લમણે હાથ દઈ આ પ્રશ્ન પોતાના અંતરને પુછી રમાકાન્ત જવાબ મેળવવા માટે પોતાના ઓરડામાં કલાકોના કલાકો સુધી બેસી રહેતો. તેના જીવનમાં ઝેર રેડાયું હતું. તેને જગત તદન નિઃસાર અને અંધકારમય જણાયું હતું.

"ઘટે ન નિર્દોષતા–જ્યાં વસી સુન્દરતા રૂડી;
"કુદરતે શાને જગતમાં સુંદરતા પેદા કરી ?"

* * * * *

પ્રિય વાંચનાર ! નદીમાં ફેંકાયલી કમનસીબ લીલાની શી દશા થઇ ? પાણીની સપાટીપર તે ભાગ્યહીન બાળા એકવાર આવી તડફડતી–વલખાં મારતી–પછડા મારતી—બેઆકળી જેવી–તીવ્ર વેદના સહેતી દીવાની સ્ત્રીની પેઠે એક લાકડા કટકાને વળગી પડી–સુભાગ્યે આ લાકડાનો ટુકડો મોટો હતો અને લીલા તેનાપર જેમ તેમ કરી બેઠી. પાણીમાંથી તો બચી.

લીલાએ લાકડાના તરાપાપર બેસી આજુબાજુ નજર ફેંકી. સઘળે નિર્મળ બીલોરી કાચ જેવું સ્વચ્છ પાણી પથરાયલું હતું.

શુદ્ધ પાણીની સપાટી ઉપર મનોહર લીલા જળદેવી જેવી શોભતી. અને પોતાની સુંદરતા પોતાની સખી તાપી નદીમાં ભરતી!

"હાય! કાન્ત! આપે મને તરછોડી—ઓ પ્રભુ! આ કેવો અન્યાય? મારા નિર્દોષ જીવનની આ કેવી ઘાતકી મશ્કરી! ઓ વિધાતા! આ તારી કેટલી ક્રૂરતા?......"

લીલા આવું આવું લવતી તરાપો જ્યાં લઇ જાય ત્યાં જતી હતી.

બેચાર કલાક પસાર થઇ ગયા. આ સમયે ત્યાં એક વહાણ આવી પહોંચ્યું અને ખલાસીઓએ લીલા નજરે પડતાં તેને વહાણપર ઉંચકી લીધી.

આ વહાણ ચંદ્રનગર જવાનું હતું. લીલા પણ ચંદ્રનગર તરફ ચાલી.

વહાણમાં બેઠેલા એક યુવાનને લીલાની દયા આવી. તે લીલા પાસે ગયો અને દયાથી બોલ્યો.

"બહેન! તમને કોણે નદીમાં નાખી દીધાં?—"

લીલા સાવધ થઇ, સઘળું સમજી અને રડી રડી.

"હાય! મારા કાન્ત મને તરછોડી ગયા—અરે, એમને મારી નહિ તો એમના બાળકની પણ દયા ન આવી? ઓ વિભુ! આ શું જુલમ? કમનસીબ લીલા! જન્મની દુઃખી છેવટ સુધી દુઃખી રહી! હાય! ઓ વ્હાલા કાન્ત! શું આપ મને હવે ન ચાહો? શું હું નિર્દોષ સદા માટે કલંકીતજ કહેવાઇશ? હાય! ઓ વીભુ! દયા કર—દયા કર" લીલા રડી પડી લીલાનો કરૂણાજનક વીલાપ સાંભળી પેલા યુવાનનું જીગર પીગળ્યું અને લીલાને સહાય આપવાનું મન થયું.

"બ્હેન! તમે તદન નિર્ભય છો."

લીલાને આ મધુર વચનથી અમૃત મળ્યું.

લીલા શાંત થઈ બોલી.

'ભાઇ! તમે કોણ છો?'

'બ્હેન! હું તમારો ધર્મ બંધુ છું. તમને હું મારી બ્હેન તરીકે પાળીશ. પણ કયા પાપીએ તમને નદીમાં ફેંકી દીધાં?"

"ભાઇ ! એમને એવું અઘટીત વીશેષણ ના લગાડો. એ-એ—દયાના દેવ જેવા છે."

"દયાળુ માણુસ આવું નીંદક અને હીંસક કામ ન કરે બ્હેન !" યુવાને શંકા બતાવી.

"ભાવી સઉને ભુલાવે—કોણ જાણે મારા ભવીષ્યમાં શું લખ્યું હશે ? હશે; મારૂં નસીબ ! હાય ! હું નિર્દોષ હાલ તુરત તો દોષીત મનાઇ" લીલા પાછી રડી પડી.

"બ્હેન ! ના રડો—મારૂં ઘર તમારૂં માની લેજો."

"ભાઇ ! તમારો આભાર."

પેલા યુવાન મદનલાલે લીલાને દીલાસો દઇ પોતાને ત્યાં આશરો આપવા વચન આપ્યું પણ આ આશરો લીલાને મળ્યો કે લીલાની સુંદરતાને તે પ્રિય વાંચક ! તારેજ વીચારી લેવાનું છે. લીલા વહાણમાં બેબાકળી જેવી બેઠી હતી અને તેનાપર આવી પડેલી અણધારી આફતથી તદનજ ગભરાઇ જવાથી તેની સ્થીતિ બેભાન દશાને વધુ મળતી આવતી. તે બીચારીને કશાનું પણ ભાન રહ્યું નહોતું. અને તેથી મદનલાલની હવસી આંખો તરફ સાવચેતીથી જોનાર જે વિકાર તુરતજ જોઇ શકે તે લીલા જોઇ શકી નહિ અને તેથી મદનલાલ લીલા તરફ હવસી નયનોએ જોતો હતો તે લીલાથી અંધારામાંજ રહ્યું.

લીલાનું ચંદ્ર જેવું મુખ જોઇ મોટા મોટા ઋષીઓ પણ ચળાયમાન થાય તો મદનલાલ જેવો આ દુનિયાનો માનવી તે શી ગણનામાં ? સુંદરતા એક એવા પ્રકારનો અગ્નિ છે કે તેના તાપથી મોટા મોટા યોગના અભ્યાસીઓ પણ બળી જાય તો પછી બીચારા મદનલાલની તો વાતજ શી કરવી ? વિશ્વામીત્ર જેવા મહાન તપસ્વી—અડગ રાજયોગી પણ મેનકાના કોમળ ગણાતા પ્રેમના બાણથી ઘાયલ થયા તો આ કળીયુગનાં મનુષ્યોની તો તાકાતજ શી કે, સુંદર ગણાતી, મોહક મનાતી, સ્વર્ગના સુખનો અનુભવ કરાવતી સુંદરીને જોઇ ચીત સ્થિર રાખી શકે ? તોપણ અમારે કહેવું જોઇએ કે મદનલાલ પાપી હતો. તે હડહડતા કલીયુગમાં પણ પાપી મનાય. કારણ કે તેણે જેને મ્હોડે બ્હેન કહી તેનીજ સુન્દરતાપર તે લોભાયો હતો. લીલા નિરાધાર હતી, અને વળી

સુંદર હતી એટલે મદનલાલે પોતાની પાપ વાસના પાર પડશે એવું માન્યું અને તેથી શરણે આવેલી બાલા તરફ પાપી નજરે જોવા લાગ્યો.

વહાણ પોતાનો માર્ગ સડસડાટ કાપી આગળ વધતું હતું. સમુદ્ર ઉછાળા મારતો—મોજાંઓ ઉછાળતો, ઘડીમાં વહાણમાં બેઠેલાઓને હેબતાવી નાંખતો તો ઘડીમાં શાંત રીતે રસ્તો પસાર કરવા દેતો. મદનલાલની નજર આ મોજાંઓપર કે દુનિયાની કોઈ પણ વસ્તુ તરફ નહોતી. આકાશમાં શોભતા ચંદ્રમા કે તારલાઓ પર પણ નહોતી, પણ વિચારોના વમળમાંથી છુટી, નીદ્રાદેવીને આધીન થયલી, અનેક સ્વપ્નાઓ જોતી, મનોહર લીલાના કમળ જેવા સુંદર મુખપરજ હતી. જો આ વહાણમાં બીજા ચાલાક ઉતારૂઓ હોત અથવા ખલાસીઓ વહાણ ચલાવવા કરતાં માનસશાસ્ત્રના કંઈક અંશે પણ વધુ અભ્યાસી હોત તો તેઓ મદનલાલની અશાંત સ્થીતિનું કારણ જાણી જાત, પણ તેમ ન હોવાથી મદનલાલને વધુ સરલતા થઈ. તેનાં હવસી નયનોએ લીલાનાં મુખને જોવાયું ત્યાં સુધી જોયું. તે એમ માનતો હતો કે લીલાનું ચંદ્ર જેવું સુંદર મુખડું જોવાથી શાંતિ મળશે પણ તેમ કરવાથી શાંતિ મળી નહિ અને ઓર અશાંતિ વધી. અને અશાંતિ વધતાં લીલાને અડકવા, તેના હોઠમાં વસેલું અમૃત ચાખવા મદનલાલનું મન ઉત્સુક થયું.

મદનલાલે લીલાને અડકવાનો વિચાર તો કર્યો પણ હિમ્મત રહી નહી. આજપળે લીલા નીદ્રામાંથી સાવધ થતી હોય તેવી દેખાઇ મદનલાલ વધુ ચમક્યો અને સાવધ થયા.

લીલા જાગી—જાગી નહિ સ્વપ્નામાં લવી.

“ વ્હાલા ! પ્રાણ ! કાન્ત !–” લીલા બકી.

કાંઈ જવાબ ન મળ્યો.

“ ખચીત ! મ્હને છોડી ગયા—મને તજી દીધી—મને તુચ્છકારી—મારો ત્યાગ કર્યો—શા માટે ?...પ્રભુ જાણે ! હું તજાઇ !... અરે ! હા !—હું દોષીત ઠરી–હું કુલટા ગણાઇ ! હાય ! આ કેવો અન્યાય ? કાન્ત ! હું પવિત્ર છું–પવિત્ર છું–મને ના છોડો—ના તજો—હાય !

લવારો વધ્યો.

"ત્યારે શું આખરે છોડી ગયા ?–નજ માન્યું–હાય !—"

ગરીબ બીચારી લીલા પાછી બીછાના પર પડી અને બેભાન જેવી થઇ ગઇ.

"અહા કેવું સુંદર મુખ છે—" મદનલાલ મનમાં બબડવા લાગ્યો.

"ઓ ચંદ્રમા ! ત્હારા કરતાં આ રૂપસુંદરીનું મુખ વધુ સુંદર છે–તારા કરતાં વધુ શાંતિ દેનારૂં છે—તારા કરતાં એમાં ઇશ્વરે વધુ અમૃત ભર્યું છે–"ચંદ્રમાને સંબોધીને મદનલાલ બોલ્યો.

"અહા ! આજે ગ્રહણ હોય તો ! ખરેખર આ ચંદ્રમુખી-ને જોઇને 'રાહુ' બીચારો વિચારમાંજ પડે !—જરૂર રાહુ ભુલ કરે ? તે કોને ઘેરે ? હું રાહુ હોઉં તો આ સુંદરીના મુખરૂપી ચંદ્રનેજ ઘેરૂં" આવું આવું બકતો, અસ્વસ્થ, અશાંત, વીહવળ, સુંદરતાથી દીવાનો થયલો મદનલાલ પણ મોડી રાતે નિદ્રાદેવીને શરણ થયો.

સવાર થયું. સહવારના બાળક સુર્યના કોમળ કિરણો માણ-સના જીગરમાં ઉત્સાહ ઉત્પન્ન કરતા. અને આ કીરણો સમુદ્રના પાણીમાં પડતાં આકાશ અને પાણીની સપાટીનો મેળાપ થયો હોય તેવો દેખાવ થઇ રહેતો.

"બહેન ! કોઇ વાતે મુઝાશો નહિ–તમે નિરાધાર હશો તો હુ તમને આશરો આપીશ–તમે દુઃખી હશો તો હું તમને દીલા-સો દઇશ..."

મદનલાલે લીલાના કાનમાં અમૃત રેડયું અને દુઃખથી દીવાની બનેલી, પોતાપર આવેલા ભયંકર આરોપથી લગભગ મરી ગયલી લીલાને જગતપર વ્હાલ આવ્યું. જગતમાં દયા છે, દયાળુ લાગણી છે, પરમાત્માના દરબારમાં સાચો ઇનસાફ છે, નિરાધારોને કાંઇ-પણ આધાર મળી રહે છે, ટુંકમાં જગત સારૂં છે એવી લીલાની ખાત્રી થઇ !

# પ્રકરણ ૨૭ મું.

## એક દુઃખદાયક સ્વપ્નું.

"બ્હેન! તમારૂં નામ શું ?" મદનલાલે લીલાને પોતાને ત્યાં આશરો આપવાનું વચન આપવા પછી પૂછ્યું

"લીલા–"

"અને તમને નદીના વહેતા પ્રવાહમાં ફેંકી દેનાર ઘાતકીનું"

પોતાના વ્હાલા તરફ બતાવાતો ધીક્કાર લીલા સાંખી શકી નહિ. બોલનાર તરફ ગુસ્સો ઉપજ્યો. રમાકાન્ત જેવા દયાળુ નરને અન્યાય થતો લીલાના ન્યાયી હૃદયે જોયો. પોતાની સ્થીતિને અને રમાકાન્તના કૃત્યને લીલાએ કુદરતની ક્રૂરતાજ ધારી અને મદનલાલને વધુ બોલતો અટકાવી તે બોલી!

"ભાઇ! મહેરબાની કરીને ફરીથી આવી વાણી ઉચ્ચારશો નહી." આટલું બોલતાં લીલાની આંખો જળથી ભીની થઇ અને મદનલાલની આંખો તે જોઇ શકી.

"બહેન! તમારી લાગણી દુખવવા માટે દિલગીર છું–પણ તમારી સ્થિતિ જોઇ ગમે તેવો સહનશીલ પુરૂષ પણ તમને નદીમાં ફેંકનાર પર ગુસ્સે થાય." મદનલાલે બચાવ કર્યો.

"ભાઇ! જે થયું છે તે હવે નથી થયું થનાર નથી. તમે એમના પર ક્રોધે ભરાશો તેથી હું નદીમાં ફેંકાઇ નથી એમ ઠરવાનું નથી–તો પછી શા માટે એમનું અપમાન કરવું જોઇએ? એઓ ગમે તેવા હશે પણ મારા તો વ્હાલા પરમાત્મા છે–"

આટલું કહી લીલા રમાકાન્તનો પ્રેમ સંભારી રડવા લાગી અને મદનલાલને પોતાના બોલવા માટે પસ્તાવો થયો.

"બહેન! મને માફ કરો–" તે લથડતા અવાજે બોલ્યો અને લીલાને આથી શાંતિ થઇ હોય એમ જણાયું.

વહાણ સપાટાબંધ માર્ગ કાપતું હતું. ખલાસીઓ હલેસાં મારત મારતાં લીલા ન સમજી શકે એવી ભાષામાં કંઇ ગાતાં હોય એમ લીલાને જણાયું. ખલાસીઓના કઠોર અવાજે સંગીતની

મધુરતા તો ઉત્પન્ન ન કરી શકયા અને એ મધુરતાના અભાવે સાંભળનારને મીઠાશ તો ન મળી પણ લીલાને તથા મદનલાલને તેથી હસવાનો ખોરાક મળ્યો.

વિશાળ મહાસાગરમાંથી માર્ગ કાપતું વહાણ મધ્ય દરીએ આવ્યું અને ચારે દિશાઓ તરફ નજરનાખતાં સર્વત્ર પાણીજ પાણી દેખાવા લાગ્યું. ઉપર આભ અને નીચે પાણી સિવાય લીલાની આંખોએ કાંઇ પડયું નહિ. મદનલાલ લીલાથી બે એક ફૂટ દુર બેઠો હતો અને લીલાના સુંદર મુખનું અવલોકન કરી રહ્યો હતો.

"આવી સુંદર બાલાનો ત્યાગ કરનાર કેવો મૂરખ હોવો જોઇએ?" તે મનમાં બબડયો. કંઇક વિચારમાં પડયો. એક પળ નીરાશ થયો. એક પળ દુઃખી થયો. ઉંડો નીસાસો નાંખ્યો, અને કાંઇ ઉંડા વિચારમાં પડયો.

લીલા સમુદ્રનું પાણી અવલોકતી હતી. પોતાનો સુંદર હાથ પાણીમાં નાંખી લીલા કંઇક રમત કરવા લાગી અને તેનો મોહક હાથ સમુદ્રના જળ ઉપર કમળના ફૂલ પેઠે શોભી રહ્યો.

પોતાની હથેલીમાં લીલાએ થોડુંક પાણી લીધું અને તે પી ગઈ.

"આ ખારૂં છે." તે બબડી.

"મીઠી નદીઓનો સમાગમ થયા છતાં આ મહાસાગર તું ખારો શાને?—?" લીલા સમુદ્રને સવાલ પુછવા લાગી પણ એ સવાલના જવાબમાં એક મજબુત મોજું આવ્યું અને તેથી વહાણ સહેજ ડોલી ગયું. લીલા આથી ચમકી—સાવધ થઇ બેઠી અને નજર પહોંચે ત્યાં સુધીનું પાણી જોવા લાગી.

"સઘળે પાણી—પાણી—અને પાણીજ ?—જમીન જણાતીજ નથી—મારી જીંદગીમાં મારે પણ સઘળે નિરાશાનું પાણીજ જોવાનું છે. હાય!" નિરાધાર સ્થીતી લીલાને હૈયે ચઢી આવી અને સુંદર અબલાનું મન દુઃખી થયું. આંખોમાંથી બે આંસુનાં બીંદુ ખરી પડયાં અને તે તેના મોહક ગાલપર કમળના પાંદડાં પરનાં ઝાકળનાં મોતી જેવાં દીપવાં લાગ્યાં! મદનલાલની નજર આ સુંદર આંસુઓપર પડી. આ બીંદુઓ પોતે લુછી નાખવાનો અધીકારી હો-

ય તો કેવું સારૂં એવું તેના મને ચાહ્યું. લીલાને સ્પર્શ કરવાનો અધીકાર પોતાને છે કે નહિ તે વીચારવા મદનલાલે શ્રમ લીધો નહિ અને લીલાના આંસુઓ લુછવા પોતાના હાથોને રૂમાલ પકડવા તેના મને હુકમ કર્યો. જીગરે હુકમ કર્યો પણ હાથે તે માન્યો નહી. હાથો ધ્રુજવા લાગ્યા. માથે આવેલી ફરજથી ડરવા લાગ્યા. હુકમ માનવો જોઇએ એવું વીચારી ધ્રુજતા હાથો કોટના ખીસામાં ગયાં પણ આ પાપી કામ કરવા રૂમાલ પણ શરમાતો હોય તેમ ઓથે સંતાઇ ગયેલો જણાયો. મદનલાલ નિરાશ થયો. આંખોએ અંધારા આવતાં હોય તેવું થયું. બીજા ખીસામાંથી રૂમાલ કાઢવાની ફરજમાંથી તેણે પોતાના હાથોને મુકત કર્યા અને પોતાની અશાંતિ લીલા ન સમજી શકે તે માટે સાવધ થઇ જાણે કાંઇ જાણતોજ ન હોય તેમ ધીમેથી મીઠાશથી તથા સાંભળનારીને બંધુભાવ લાગે એવા સ્વરથી તે બોલ્યો.

“ બહેન ! રૂદન કરવાથી કાંઇ વળનાર છે ? પરમાત્માનો ઉપકાર માનો કે તમે નદીમાં ફેંકાયાં છતાં બચી શકયાં. બહેન ! મારૂં ઘર તમારૂં પોતાનુંજ માનજો. તમારો શોક મારા ઘરમાં જરૂર ભુલાઇ જશે. ”

“ ભાઇ તમારો મોટો ઉપકાર. ” આંસુ લુછી નાખતાં, લીલા બોલી.

“ હવે મને લાગે છે કે યમ રાજાના દરબારમાં મારે માટે હજી જગ્યા થઇ નથી હું જન્મથી દુઃખીઆરી છું. સુખ જોયું...” અત્રે વળી લીલા રડી પડી.

“બહેન ! એ વાત હવે ના સંભારો. ” લીલા રડતી બંધ પડી.

“ ભાઇ ! કોણ જાણે નસીબ દેવીએ શું શું મારા નસીબમાં લખ્યું હશે ? મારૂં ભવિષ્ય નકી કરતી વેળા હુ નથી ધારતી કે મારા તરફ જરા પણ દયાભરી નજરે જોવામાં આવ્યું હોય ! ભાઇ ! શું મારા જેવી નિર્દોષ સ્ત્રી પર જુલમ ગુજારવામાં પરમાત્મા ગેરઇન્સાફ કરે છે, એમ તમને નથી લાગતું ? શું આ યોગ્ય થાય છે ? સુર્ય અને ચંદ્ર—એક દિવસનો અને બીજો રાત્રીનો મારી પવિત્રતાના સાક્ષીઓ છે. આજ સુધીમાં કાંઇ પણ અયોગ્ય

વર્તન આ લીલાએ કર્યું નથી આજ સુધી કોઈની પણ લાગણી આ અભાગણી લીલાએ દુઃખવી નથી. મારાથી બની શકતી સહાય્ય મેં દુઃખીઓને આપી છે, અને તેમ છતાં મારાપર જે અસહ્ય આફતો આવી પડે છે તેમાં શું કાંઇ ઇનસાફ તમને જણાય છે, ભાઇ ? ભાઈ ! શું પરમાત્મા ન્યાયી છે ? શું તે ખરો દયાળુ છે કે આજકાલના શ્રીમંતો છે તેવોજ દાંભીક છે ? જો તે દયાળુ હોય તો મારાપર શા માટે આટઆટલાં દુઃખો પાડે ? શું મેં કાંઈ અયોગ્ય અવિચારી કે નીંદક કામ કર્યું છે ? મારૂં હૃદય સાક્ષી પુરે છે કે—નહી તેવું કાંઈ નથી. હું બાળક જેવા નીર્મળ અંતરની તથા બરફ જેવા સ્વચ્છ હૃદયવાળી છું અને તેમ છતાં હાય! મારાપર કેટલા સંકટો ? પીતા ગયા—માતા ગઈ—પાસે પાઇ નહી—કાન્ત મળી ગયા એ સદ્ભાગ્ય—પણ હાય ! હવે તો કાન્ત પણ નહી—કાન્તે તજી દીધી—છોડી દીધી-ફેંકી દીધી—નદીમાં ફેંકી તે તો હું સહી શકીશ—ભુલી શકીશ પણ જીગરથી ફેંકી દીધી એ નહી ભુલું—નહી વીસરૂં."

દુઃખ દરીઆમાં ભયંકર મોજું ઉછાળા મારવા લાગ્યું. આ મોજાંએ લીલાના હૃદયને ગભરાવી નાખ્યું. લીલાની આંખોને રડવાની ફરજ પડી, અને લીલાએ આમતેમ નજર કરી તો અંધારૂં ઘોર જણાયું.

નીરાશ થયલી બાળા આંખો મીચો બેસી રહી, અને થોડીવારે નીદ્રાને આધીન થઇ. કંઇ કંઈ સ્વપ્ન આ થોડા વખતની નીદ્રાવશ સ્થીતીમાં લીલાએ જોયા.

મદનલાલ લીલાને એકીટસે જોઇ રહ્યો હતો. લીલાની આંખો મીંચાયલી હોવાથી મદનલાલને લીલા જોવાની-તેની સુંદરતા અવલોકવાની સુંદર તક મળી ગઇ અને આ તકનો મદનલાલનાં હવસી નેત્રોએ અચ્છો લાભ લીધો. લગભગ અડધો કલાક સુધી મદનલાલ પોતાની સામે બેઠેલી સુંદર બાળાને જોઇ રહ્યો. તેના મુખાકારપર આ અવલોકન કરતી વેળા અનેક રંગો છવાયા. કંઇક સ્પર્શ કરવાનું મન થયું. લીલાની સુંદરતાને પોતાની સુંદરતા સાથ જોડવાનું મન થયું. લીલાના હોઠને અડકવાનું-તેમાંનું

મીઠું મધ ચુસવાનું–મન થયું. આંખ સાથે આંખ મેળવવાની જીજ્ઞાસા થઇ. હવસની ફતેહ થઇ. વીવેકને બાર ગાઉ દુર ચરવા માટે મોકલવામાં આવ્યો અને પાછો બોલાવવામાં ન આવે ત્યાં સુધી આવવાની સખત મનાઇ કરવામાં આવી. ગરીબ બિચારો 'વીવેક' દુરાચારી પાસે રહેતા શરમાયો અને દુર નાઠો.

મદનલાલના મુખ ઉપર હવસની વીજળી ઝબુકવા લાગી તેના હાથો લીલાને સ્પર્શ કરવા જાણે તલપતા હોય તેવા જણાયા. હૃદયસાગર ઉછાળા મારી રહયો. તેનાં હવસી નયનોમાંથી હવસનો અગ્ની સ્પષ્ટ માલુમ પડવા લાગ્યો. લીલાના શરીરને સ્પર્શ કરવા હુકમ થયો અને એકવાર ફરીથી ગરીબ બીચારા હાથો સંકટમાં ફસાયા. લીલાના પવીત્ર શરીરને સ્પર્શ કરવાની હીમ્મત મદનલાલના હાથોમાં આવી નહી અને તેથી વંટોળીઆમાં એક ઝાડના પાંદડાંની જે સ્થીતી થાય તેવી સ્થીતી તેના હાથોની થઈ પડી. થરથર ધ્રુજતા હાથો જેમ તેમ કરી લીલાની પાસે જવા પ્રયત્ન કરવા લાગ્યા. આ સમયે લીલા અચેત નીદ્રાવશ સ્થીતીમાંજ જરા હાલી અને મદનલાલ ચમકયો. તેનું હૃદય ડર્યું. તેનાં નયનો ભયથી મીંચાઇ ગયાં અને હાથો અટકી ગયા. મદનલાલનું આખું શરીર હવે ધ્રુજવા લાગ્યું. લીલાને સ્પર્શ કરવા ગયલો હાથ પાછો ખેંચી લીધો અને સ્વસ્થતા અને શાંતિની ભીખ માગતો પોતાની જગ્યાએ બેસી ગયો.

લીલા ભયંકર સ્વપ્ન જોતી હતી. જાણે રમાકાન્ત સાથ તે તાપી નદીમાં ફરવા નીકળી હોય અને રજનીકાન્ત, રમાકાન્ત તથા સુધા સાથ હાસ્ય વિનોદ કરતી હોય એમ તેને લાગ્યું. પ્રમાદચંદ્ર તેની નજીકજ બેઠો હતો અને લીલા તરફ હવસી નજરે જોતો હતો એમ લીલાને લાગ્યું. તેણે રમાકાન્તનું છુપી રીતે આ તરફ ધ્યાન ખેંચ્યું પણ સર્વને પવિત્ર જાણનારા રમાકાન્તે લીલાનો ભય ગણકાર્યો નહી. લીલાનું સમાધાન કરી લીલાના ભયને ભ્રમણા ગણી. તેજ પળે પ્રમાદચંદ્રે પોતાના ખીસ્સામાંથી એક રીવોલ્વર કાઢી–લીલા ભયથી કંપી. લીલા સીવાય આ ભયંકર હથીઆરપર કોઇની નજર પ્રડી નહિ. લીલાએ તે જોયું. કાંઇ બોલવા ગઇ, કાન્તને ચેતાવવા ગઇ, પણ બોલી શકી નહિ બોલવાને ઘણાં ફાંફાં માર્યાં

પણ બોલી શકી નહિ. જીભ અટકી ગઈ. ભયથી શ્વાસોશ્વાસ ભયંકર રીતે વધી ગયો. પ્રમાદચંદ્ર તરફ જોઇ શકવાની હીમ્મત પણ રહી નહી. કાન્ત તરફ પણ જોઈ ન શકાયું રડી પડી. આંખો મીંચી દીધી. એક પળ પછી પાછી ઉઘાડી "કાન્ત!–' એટલોજ ઉચ્ચાર કરી શકી અને તે પછે તો પ્રમાદચંદ્રે રીવોલ્વરમાંથી ગોળીઓ છોડવા માંડી. રમાકાન્ત અને રજનીકાન્તને ઠાર કર્યાં. સુધા બેભાન થઇ ગઈ. લીલા કંપી ઉઠી. કાન્તનું ખુન થવાથી ક્રોધથી લાલચોળ થઇ ગઇ. પ્રમાદચંદ્રને નદીમાં ફેંકી દેવા તૈયાર થઇ–ગુસ્સામાં ને ગુસ્સામાં ઉઠી.

આ ભયંકર સ્વપ્ન જોતી લીલા જાણે ખરૂંજ બનતું હોય તેમ પ્રમાદચંદ્રને મારવા ઉઠી, અને સામે બેઠેલા મદનચંદ્ર તરફ ક્રોધભરી નજરે જોઇ રહી. મદનલાલ ગભરાયો. અને લીલાને તેની જગ્યાએ બેસાડવા પ્રયત્ન કરવા લાગ્યો. પણ લીલા બેઠી નહિ.

"અરે ઓ હત્યારા! તેં શું કર્યું?" લીલાએ લવારો શરૂ કર્યો. તેના હાથોની મુક્કી વળી અને હવામાં ઘુમવા લાગી. રખેને આ મુક્કીઓ પોતાના શરીરપર પડે એવી ગુન્હેગાર મદનલાલને બીક લાગી. પણ તેના સુભાગ્યે લીલાએ તેવું કાંઇ કર્યું નહીં. લીલાના નયનોમાંથી ક્રોધનો અગ્ની કુંફારા મારતો બહાર પડતો હતો અને મદનલાલનાં શરીરને જીવતું સળગાવી દેતો હતો, તોપણ મદનલાલ એટલું તો સમજી શકયો કે લીલાએ તેની અશાંત સ્થિતિ જાણી નથી. લીલા સ્વપ્નામાં જ ગુસ્સે થઇ હતી એવી મદનલાલની ખાત્રી હતી અને તેથી તેણે લીલાને સાવધ કરવા કોશેષ કરી.

"બ્હેન લીલાવતી!" તે ધીમેથી બોલ્યો પણ લીલા સાવધ થઈ નહી.

"ઓ હરામખોર! ઓ પાપી! નીચ! દુરાચારી! તે શું કર્યું? અરે ભારતમાતાના પ્રતાપી સપુતને મારી નાંખતાં તને કાળો સાપ કેમ ન ડસ્યો? તારાપર આકાશ કેમ ન તુટી પડયું? હાય! હાય! કાન્ત! વ્હાલા કાન્ત! આપ કયાં ગયા? શું મને છોડીને ગયા? અરેરે! હું તમારા સીવાય શી રીતે રહી શકીશ? આપની માલેકીનું આ શરીર જ્યાં આપ હશો ત્યાંજ રહેશે! આપના

દુ:ખે દુ:ખી અને આપના સુખે સુખી ! કાન્ત હું પણ આવું છું—આપની પાસેજ, મારા સ્ત્રી જીવનની સફલતા કરવા, આપના પ્રેમ-રૂપ સ્વર્ગનું મીઠુ સુખ ચાખવા, આપના મુખમાંથી ઝરતાં મીઠાં શબ્દોના મધુર ફુલડાંની મધુર સુગંધ અનુભવવા આવું છું–કાન્ત ! આપની પાસે આવું છું–જરૂર આવીશ–શા માટે ન આવું ? આપ ત્યાં હું ! આપજ મારૂં આખું જગત ! સ્ત્રીને બીજું શું જોઇએ ? પતિ એજ તેનો પરમાત્મા ! પતી એજ જીવન ! પતિજ દુનીઆ ! પતિજ સ્વર્ગ ! જરૂર જઇશ–મારા વહાલા નાથની સેવા કરવા—એઓ મને ત્યાં ન રહેવા દેશે તોપણ રહીશ— એમની દાસી થઇશ–કાન્ત ! વ્હાલા ! આવું છું–આપને મળવા, આપના પ્રેમ ભર્યા નયનો સાથ મારાં નયનો મેળવવા, આપના વિશાળ હૃદય-માં શમાવા, આપની મીઠી વાણીથી કાનમાં અમૃત રેડવા, આપને રીઝવવા, આપની સેવા કરવા ! એજ મારો ધર્મ ! એજ મારી ફરજ ! એમાંજ મારો પ્રભુ રાજી ! હું રાજી અને મારાં સ્વર્ગસ્થ માતપીતા રાજી ! મારી વ્હાલી માતાની છેલ્લી ઘડીની શીખામણ પણ એજ–એજ ! અને કાન્ત ! એ ફરજ બજાવવા હું આપની પાસે જરૂર આવીશ. આપના સ્નેહની હુંફાળી ગોદમાં હું ભયંકર જંગલમાં પણ શાંતિ અને આનંદ મેળવી શકીશ. આપને માટે, આપના અમૂલ્ય પ્રેમને માટે, આપનાં એક મીઠા બોલ માટે,હું, આપ કહેશો એવું ભયંકર તપ કરીશ !" એમ કહી લીલા સ્વપ્ન દશામાં નદી ગણાતા દરિયામાં પડવા તત્પર થઇ. આ સમયે તેની નજર મદનલાલપર પડી. પણ તેને તેની સ્વપ્નવશ આંખોએ 'પ્રમાદચંદ્ર' ઓળખ્યો.

'સબુર ? અધીરાં મન ! કાન્તને મલવા અધીરા થયલાં હૃદય ! ધીરજ ધર–એક પળ ! આ પાપીને શા માટે હવે જીવતો રાખવો જોઇએ ? ઓ નીચ ! તારૂં હવે આ જગતમાં શું કામ છે ? તું આવાં બીજાં નીચ કામો કરવા ન પામે તે માટે તારી આ જગ-તમાં હસ્તીજ ન જોઇએ–' એમ કહી ગુસ્સાના આવેશમાં આંખો-માંથી અંગારા વરસાવતી લીલા મદનલાલ પર ધસી અને પોતાની સર્વ શક્તી એકઠી કરી મદનલાલને દરીયામાં ફેંકવા પ્રયત્ન કરવા લાગી. મદનલાલ લીલાની આ સ્થીતીથી ડરી ગયો, પણ હીંમત

રાખી લીલાને શાંત કરવા યત્ન કરવા લાગ્યો. લીલા અત્યંત ગભ-રાયલી હોવાથી શાંત થઇ શકી નહિ. મદનલાલે ઘણાં પ્રયત્નો કર્યા અને લીલા કંઈક શાંત થઇ. મદનલાલે લીલાને ઉંઘવા દેવાનું યોગ્ય ધાર્યું અને લીલાને તેણે એક બીછાનાપર સુવાડી. આ સમયે હવસી મદનલાલના હાથોનો સ્પર્શ લીલાના પવિત્ર શરીર સાથ થયો. અને લીલા તદન બેભાન હતી તોપણ મદનલાલ કોઇ છુપા ભયથી—કોઇ ભેદી શકતીથી લીલાની સાથ કોઇપણ પ્રકારની અમર્યાદ છુટ ન લઇ શકયો. જો કે તેના હવસથી ભરેલા, ભયથી કમ્પતા હાથોને લીલા જેવી કોમલ કલિનો સ્પર્શ થવાથી કંઇક આનંદ તો થયો. આને આનંદ કહેવો કે શું તે અમે જાણતા નથી પણ મદનલાલને તો કંઇક સુખ મળ્યું હોય એમ તેના હસતા મુખપરથી અટકળ થઈ શકે. પવિત્ર લીલાને મદનલાલનો સ્પર્શ થયો પણ તે બીચારી તે જાણી શકી નહિ. નીર્દોષ લીલા કંઇક નિદ્રાવશ થઇ અને સ્વપ્ન રહિત મીઠી નીદ્રા અનુભવતી હોય એમ તેના શાંત, મૃદુ મુખપર-થી અનુમાન થઇ શકતું. ગરીબ બિચારી નિરાધાર લીલા પતિના શીતળ છાયડામાં રહેવા અયોગ્ય મનાઇ અને ભાગ્યને આધારે નવું જીવન ગુજારવા વહાણુ જે દિશાએ જતું હતું તે દિશા તરફ વહાણુ અને વહાણુમાંના માણસો સાથ ચાલી !

---

# પ્રકરણ ૨૮ મું.

## લીલાપર આરોપ.

ચંદ્રનગરમાં લીલા મદનલાલને ઘેર પહોંચી. મદનલાલે પહેલાં તો તેની ઘણી સારી આગતાસ્વાગતા કરી અને પોતાની ધર્મ-ભગિનિ પ્રમાણેજ લીલા સાથ વર્તવા લાગ્યો. આથી લીલાને કંઈક આનંદ અને શાંતિ મળ્યાં. પણ તે બીચારીના નસીબમાં દુઃખજ ભરેલું હતું એટલે સુખ શી રીતે મળી શકે ? મદનલાલની માતા કઠોરબાને લીલા અપ્રિય થઈ પડી. લીલાની સુંદરતા, લીલાનાં ચપલ નયનો, વગેરે જોઇ કઠોરબા બળીને ખાખ થઇ ગયાં. પુત્રપર ગુસ્સે ભરાયાં. એમની નજરે દાળમાં કંઇક કાળું જણાયું અને મદનલાલને ઘણો ધમકાવ્યો પણ જ્યારે મદનલાલે લીલાને પોતાના ઘરમાં રાખવાનો દૃઢ નિશ્ચય જણાવ્યો ત્યારે કઠોરબા નિરાશ થયાં અને હવે લીલાની સુંદરતાને કચડી નાખવાની બીજી યુકતીઓ શોધવામાં ગુંથાયાં !

પોતાને મળેલી નીષ્ફળતાથી કઠોરબા હાર્યાં નહિ. લીલાનો ખર્ચ વધ્યો તેનો કોઇ રીતે પણ તાળો મેળવવો જોઇએ એવું વિચારી ઘરની નોકરડીને રજા આપી. આ કામ લીલાને સોંપાયું. વાસણ માંજવા, પાણી ભરવું, દળવું, રાંધવું, વીગેરે ઘરવૈતરાથી લીલાની દેહ ચગદાવા લાગી—ગર્ભવતી લીલા આવું ભારે વૈતરૂં કરતાં થાકી જતી. કોઇ કોઇ વાર રડી પડતી; પણ લાચારીથી સઘળું કામ કરવું પડતું.

લીલા અત્યંત દુઃખી થઇ ગઇ. આટલું બધુ વૈતરૂં તેણે તેની જીંદગીમાં કદી કર્યું ન હતું, આથી તેની કોમળ દેહ તવાવા લાગી. મોહક અવયવો સુકાવા લાગ્યાં. લોહી ઉડી ગયું. આંખો ઉંડી પેસી ગઇ અને પંદર દિવસમાં તો સુંદર લીલા ૭ માસની માંદી હોય તેવી નબળી થઇ ગઇ. આટલી નબળાઇ છતાં ઘરનું સઘળું કામ લીલાનેજ કરવું પડતું. મદનલાલની સ્રી લીલાના જેવડીજ હતી.

ભરાઉ અંગની અને મજબુત હતી. વળી કઠોરબા તેનાપર પણ કાંઇ માયાળુ નહોતાં. વહુઓએ તો ઘર વૈતરાની ઘંટીમાં પીસાવુંજ જોઇએ એવું કઠોરબા દ્રઢતાથી માનતા. તોપણ લીલા જેવા પારકી આથી ઘરકામ થતું હોય તો પોતાની વહુના હાડકાં શા માટે રગદોળવા એવું કઠોરબાએ મન સાથે વિચાર્યું. લલિતાપરથી કામનો બોજો ઓછો થયો. નોકરડીને પણ રજા મળી અને એ સઘળું કામ લીલા–કોમળ–કમનસીબ લીલાપર આવી પડયું. લલિતા દયાળુ દીલની હતી તેથી લીલાની દયા જાણી તેને કંઇ સહાય કરવા જતી તો સાસુ વહુપર ગુસ્સે ભરાતાં અને "ઘરમાં કામ તો ઘણુંએ પડયું છે તે છોડી નકામી શાની ડહાપણ કરવા જાય છે?" એવાં વાકયો લલિતાને સાંભળવાં પડતાં.

લીલા પોતાની લાચાર સ્થીતિને આધીન થઇ સઘળું વૈતરૂં કરતી. કઠોરબાની આટલી જુલ્માકી અને ક્રૂરતા છતાં લીલા કોઇ દિવસ પણ તેને માટે ખરાબ વાત કરતી નહિ. પોતાના ભાગ્યનેજ શાપ દેતી. "લીલી"ના તોછડા નામથી તેને કઠોરબા બોલાવતાં પણ લીલીનાં મ્હોંમાંથી તો "બા–" "કઠોરબા," "માજી" એવાં મધુર પુલોજ ખરતાં. લલીતાને લીલાએ બ્હેન જેવી માની. લલીતાએ લીલાને કંઇક ટાઢક પણ આપી. અને કઠોરબાની ક્રૂરતાથી કચડાતી કલીને લલીતાએ પોતાની મીઠી વાણીથી કંઇક શાન્ત રાખી.

પ્રિય વાંચક! લીલાની દૈવી સુંદરતાથી મદનલાલ મોહ પામ્યો હતો તે આપણે જાણીએ છીએ. લીલા કઠોરબાની ક્રૂરતાની ઘંટીમાં પીસાવા લાગી એ મદનલાલે જોયું અને પોતાની માતાપર ક્રોધે ભરાયો. આવી કલિને કચડી નંખાતી જોઇ તેનું હૃદય બળી ગયું અને હવે તે પોતાના હૃદયમાં વસેલા હવસ પ્રકટ કરવાની યોગ્ય તક શોધવામાં ગુંથાયો. લીલાને ચાહતા શીખવાથી લલીતપરનો મદનલાલનો પ્રેમ કંઇક કમી થયો. આ માટે લલીતાને કંઇક શોક થયો પણ તે બીચારી ખરૂં કારણ જાણી શકી નહી. પતીને સંતોષવા લલીતાએ અનેક ફાંફાં માર્યાં પણ તે સઘળાં લગભગ વ્યર્થજ ગયાં! આટલું છતાં પણ લલીતા લીલાને મદનલાલ ચાહે છે એવું જાણી શકી નહી અને તેથી લીલા તરફ તો તે દયાળુજ રહી.

લીલા નીરાધાર હતી. ઘરની નોકરડી જેવી હતી અને તદન દુઃખી હતી તેથી મદનલાલે તો પોતાની સંપુર્ણ ફતેહજ ધારી હતી. ગરીબ લીલા ધ્રસકામથી મરી ગયા જેવી થઇ ગઇ. લીલાના કોમળ ફુલ જેવાં સુંદર શરીરથી આ ભયંકર વૈતરૂ થઇ શકયું નહી. અને તેની દેહ દીનપરદીન સુકાતી ચાલી.

"હાય! વ્હાલા કાન્ત! આપે મને છોડી–સદાની છોડી–" લીલા એક દીવસ વાડામાં છાણાં થાપતાં થાપતાં, રડતાં રડતાં બબડવા લાગી.

"કાન્ત! મારૂં શું થશે?–હું તો મરીશ પણ આપના બાલકનું શું થશે? અરે! રમાકાન્ત જાગીરદારનું બાલક શું કંગાલ દશામાં જીવન પુરૂં કરશે? શું મારૂં વહાલું બાલક એના પીતાને પીતા કહી ન બોલાવી શકે?...હાય! મારૂં શું થશે?–" દુઃખી બાળા રડતાં રડતાં પોતાનાં "કાન્ત" ને યાદ કરતી હતી. પોતાની કંગાળ સ્થીતિ માટે શોક કરતી હતી અને મનોહર ગાલ આંસુઓથી ભીંજવતી હતી.

કઠોરબાની કઠોરતાએ લીલાની સુન્દરતા કચડી નાખી હતી. લલિતા કરતાં લીલા વધુ સુન્દર હતી. લીલાના કાળા લાંબા રેશમી વાળો તેની અલૌકિક શોભા હતી. આ સુન્દરતા કઠોરબા જોઇ શકતાં નહી. પોતાની વહુ કરતાં લીલા ઓછી સુન્દર દેખાય એવું જોવા તેમનાં નયન આતુર બન્યાં અને તેથી લીલાની સુન્દરતા કચડી નાખવા કઠોર કઠોરબાએ લીલાપર અસહ્ય જુલમો પાડયા. જે લીલાની કાળી મોહક સુન્દર આંખો સ્નેહભીની, સ્નેહાળ અને જોનારાને ચકચૂર કરી નાખે તેવી હતી તે આંખો અત્યારે તેજહીન થઇ ઉંડી ઉતરી ગઇ હતી. જે લીલાના અવયવો ભરાઉ, મોહક અને સ્ત્રીની શોભારૂપ હતાં તે લીલા અત્યારે લોહી વિનાની—હાડપીંજર જેવી—મરણ કાંઠે આવેલી હોય તેવી લાગતી.

'વ્હાલા કાન્ત! હું કેવી હતભાગી? અરેરે, આ નીર્દોષ લીલા આપને મન પાપીણી ઠરી! હાય!......"

લીલા વીલાપ કરવા લાગી. શકિત મન્દ થઇ ગઇ. જે કામ

કરતી હતી તે બંધ પડયું અને આસપાસ નજર કર્યા વિના શોકસાગરમાં તણાવા લાગી.

મદનલાલનું માથું દુઃખવાથી તે આજે ધંધાપર ગયો નહોતો. લલીતા પીયર ગઇ હતી. ફઇબા દર્શન કરવા ગયાં. લીલા એકલીજ હતી એ વાતની યાદ થતાં મદનલાલ વાડામાં આવ્યો તો ઉપલો કરૂણાજનક દેખાવ તેની નજરે પડયો.

" ખરેખર આ મધુર કળીને આવું કામ ન શોભે?..."

લીલા પોતાના દુઃખમાં મરી રહી હતી. કાન્તનું સ્મરણ કરતી હતી. મદનલાલ સંતાતો હળવે પગલે તેની પાછળ જઈ ઉભો અને ધ્રુજતે હાથે, કંઇક હીમ્મત ધરી તેણે પોતાના હાથો લીલાની આંખપર દાબી દીધા.

" ઓ બાપરે !–" કરી લીલા ચોંકી અને પોતાની આંખપરથી મદનલાલનો હાથો દુર કીધા. પાપી મદન થરથર ધ્રુજવા લાગ્યો–લીલાની આંખો ક્રોધથી લાલચોળ થઇ–પણ પોતે લાચાર છે, નીરાધાર છે એ વાત યાદ આવતાં પોતાનો ક્રોધ સમાવી ધીમેથી બોલી.

" ભાઇ, હું તો આપની બહેન થાઉ."

મદનલાલ ક્રોધ અને તીરસ્કારને બદલે નરમાશથી લીલાને વાત કરતી જોઇ આશ્ચર્ય પામ્યો—આનંદ પણ પામ્યો—લીલા સ્ત્રી જાતીના ગુણને અનુસરી મહોડાનો અણગમો બતાવે છે એવું મનાયું.

" લીલા ! હું તને ચાહું છું " તે બોલ્યો.

" ભાઈ ! હું તો આપની બહેન–"

" એવી બહેનોના હૃદય એકાંત જગ્યામાં..."

" એ બહેનોનાાધર ભુલ્યા, ભાઇ..."

" લીલા ? શું હું તને યોગ્ય નથી ?"

" ભાઇ, હું પરણેલી છું."

" પણ પરણનારે તો તને છોડી દીધી ? નદીમાં ફેંકી દીધી?..."

" પરણનારે મને છોડી—પણ મેં તેમને નથી છોડયાનો..."

" લીલા ! જેને તારી દરકાર નથી તેને માટે તું શા માટે દુઃખ ખમે છે ?"

" એ મારી ફરજ છે. "

" અરે ગાંડી ! ત્હારી જુવાન જીંદગી શા માટે પાયમાલ કરે છે ? હું તને મનગમતું સુખ આપીશ—આ દામના ઢસરડામાંથી તને મુકત કરીશ. "

" ભાઇ, કૃપા કરી આવું પાપી ભાષણ ન કરો—તમે મારા ધર્મબંધુ છો. સુર્ય પશ્ચિમ ઉગશે તો પણ તમે તમારી ધારણામાં ફાવી શકશો નહી. "

" લીલા ! એક સાચ્ચા પ્રેમીને નીરાશ કરવો એ શું યોગ્ય ગણાય ?"

" પણ શું એક પરણેત્રી સ્ત્રીથી પરપુરૂષને ચાહી શકાય ?"

" પતી ઘાતકી હોય તો છુટાછેડા મેળવી શકાય છે—"

" તમારા વીચાર તમને મુબારક ! મારા પતી ઘાતકી હશે તો પણ મારા માથાના મુગટ છે. હશે, ગમે તેવા હશે પણ એજ મારા પ્રાણાધાર અને જીવનદીપક છે, એજ મારા સુખદાતા છે, એમનું આ શરીર અને પ્રાણ ! એમનીજ હું દાસી ! "

" લીલા ! તું કેવી ગાંડી છે ? જે પુરૂષને તારે માટે લેશ માત્ર લાગણી નથી તો તારે શા માટે તેનાપર પ્રેમ રાખવો જોઇએ ? હું તને સુખી કરીશ, લીલા !– "

" મદનભાઈ ! હું તમને છેલ્લીવાર ચેતવણી આપું છું કે મહેરબાની કરી અહીંથી ચાલ્યા જાવ—નહી તો હવે પરીણામ ખરાબ આવશે, "

" લીલા ! તું નહી માને ?"

" નહી. ધરતી રસાતાળ જાય તોપણ નહી. "

" દુ:ખી થઇશ લીલા ! દુ:ખી થઇશ. ",

" પવીત્રતા માટે સઘળાં દુ:ખો સહીશ. "

" પાયમાલ થઇશ. "

" મૃત્યુથી હું ડરતી નથી. "

" રીબાઇરીબાઇને મરી . "

"આના કરતાં વધુ શું રીબાવાનું બાકી હતું ?"

"લીલા ! વ્હાલી !..."

"પાપી ! હવે અહીંથી તારૂં કાળું મ્હોં દુર લઇ જાય છે કે નહી ?"

લીલા ક્રોધથી ભમર ચડાવી બોલી.

મદનલાલ ડર્યો. પણ હીમ્મત રાખી.

"લીલા ? દુઃખી થઇશ, "

"અરે જા—પાપી ! તારાથી શું થનાર છે—મારો સહાયક પરમેશ્વર છે !"

"નાદાન અબળા ! વીચાર કર—જેણે તને છોડી દીધી તેને માટે પરતાવો કરી તારી કોમળ દેહ। દુઃખી ના કર—"

"ઓ નીચ ! હવે તારૂં કાળું કર—ઓ પ્રભુ ! તું મને સુખી જોઈ શકતોજ નથી. મારી સુંદરતાજ મ્હારૂં નાશકારક છે !... હાય—હાય !—"

મદનલાલ નીરાશ થયો, લીલાનો વેરી બની ચાલ્યો ગયો—બળાત્કાર કરવાની ઇચ્છા થઇ પણ લીલાની લાલ આંખો જોઈ હીમ્મત કરી શકયો નહિ.

લીલા આ બનાવથી અત્યંત શોક પામી—લાચારીથી જેમ તેમ પેટ ભરવાનું મળ્યું હતું તેનો પણ નાશ નજીક દેખાયો. અને તદન નીરાધાર થઇ પડવાના દુઃખી સ્વપ્ના નજરે પડયાં.

લલીતા પીયરથી પાછી આવી. લીલાને ઉદાસ જોઈ માયાથી પુછવા લાગી.

"બહેન ? કોઇ કંઇ બોલ્યું ?"

"ના—"

લલીતાએ ઘણું પુછયું પણ લીલાએ ખુલાસો નજ કર્યો. અનમાંજ મુઝાઇ રહી.

નીચ, હવસી મદનલાલે નિર્દોષ પવિત્ર લીલાને દુઃખી કરવાનો વિચાર કર્યો. નિરાશા એક ભયંકર આઘાત છે. મદનલાલ નિરાશ થયો એના હૃદયમાંથી આશાનો નાશ થયો. લીલા નજ મળે, નહિજ

મળવાની, એ વિચારથી શોક અને ક્રોધની ભેગી લાગણીઓ એના હૃદયમાં ઉછળવા લાગી. સારાસારનો વિચાર કરવાની એનામાં શક્તિ રહી નહિ અને હવે એના જીગરમાં લીલા ઉપર વેર લેવાની ભાવનાઓ તરવરવા લાગી.

મદનલાલની પત્ની લલિતા બે ત્રણ દિવસ પછી કોઈના લગ્ન હોવાથી દાગીના પહેરવા ગઈ અને દાબડામાંથી એરીંગ ગૂમ થએલાં જોઇ એકદમ ચીસ પાડી ઉઠી. કઠોરબાનો ક્રૂર સ્વભાવ લલિતા જાણતી હતી અને તેથી પોતાનો દાગીનો ગૂમ થવાથી વરસનારા વાદળ માટે તે બીચારી ભયથી થરથર ધ્રુજવા લાગી. તેની ચીસથી લીલા, કઠોરબા અને મદનલાલ દોડી આવ્યાં.

"કેમ ? લલિતા ! શું છે ?" કઠોરબા બોલ્યાં.

"સાસુજી ! એરીંગ જડતાં નથી" લલિતા જેમ તેમ લથડતા અવાજે બોલી.

એકાએક એરીંગ ગૂમ થવાથી સઘળાં વિચારમાં પડયાં. કઠોરબાને પહેલો શક રાંકડી લીલાપર આવ્યો. નિર્દોષ, પવિત્ર, નીખાલસ હૃદયની, અભાગણી લીલા જાણે એક ચોર હોય તેમ કઠોરબાના મુખના કડવા શબ્દોથી વધાવાઇ. લીલાની ઝડતી લેવાઇ અને મદનલાલે પોતેજ કપટથી લીલાની પેટીમાં સંતાડેલાં એરીંગ લીલાની પેટીમાંથી શોધી કાઢયા.

લીલાની પેટીમાંથી ચોરાયેલો માલ મળતાં કઠોરબાના મીજાજનો વાયુ એમના મગજની હદ છોડી ફુંફાડા મારતો બહાર નીકળી આવ્યો. લીલાને અનેક ન દેવાની ગાળો દીધી—અનેક ન કહેવાના બોલો કહ્યા. બે ચાર તમાચા ચ્હોડી કાઢયા. નિરાધાર, અનાથ ગરિબડી લીલા પરમાત્મા પાસે મૃત્યુ માગવા લાગી. ધરતી માતાને પોતાનો શમાશ કરવા વિનંતી કરવા લાગી. આખરે મદનલાલજ ભલો ગણાવા વચ્ચે પડયો.

"બા ! એરીંગ મળ્યા એટલે હવે માફ કરો" પણ દયાથી બાર ગાઉ વેગળી રહેનારી, દયા ન સમજનારી ક્રૂર કઠોરબાએ કોઇનું પણ સાંભળવા ના પાડી. નિર્દોષ લીલાને અનેક અપમાનભરી ગાળો દઇ અનેક ન કહેવાના બોલોથી ઢુંપી ખાધી અને માતા વિનાની, પિતા વિનાની, પતિ વિનાની, ભાઇભાંડુ વિનાની, રડતી,

કકળતી નિરાધાર લીલાને ઘરમાંથી બહાર કાઢી મૂકી. આવી અસાધારણ આફતથી ઘણા માણસોનું મગજ ભમી જાય છે. અનેક સારા નઠારા વિચારોથી ચિત ચકડોળે ચઢે છે. નશીબના ચક્રની ભયંકર ઝપટ જેને લાગે છે તેઓ છતાં હૃદયે હૃદય વિનાના અને છતી બુદ્ધિએ બુદ્ધિ વિનાના થઈ પડે છે. આવી દશા લીલાની થઇ. હવસી મદનલાલે નાનકડા ચંદ્રનગરમાં તેને ચોર તરીકે પૂરવાર કરી અને તેથી ગામના અજાણ્યા લોકો ગરિબડી લીલાને ધીક્કારવા લાગ્યા. લીલા અતિશય સહનશીલ હતી પણ આ દુઃખ પરંપરાથી હવે તેની સહન શક્તિ અને ધીરજનો અંત આવ્યો. ગરીબ બાલીનું પોચું સ્ત્રી હૃદય છીન્નવિછિન્ન થઇ ગયું. જગતમાં અંધકાર ક્રૂરતા અને પ્રપંચનુંજ રાજ્ય જણાયું. લીલાએ ધાર્યું હતું કે મદનલાલને ત્યાં તે સુખી થશે પણ તે આશા નિરાશામાં ફેરવાઈ ગઇ. મદનલાલ પાપી નીવડયો—મોરના પીંછામાં સંતાયલો કાગડો નીકળ્યો અને આથી નદીના તળિયામાંથી બચી જતાં લીલાને જગતમાં મીઠાશ છે, દયા છે, દિલસોજી છે એવું જણાયું હતું તે માન્યતાનો લોપ થયો. જગત ખારૂ, કડવું, અને ઘાતકી જણાયું. સ્વાર્થ હવસ અને નીચતાનું રાજ્ય જ્યાં ત્યાં ચાલતું જોયું. લલિતાના દીલાસાનાં મધુર શબ્દોથી અભાગણી લીલાને જે કંઇક સુખ અને શાંતિ મળી હતી. તે આ આફતથી રમવાના પાનાના બાંધેલા બંગલા પેઠે નાશ પામી અને કમનસીબ લીલા એકવાર ફરીથી ઉપર આસમાન અને નીચે ધરતીની મિત્રતા ધરાવનારી થઇ પડી.

નિરાધાર લીલા રસ્તે ચાલતાં ચાલતાં બબડવા લાગી.

"અરર! હાય રે! શું હવે કરૂં ?
શી રીતે પૂરી જીંદગી થશે ?
કઠણ કારમા ક્રૂર ઓ વિધી !
નહિ નહિ જરી તુજ મહીં દયા;
ગરિબ કોમળાં કુસુમના સમાં:
અરર! ઓ વિધિ! હૃદય તેં ચીર્યાં;
ગરિબ બાપડા શું કરી શકે ?
ગરિબડા બધા જૂલમ તો સહે;
ગરિબડી બની હાય ! હું હવે;

વિજન આ રણે ભટકતી ફરૂં;
અરર ! એ ! વીંધો ! ક્રૂર જરી મચ;
નહિ નહિ અરે ! છેક ક્રૂર થા–"

લીલા લવી–બબડી આંખમાંથી આંસુઓનો પ્રવાહ રેડી પોતાના સુંદર ગાલ સીંચતાં સીંચતા દીવાની જેવી આગળ વધી. તેને પોતાની દેહનું, સ્થીતિનું જગતનું કે કશાંનું ભાન નહોતું. દુઃખથી, આફતથી, નિરાધારપણાથી, કુદરતની અસાધારણ કરડાકીથી એ જીવતી મરી જેવી ગઇ હતી. એના યુવાન અશાંત મગજમાંથી કુદરત માટે જગતપિતા માટે અનેક સારા માઠા વિચારો પસાર થઇ જતા હતા. એની કોમળ પુષ્પલતા જેવી સુકુમાર દેહ, એનું સંયમી હૃદયચળીત સૌન્દર્ય, એની વાચાળતા, સ્નેહાળતા, એનું સ્નેહભીનું હૃદય, એના હૃદયની ભીની ભાવનાઓ આદિ સર્વ વિશ્વ ચાલકની અનહદ નિષ્ઠુરતાથી કચડાઈ જઇ નાશ પામી હતી.

થોડીક પળો શાંત પસાર થઇ. વળી લીલા બબડી.

"અરર ! ઓ વિભુ ! ન્યાય આપ તું;
જગત્માં મને ન્યાય ના મળ્યો.
અરર ! કારમા ક્રૂર ઓ વિધી !
તુજ પરે મને ક્રોધ આવતો.
સહુ મને કહે ન્યાયી છે, પ્રભુ !
કયમ નહિ મને ન્યાય આપતો,
શું કર્યું બુરૂં શું કર્યું કુડું ?
અરર હાય ! મેં પાપ શું કર્યું ?—"

લીલા અટકી. ઉંચે આકાશ તરફ ફાટી આંખોએ જોઇ રહી. રાત અંધારી ઘોર હતી. આકાશ તદ્દન સ્વચ્છ હતું. ચંદ્રમાની ગેરહાજરીમાં અનંત ચાંદનીઓ જાણે માંહોમાંહે રાસ રમી એક બીજીની મશ્કરી કરતી હોય તેમ સહજજ હસતી હતી. ત્રણ, પાંચ અને સાતના તારલાના ઝુમલા જાણે આકાશ સુંદરીની મનોહર સાડી ઉપર રૂપેરી ઝીક ચળકતી હોય તેવા લાગતા. કુદરતી સૌંદર્ય ખરેખર અનુપમ હતું પણ આફતના મહાસાગરમાં તણાતી લીલાને એ સુંદરતા ગમી નહિ. એની આંખોને સુંદર ચંદ્રિકા રીઝવી શકી નહિ. એ આકાશ તરફ ફાટેલી ગુસ્સાભરી આંખોએ જોઇ બોલી.

"અરે ! એ સંગદીલ આસમાનના દયાહીન સીતારાઓ ! જાવ—નાશ પામો અરેરે ! તમે મારા આવા હાલ જોઇ હસો છો, મારી મશ્કરી કરો છો—ધીકકાર ! ઓ વિભુ ! ઓ જગત્ પિતા તું કયાં છે? લોકો તને ન્યાયી કહે છે, સ્વયંભુ કહે છે, સચરાચર અને સર્વવ્યાપક કહી સંબોધે છે, તો ઓ જગત્ ચાલક પરમેશ્વર ! અહિં આવ. તું જ્યાં હોય ત્યાંથી અહિં આવી મને ન્યાય આપ. મારા વ્હાલા કાન્તના જીગરમાં મને દોષિત કોણે ઠરાવી, મારાપર કયા નીચે વેર લીધું, મેં શું પાપ કર્યા—ઓ દયાળુ દેવ ! આ આ સર્વ બાબતનો નિર્ણય કર—તું કયાં છે ? આવ—આવ અહિં આવ—આ લીલા—અભાગણી લીલા છાતીફાડ રૂદન કરી તને બોલાવે છે. હા—હું તને બોલાવું છું. મને ન્યાય આપ—' લીલા બોલી. પરમાત્માને આમંત્રણ કર્યું પણ પરમાત્માનું આગમન થયું નહિ અને તેથી લાચાર અબળાના શોકની હદ આવી.

'હાય ! હું વ્યભીચારીણી ! કુલટા ! પાપીણી ! ...

એ પળ પસાર થઈ ગઈ.

'વ્હાલા કાન્ત ! આપે શું જોઇ મને બેવફા માની ? ઓ વિભુ ! સ્વર્ગ મૃત્યુ અને પાતાળ જ્યાં હોઇશ ત્યં—સ્વપ્ન કે જાગ્રત દુ:ખી કે સુખી દશામાં હું મારા વ્હાલા રમાકાન્તના નામનોજ જાપ જપીશ—એમનેજ મારા હૃદયમાં પુજીશ—અને છતાં-છતાં—શું હું બેવફા મનાઇશ ? શું મારા કાન્ત એકવાર—ફકત એકજવાર મને 'વ્હાલી લીલુ' કહી ન બોલાવે ? હાય !...દયા ! વીભુ ! દયા " લીલા અને નવધાર આંસુ રેડવા લાગી. અભાગણી લીલાને કશાનું ભાન રહ્યું નહિ. તે તો પોતાના દુ:ખથીજ લગભગ મરી ગેલી ગઇ હતી. કાન્તના વિયોગથી તેનું કોમળ હૃદય ચીરાઈ ગયું હતું અને તેમાં વળી ચોરીનો આરોપ આવવાથી તેના હોંસકોંસ તદ્દન ઉડી ગયા અને બેબાકળી જેવી, દીવાની જેવી, આમતેમ જોતી, ઘડીમાં આકાશ તરફ નજર કરતી, ઘડીમાં કંઇ બબડતી, ઘડીમાં ભવીષ્યનો અને ઘડીમાં ભુતકાળનો ખ્યાલ કરતી અશાંત મને ધર્મશાળા તરફના રસ્તે લથડતા પગે ચાલવા લાગી.

"હાય ! ઓ પ્રભુ ! હવે હું કયાં જાઉં ? ... ...

આકાશ છે જગત્માં છેડા વિનાનું,
તેવું થયું અરરર ! હવે દુઃખ મારૂં.
ના, કાંઈ છે, જગત્માં જરીએ દયા ના;
વિશ્વાસઘાતી જગના જનો હા.
સઘળે છવાઈ રહી વાદળીઓ દુઃખોની,
છે સ્વપ્ન જેવી આશા સઘળી સુખોની;
ના; ના, નથી જગત્માં વિશ્વાસ છે, ના.
ને ના નથી જગતમાં કંઈ પણ વફાઈ-

આટલું બોલી છૂટે મ્હોંએ લીલા રોઈ પડી.

"ઓ કાન્તા-"

લીલાને હવે રમાકાન્ત યાદ આવ્યો.

" છોડી દીધી તમે અરે ! દુઃખના નીધિમાં;
ને કાંઇપણ જીગરમાં વસી નાજ માયા,
વ્હાલા ! હતો ન મારો કંઇ દોષ પ્યારા;
ભરમાયલા, બૂરૂં કર્યું તજી દીન દારા.
ના—ના નહિ કૈં દયા તુજને રે ! આવી;
ને કૈં થઈ હૃદયમાં મૃદુ લાગણી ના. "

આવું આવું બબડતી જેમ તેમ રસ્તો કાપી લીલા ચંદ્ર નગરની ખીસ્માર ધર્મશાળા આગળ આવી પહોંચી. ધર્મશાળા તદ્દન જર્જરિત હાલતમાં હતી અને તેમાં રખેવાળ પણ રાખવામાં નહોતો આવતો. લીલા આવા વેરાન સ્થળમાં આવી અને પરમાત્માનું નામ દઈ ધર્મશાળાના એક ઓરડામાં ભૂખ અને તરસથી વ્યાકુળ થઈ છાતી ફાડ રૂદન કરતી પડી રહી.

**પ્રથમ ભાગ સમાપ્ત.**